श्रीमद् वे· व्यास प्रणीत महाभारतनुं

# सभापर्व.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઇ.

(પાકુપુઠ્ઠ) કીંમત રૂ. ૨-૦-૦

(કાચુપુઠ્ઠ) કીંમત રૂ. ૧-૮-૦



श्रीमद् वेदव्यास प्रणीत महाभारतनुं

# सभापर्व.

સ્વ૦ રા. રા. મણિશંકર મહાનંદ, એમણે
રા. રા. ભાઈશંકર નાનાભાઈ સોલીસીટરની
સાહાય્યથી પ્રસિદ્ધ કરેલું ભાષાંતર.



छपावी प्रसिद्ध कर्त्ता

એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.

સ્થલઃ કાલબાદેવીરોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબાઈ.

વિ. સં. ૧૯૭૭ ઇ. સ. ૧૯૨૧



આવૃત્તિ ૫ મી. પ્રત ૧૦૦૦



કીંમત રૂ. ૨–૦–૦

# અનુક્રમણિકા.





# શ્રી મ હા ભા ર ત નું

# सभापर्व.

## અધ્યાય ૧ લો–સભાસ્થાન નિર્ણય.

**वैशंपायन उवाच ॥ ततोऽब्रवीन्मयः पार्थं वासुदेवस्य सन्निधौ ॥**
**॥ प्रांजलिः श्लक्ष्णयावाचा पूजयित्वा पुनःपुनः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે કે–પછી શ્રીકૃષ્ણની સાનિધ્ય અર્જુનને હાથ જોડી, રૂડાં વચનોથી તેનો વારંવાર સત્કાર કરીને મયદાનવ કહેવા લાગ્યો કે, હે કુંતીના પુત્ર ! તમે આ ક્રોધ પામેલા શ્રીકૃષ્ણથી તથા ખાંડવ વનને બાળનારા અગ્નિથી મારી રક્ષા કરી, માટે હું તમારૂં શું પ્રિય કરૂં, તે કહો ? અર્જુને કહ્યું કે, હે મયદાનવ ! તેં મારૂં સર્વ પ્રિય કર્યું, તારૂં કલ્યાણ થાઓ. હવે તું સુખેથી જા, મારે વિષે નિરંતર પ્રીતિ રાખજે, કારણ હું તારા પર પ્રીતિ રાખું છું. મયદાનવ બોલ્યો કે, હે પુરૂષોમાં શ્રેષ્ઠ ! તમે જે કહો છો તે તમને યોગ્ય છે, પણ હું તમારૂં કંઈ પણ ઇચ્છિત કરવા ચાહું છું. કારણ કે હે પાંડવ ! દૈત્યોનો હું વિશ્વકર્મા શિલ્પ વિદ્યામાં ઘણો ચતુર છું; વાસ્તે તમારૂં કંઇ પણ પ્રીતિપૂર્વક શુભ કરવા ઈચ્છું છું. પછી અર્જુન બોલ્યા કે, હે શિલ્પવિદ્યામાં ચતુર ! તું મારાથી પોતાની રક્ષા થઇ તેનો પ્રતિ-ઉપકાર કરવા માગે છે, પણ હું તેમ કરાવવા ચહાતો નથી, તેમ આ તારા મનની ઇચ્છા પણ મિથ્યા થાય એમ ઇચ્છતો નથી; વાસ્તે શ્રીકૃષ્ણ કહે તેમ કર. એવાં અર્જુનનાં વચન સાંભળી મયદાનવે શ્રીકૃષ્ણને પૂછ્યું કે, હે શ્રીકૃષ્ણ ! હું અર્જુનનું શું પ્રિય કરૂં ? ત્યારે શ્રી-કૃષ્ણે પોતાના મનમાં થોડીવાર વિચાર કરીને કહ્યું કે, હે શિલ્પ શાસ્ત્રિયોમાં શ્રેષ્ઠ મયદાનવ ! જો તું અર્જુનનું પ્રિય કરવા ઇચ્છતો હોય તો યુધિષ્ઠિર રાજાને યોગ્ય એવી એક સભા કરી આપ. તે એવી કે જેને જોઇને બીજો કોઇ પુરૂષ આ મનુષ્ય લોકમાં તે પ્રમાણે કરી શકે નહીં; અને જેમાં અસુરો તથા મનુષ્યાદિકની દિવ્ય કારીગરી એવી એવી જોવામાં આવે કે, જેથી ચૌદે બ્રહ્માંડમાં રહેલા સર્વ પદાર્થો નજરે જોયા સરખા દેખાય. વૈશંપાયન કહે છે કે–એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી તે માન્ય કરી મયદાનવે હર્ષ પામીને " વિમાનને આકારે સભા કરવી " એવો નિશ્ચય કર્યો. પછી શ્રીકૃષ્ણ તથા અર્જુને યુધિષ્ઠિરની પાસે જઇને, આ મયદાનવ આપણને સભા કરી આપશે, એમ કહી તેની ઘણી પ્રશંસા કરી. ત્યારે હે ભારત ! યુધિષ્ઠિરે મયદાનવનો યથાયોગ્ય સત્કાર કર્યો, જેને ગ્રહણ કરી, મયદાનવે તેમની પાસે, વૃષપર્વા દૈત્યે જે બિંદુસરોસર પ્રત્યે યજ્ઞાદિ કર્યા હતા, તે કહ્યું. પછી તેણે કેટલોક કાલ ત્યાં રહી સ્થિર ચિત્ત કરી પોતાના મનમાં વિચારીને, પાંડવોને અર્થે સભા બાંધવાની તૈયારી કરી. શ્રીકૃષ્ણ તથા તેમના અભિપ્રાયથી, સારે દિવસે સ્નાનાદિ મંગળ કરી હજારો બ્રાહ્મણોને દૂધપાકનું ભોજન કરાવી તથા ઘણું દ્રવ્ય આપીને, સર્વ ઋતુના ગુણયુક્ત, શોભા-

યમાન અને મનોરંજક એવી ચોતરફ દશ હજાર હાથની સભા કરવા સારૂ જમીન માપી.

**सर्वर्तुगुणसंपन्नां दिव्यरूपां मनोरमां ॥**
**दशकिष्कुसहस्रां तां मापयामास सर्वतः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि सभास्थाननिर्णये गुर्जरभाषायां प्रथमोऽध्यायः ॥ १ ॥**



## અધ્યાય ૨ જો-શ્રીકૃષ્ણનું દ્વારકાં ગમન.

**वैशंपायन उवाच ॥ उषित्वाखांडवप्रस्थे सुखवासंजनार्दनः ॥**
**॥ पार्थैः प्रीतिसमायुक्तैः पूजनार्होभिपूजितः ॥**

વૈશંપાયન કહે છે કે-હવે પૂજા કરવા યોગ્ય અને પ્રીતિમાન પાંડવોએ પૂજા કરેલા શ્રીકૃષ્ણ ઘણા દિવસો સુધી ઇંદ્રપ્રસ્થમાં સુખે કરી રહ્યા હતા તે પોતાના પિતાને મળવાની ઇચ્છાથી દ્વારકાં પ્રત્યે જવા સારૂ યુધિષ્ટિરની રજા લેવા ગયા. પોતાના પિતા વસુદેવનાં બહેન કુંતીની પણ રજા લઇને તેમના પગમાં નમસ્કાર કર્યા. કુંતી તેમના મસ્તકના કેશ સુંઘી તેમને હૃદયમાં ગ્રહણ કરીને મળ્યાં, પછી મહા યશસ્વી શ્રીકૃષ્ણે, પોતાની બહેન સુભદ્રા પાસે જઇને સ્નેહથી નેત્રમાં અશ્રુ ભરી તેને અર્થવાળાં, સત્ય, હિતરૂપ, યોગ્ય અને જેનો ઉત્તર દેવાય નહીં એવાં થોડાં વચનો કહ્યાં. ત્યારે સુભદ્રા પોતાની માતા ઇત્યાદિને કુશળ સમાચાર કહેવાનું કહી શ્રીકૃષ્ણની પૂજા કરી તેમને પગે લાગ્યાં. પછી જનાર્દન શ્રીકૃષ્ણ મહા કાંતિમાન સુભદ્રાની રજા લઇને, દ્રૌપદી તથા ધૌમ્યાચાર્યની પાસે ગયા, ને ધૌમ્યને પગે લાગી દ્રૌપદીની પણ આશ્વાસના કરી તેની રજા લઇને અર્જુન સહિત પોતાના ભાઇઓરૂપ પાંડવો પાસે ગયા. ત્યારે તેઓથી વીંટાઇને શ્રીકૃષ્ણ, જેમ દેવતાઓએ વીંટાયલો ઇંદ્ર શોભે તેમ શોભવા લાગ્યા. પછી શ્રીકૃષ્ણે સ્નાન કરી, પવિત્ર થઇ, અલંકારો પહેરીને, ચંદન, પુષ્પ, જપ તથા નમસ્કારાદિ વિધિથી દેવતાઓ અને બ્રાહ્મણોની પૂજા કરી. નગરના દરવાજાની બહાર નીકળી, દહીં, આંબાનાં પાન, ફળ તથા ચોખાએ કરીને સ્વસ્તિ વાચન કરવાને યોગ્ય એવા બ્રાહ્મણોને દ્રવ્ય આપી, તેઓની પ્રદક્ષિણા કરી. પછી તેઓ ગદા, ચક્ર, તરવાર, શાર્ઙ્ગ તથા ધનુષાદિ આયુધોથી શોભાયમાન, જલદીથી ગતિ કરનાર અને ગરૂડના ચિહ્નવાળી ધ્વજા જેના ઉપર ઉડી રહી છે એવા સુવર્ણના રથમાં બેસવા ગયા, અને યુધિષ્ઠિર રાજાએ પ્રેમથી શ્રીકૃષ્ણને રથમાં બેસાર્યા. તેમના શ્રેષ્ઠ સારથિ દારૂકને રથમાંથી નીચે ઉતારી પોતે ત્યાં બેસીને ઘોડાઓની લગામ ગ્રહણ કરી. અર્જુને પોતાના રથમાંથી ઉતરીને શ્રીકૃષ્ણ ઉપર સુવર્ણની દાંડીવાળાં શ્વેત ચામર તથા વ્યંજન કરવા માંડ્યાં, અને નકુળ, સહદેવ, બ્રાહ્મણો તથા ઇંદ્રપ્રસ્થની પ્રજાએ સહિત ભીમસેન શ્રીકૃષ્ણની પાછળ ચાલવા લાગ્યા. તે સમયે તેઓ સહિત શ્રીકૃષ્ણ, જેમ ગુરૂ પોતાના પ્રિય શિષ્યો સહિત શોભે તેમ શોભતા હતા. પછી ઇંદ્રપ્રસ્થથી અર્ધ યોજન દૂર ગયા એટલે શ્રીકૃષ્ણ, પોતાના વિયોગથી પીડાયલા અર્જુનને મળી તેની રજા લઇ, યુધિષ્ઠિર તથા ભીમસેનને પગે લાગ્યા, ને નકુલ તથા સહદેવને ભેટ્યા. તે બેઉ ભાઇઓ શ્રીકૃષ્ણને પગે લાગ્યા,

શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, હવે તમે પાછા વળો, હું જઇશ. એમ કહી શ્રીકૃષ્ણ તેમના પગમાં પડ્યા. યુધિષ્ઠિરે તેમને ઉઠાડી પ્રેમથી મસ્તકના કેશ સુંઘીને રજા આપી કે ભલે જાઓ, ત્યારે શ્રીકૃષ્ણે "હું પાછો આવીશ" એમ કહી પાંડવોને પોતાના વિયોગના કષ્ટથી મુક્ત કરી, જેમ ઇંદ્ર સ્વર્ગ પ્રત્યે જાય તેમ દ્વારકાં પ્રત્યે જવા માંડયું. પછી પાંડવોએ પોતાની દૃષ્ટિથી શ્રીકૃષ્ણ દૂર ગયા ત્યારે પ્રથમ મૂર્તિનું ચિંતન કર્યું અને પછી પોતાના મનમાં તેમનું ચિંતન કરવા લાગ્યા, કારણ કે તેઓનાં મન તેમના દર્શનથી તૃપ્ત થયાં ન હતાં. હવે સર્વ મનુષ્યોના નેત્રને પ્રિય જેનું દર્શન છે એવા શ્રીકૃષ્ણ ઘણ દૂર ગયા ત્યારે તેમાંજ ચિત્ત રાખનારા પાંડવો, જાણે સર્વ કામના રહિત હોય તેમ થઇ પાછા વળી પોતાના ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. શ્રીકૃષ્ણ પણ પોતાની પાછળ ગતિ કરનાર મહાશૂરવીર સાત્યકિ યાદવ તથા સારથિ દારૂક સહિત રથે કરીને ગરૂડ સરખા વેગથી અલ્પ કાળે દ્વારકાં પહોંચ્યા. વૈશંપાયન કહે છે કે–પછી ધર્મરાજ યુધિષ્ઠિર, પોતાના ભાઇઓ તથા સગા સંબંધીઓ સહિત ઇંદ્રપ્રસ્થમાં આવી તેઓને રજા આપીને દ્રૌપદી સહિત હર્ષ પામ્યા. શ્રીકૃષ્ણે પણ હર્ષથી દ્વારકાંપુરીમાં પ્રવેશ કર્યો. અને ઉગ્રસેનાદિ શ્રેષ્ઠ યાદવોથી સન્માન પામેલા શ્રીકૃષ્ણ, પોતાનાં માતા પિતા દેવકી અને વસુદેવને તથા મોટા ભાઈ બલદેવજીને મળ્યા. વળી પ્રદ્યુમ્ન, સાંબ, નિશઠ, ચારૂદેષ્ણ, ગદ, અનિરૂદ્ધ તથા ભાનુ આદિને મળ્યા. પોતાથી વડીલોની રજા લઇને રૂક્મિણીના ઘર પ્રત્યે ગયા. આણી તરફ મહા ભાગ્યવાન મયદાનવે પણ યુધિષ્ઠિર સારૂ સર્વ રત્નોથી શોભાયમાન એવી યથાયોગ્ય સભા બાંધવાનો વિચાર કર્યો.

**मयोपि स महाभागः सर्वरत्नविभूषितां ।**
**विधिवत्कल्पयामास सभां धर्मसुताय वै ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि भगवद्यानं गुर्जरभाषायां द्वितीयोऽध्यायः ॥ २ ॥**



## અધ્યાય ૩ જો–સભા નિર્માણ.

**वैशंपायन उवाच ॥ अथाब्रवीन्मयःपार्थमर्जुनं जयतांवरं ।**
**॥ आपृच्छेत्वां गमिष्यामि पुनरेष्यामि चाप्यहं ॥**

વૈશંપાયન કહે છે કે:—પછી મયદાનવે શત્રુઓને જીતનારાઓમાં શ્રેષ્ઠ એવા અર્જુનને કહ્યું કે, હું તમારી પાસેથી હમણાં જવાની રજા લઉં છું પણ પાછો આવીશ. કારણ કે પૂર્વે કૈલાસ પર્વતની ઉત્તરે મૈનાક પર્વત ઉપર દૈત્યોએ યજ્ઞ કર્યા ત્યારે મેં એક વિચિત્ર રંગોનું મણિમય પાત્ર કર્યું હતું, તે બિંદુસર પ્રત્યે સત્યવાદી વૃષપર્વા દૈત્યની સભામાં રાખેલું છે. તે જો ત્યાં હશે તો હું લઈ આવીશ, ને પછી યુધિષ્ઠિરનો યશ વધારનારી, મનને હર્ષ આપનારી, વિચિત્ર અને સર્વ રત્નો જડ્યાથી શોભાયમાન એવી સભા કરી આપીશ. વળી હે કુરૂનંદન! તે બિંદુસર પ્રત્યે એક ભયંકર ગદા છે, જે વૃષપર્વા દૈત્યે યુદ્ધમાં શત્રુઓનો નાશ કરીને રાખી છે, તેની હું તલાસ કરીશ. તે ગદા સુવર્ણના બિંદુઓએ કરી

શોભિતી, દઢ, એક લાખ ગદાઓ સરખી વજનદાર તથા શત્રુઓનો નાશ કરનારી છે; અને જેમ તમને ગાંડીવ ધનુષ યોગ્ય છે તેમ તે ભીમસેનને લાયક છે. વરૂણદેવનો સુંદર શબ્દ કરનાર દેવદત્ત નામનો એક શંખ છે, તે પણ લાવીને તમને આપીશ, એમાં કંઇ સંશય નથી. એમ કહીને મયદાનવ, ઈશાન દિશા પ્રત્યે જઇ કૈલાસ પર્વતની ઉત્તરે સુવર્ણના શિખરવાળા, મોટા અને મણિમય મૈનાક પર્વત ઉપર જ્યાં બિંદુસરોવર છે ત્યાં ગયો. ત્યાં ભગીરથ નામે રાજા ભાગીરથી ગંગાના દર્શન સારૂ બહુ કાલ સુધી રહ્યા હતા. ત્યાં સર્વ ભૂત પ્રાણિયોના રાજા મહાત્મા ઇંદ્રે શોભા સારૂ ઘણાક મણિયો જડિત યજ્ઞસ્તંભો તથા સુવર્ણના મહેલો નિર્માણ કરયા હતા અને સો યજ્ઞ કરીને સ્વર્ગના રાજ્યની સિદ્ધિ મેળવી હતી. વળી ત્યાં સર્વ ભૂત પ્રાણીના પતિ, સનાતન, અને તીક્ષ્ણ તેજવાળા મહાદેવજી સર્વ લોકને ઉત્પન્ન કરીને રહ્યા છે, જેની બધા લોકમાં અનેક તરેહથી ઉપાસના થાય છે. ત્યાં નર, નારાયણ, બ્રહ્મા, યમ તથા મહાદેવ હજાર યુગને અંતે યજ્ઞ કરે છે, તથા ભગવાને શ્રેષ્ઠ પુરૂષોને ધર્મમાં પ્રવર્ત કરવા સારૂં નિરંતર ઘણાક કાળ સુધી યજ્ઞ કરીને સુવર્ણના હજારો સ્તંભો તથા કાંતિમાન લાખો મહેલો બ્રાહ્મણોને આપેલા છે. હવે ત્યાં જઈ મયદાનવે ગદા તથા શંખ લઇ, પૂર્વે વૃષપર્વા દૈત્યની સભા કરતાં જે મણિ આદિ દ્રવ્ય બાકી રહ્યું હતું, ને જેની રાક્ષસો રક્ષા કરતા હતા તે લીધું; અને તે પોતાના ચાકરો પાસે ઉપડાવી ઇંદ્રપ્રસ્થ લઇ આવ્યો. પછી તેણે ત્રણ લોકમાં પ્રસિદ્ધ, શોભાયમાન, મણિજડિત, શ્રેષ્ઠ અને જેના સરખી બીજી કોઇ નહીં એવી સભા કરવા માંડી. પોતે જે ગદા લાવ્યો હતો તે ભીમસેનને આપી, તથા સૌથી શ્રેષ્ઠ દેવદત્ત નામનો શંખ અર્જુનને આપ્યો, જેના શબ્દે કરીને સર્વ ભૂત કંપી જતાં હતાં. હે રાજન્ ! તે મહા બુદ્ધિમાન્ મયદાનવે, સુવર્ણના વૃક્ષોવાળી, દિવ્ય, તેજે કરીને શ્રેષ્ઠ, મનુષ્યના ચિત્તમાં નવ રસોને ઉત્પન્ન કરનારી, આકાશને સ્પર્શ કરે એટલી ઉંચી, દશ હજાર હાથ લાંબી તથા પહોળી, પાપ તથા શ્રમને નાશ કરનારી, શ્રેષ્ઠ મણિ તથા રત્નજડિત ભીંતો અને તોરણોએ યુક્ત, ઘણી તરેહનાં ચિત્રોવાળી, અમૂલ્ય, અને જેની બરોબરી બલિરાજાદિકની તથા બ્રહ્માની સભાઓ પણ નહીં કરી શકે એવી સભા બનાવી. તે સભાની રક્ષા કરવા સારૂ તથા તેમાંનાં વૃક્ષોની સંભાળ રાખવા સારૂ, અંતરીક્ષમાં ગતિ કરનાર, મોટા સ્વરૂપવાળા, બલવાન, લાલ તથા પીળા નેત્રવાળા, છિપ સરખા કાનવાળા અને શત્રુઓને પ્રહાર કરનાર આઠ હજાર રાક્ષસોને ચોકીબાન તરીકે રાખ્યા. વળી તેણે તે સભામાં ઇંદ્રનીલમણિના પત્રોએ કરીને શોભાયમાન, મણિઓની ડાળખીઓ ઉપર સુવર્ણના કમળોવાળી, અનેક તરેહનાં પક્ષિયો, કમળનાં પુષ્પો અને સુવર્ણના કાચબા તથા માંછલાઓએ કરીને શોભતી, સ્ફટિક મણિનાં પગથિયાંવાળી તથા નિર્મળ જળથી ભરેલી એક સુંદર વાપિકા બનાવી. જેમાં મંદમંદ વાયુ વાવાથી જળના બિંદુઓ ઉડતા, જે કમળનાં પુષ્પો ઉપર પડી મોતી સરખા શોભતા હતા. વળી તે વાપીનો કિનારો ચોતરફ નીલમણિયોની મોટી શિલાઓથી બાંધી લીધો હતો; જેથી તેનો કિનારો અને જળ એક રંગનાં દેખાતાં હતાં. જે કમળનાં પુષ્પોથી તે ઢંકાઇ રહી હતી, તે પુષ્પો જાણે કાચની ભૂમિ ઉપરજ ચીતર્યાં હોય એવું દેખાતું હતું. તેથી તે જળને ઠેકાણે સ્થળ જેવા ભ્રમથી અજાણ્યા મનુષ્ય તેમાં પડી જાય એમ હતું. વળી તે સભાની ચારે તરફ તેણે સુંદર છાયા અને પુષ્પોવાળાં વૃક્ષો તથા હંસ, કારંડવ અને ચક્રવાકાદિ પક્ષિયોએ કરીને

શોભાયમાન એવી વાપીઓ નિર્માણ કરી. જેના કમળનો તથા વૃક્ષોના પુષ્પોનો સુગંધી વાયુ પાંડવોને આવતો હતો. હે રાજન્! એ પ્રમાણે મયદાનવે ચૌદ માસ અને કેટલેક દિવસે તે સભા તૈયાર કરી યુધિષ્ઠિર રાજાને નિવેદન કરી.

**ईदृशीं तां सभां कृत्वा मासैः परिचतुर्दशैः ।**
**निष्ठितां धर्मराजाय मयो राजन्यवेदयत् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि सभानिर्माणे गुर्जरभाषायां तृतीयोऽध्यायः ॥ ३ ॥**



## અધ્યાય ૪ થો–સભા પ્રવેશ.

**वैशंपायन उवाच ॥ ततः प्रवेशनं तस्यां चक्रे राजा युधिष्ठिरः ।**
**॥ अयुतं भोजयित्वा तु ब्राह्मणानां नराधिपः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે કે–પછી મનુષ્યોના અધિપતિ યુધિષ્ઠિર રાજાએ દશ હજાર બ્રાહ્મણોને ભોજન કરાવી તે સભામાં પ્રવેશ કર્યો. બીજા દેશોથી આવેલા બ્રાહ્મણોને ઘૃત તથા મધ સહિત દૂધપાક, ફળમૂળ, ડુક્કર તથા હરિણાદિકનાં માંસ, તિલ સાથે રાંધેલો ભાત મગ ભાત, તથા બીજા કેટલાક કઠણ, નરમ, ચાટવાના તથા ચુસવાના પદાર્થો ખવરાવી શ્રેષ્ઠ વસ્ત્ર તથા પુષ્પો આપીને તૃપ્ત કર્યા, ને એક એક બ્રાહ્મણને હજારો ગાયો આપી. હે ભરતવંશી રાજન્! તે સમયે બ્રાહ્મણોએ મંત્ર ભણીને યુધિષ્ઠિર રાજાને જે આશીર્વાદ આપ્યો, તેનો આકાશને સ્પર્શ કરે એવડો મોટો શબ્દ થયો. વળી યુધિષ્ઠિર રાજાએ તે સભાના દ્વારપ્રત્યે દેવતાઓની મૂર્તિઓનું સ્થાપન કરીને તેઓનું ચંદન પુષ્પાદિ પદાર્થોએ કરી પૂજન કર્યું. તે વખતે અનેક તરેહના વાજીંત્રો વાગતાં હતાં. ત્યાં મલ્લો અને નટો લાકડીયોથી યુદ્ધ કરનારા સૂતો તથા ગવૈયા આવીને યુધિષ્ઠિરને રીઝવતા હતા તેથી તેમણે તેઓનો યથા યોગ્ય સત્કાર કર્યો. પછી યુધિષ્ઠિર પોતાના ભાઇઓ સહિત રમણીય સભામાં જેમ ઇંદ્ર સ્વર્ગમાં રમે તેમ રમતા હતા, ને તેમની પાસે તે સભામાં કેટલાક ઋષિયો, તથા કેટલાક બીજા દેશોથી આવેલા રાજાઓ રહેતા હતા, તેઓમાં અસિત, દેવલ, સત્ય, સર્પિમાલી, મહાશિરા, અર્વાવસુ, સુમિત્ર, મૈત્રેય, શુનક, બલિ, બક, દાલ્ભ્ય, સ્થૂલશિરા, વ્યાસજી, શુકદેવજી, સુમંતુ જૈમિનિ, પૈલ, હું, તિત્તિર, યાજ્ઞવલ્કય, પુત્ર સહિત લોમહર્ષણ, અપ્સુહોમ્ય, ધૌમ્ય, આણિમાંડવ્ય, કૌશિક, દામોષ્ણિષ, ત્રૈબલિ, પર્ણાદ, ગટજાનુક મૌંજાયન, વાયુભક્ષ, પારાશર્ય, સારિક, બલિવાક, સિનિવાક, સત્યપાલ, કૃતશ્રમ, જાયૂકર્ણ, શિખાવાન્ આલંબ, પરિજાતક, મહાભાગ્યવાન પર્વત, મહામુનિ માર્કંડેય, સાવર્ણ ભાલુકિ, ગાલવ, જંઘાબાહુ, રૈભ્ય, કોપવેગ, ભૃગુ, હરિબભ્રુ, કૌંડિન્ય, બભ્રુમાલી, કક્ષીવાન, ઔશિજ, નારીકેત, ગૌતમ, પૈંગ્ય, વરાહ, શ્રુનક, મહાતપસ્વી શાંડિલ્ય, કુકકુર, વેણુજંઘ, કાલાપ અને કઠાદિ સર્વે ધર્મના જાણનારા, સ્થિર મનવાળા, જીતેંદ્રિય અને વેદ તથા વેદાંગને પાર પામેલા બ્રાહ્મણો, તે સભામાં યુધિષ્ઠિર રાજાની પાસે બેસીને પવિત્ર કથાઓ કરતા હતા. બહુ મોટા મનવાળા તથા મહાત્મા મંજકેતુ, સંગ્રામજીત, દુર્મુખ, મહાપરાક્રમી ઉગ્રસેન, કક્ષસેન,

ક્ષેમક અપરાજી, કાંબોજ દેશનો રાજા કમઠ, મહાબલવાન કંપન, જેણે બળવાન, પરાક્રમી, તથા અસ્ત્રયુક્ત અને મોટા તેજવાળા યવનોને જેમ ઇંદ્રે અસુરોને કંપાવ્યા તેમ કંપાવ્યા હતા. મદ્રદેશનો રાજા જટાસુર, કુંતિરાજ, કિરાત દેશનો રાજા પુલિંદ, પુંડ્રકસહિત અંગ અને વંગ, અંત્રક સહિત પાંડ્ય તથા અંડ્ર, સુમિત્ર, શૈબ્ય, મિત્રકર્શન, યવનોનો અધિપતિ, કિરાત દેશનો રાજા સુમના, ચાણૂર, દેવરાત, ભયંકર રથવાળો ભોજ, શરાયુધ, કાલિંગ. જયસેન, જરાસંધ, સુકર્મા, ચેકિતાન, પુરૂ અમિત્રકર્શન, કેતુમાન્, વસુદાન, મિથલ, કૃતક્ષણુ, સુધર્મા, અનિરૂદ્ધ, શ્રતાયુ, અનૂપરાજ, દુર્ધર્ષ ક્રમજીત, સુદર્શન,પુત્ર સહિત કદ્રૂપદેશના અધિપતિ શિશુપાલ, આહુક, વિપૃથુ, ગદ, સારણ, અક્રૂર, કૃતવર્મા, શિનિનો પુત્ર સત્યક, ભીષ્મક, અકૃતિ દ્યુમત્સેન, યજ્ઞસેન, સૌમકિ, કેતુમાન, વસુમાન, મહાબલવાન કૃતાસ્ત્ર, તથા બીજા પણ પ્રસિદ્ધ રાજાઓ તે સભામાં યુધિષ્ઠિરની પાસે બેસતા હતા. કેટલાક મહાબળવાન રાજાઓના છોકરાઓ મૃગચર્મ ધારણ કરી અર્જુનનો આશ્રય કરીને તેની પાસેથી ધનુર્વેદ શિખતા હતા. તેમાં પ્રદ્યુમ્ન, સાંબ, સાત્યકિ, સુધર્મા, અનિરૂદ્ધ તથા મનુષ્યોમાં શ્રેષ્ઠ શૈબ્યાદિ યાદવોના કુમારો ધનુર્વેદ શિખ્યા, અર્જુનનો સખા તુંબરૂ ગંધર્વ હમેશ તે સભામાં રહેતો હતો, જેનો આશ્રય કરીને પ્રધાનો સહિત ચિત્રસેન ગંધર્વ, તથા ગાવા બજાવવામાં કુશળ, જમણે હાથે તાલ આપવામાં કુશળ, અને હલકો મધ્યમ તથા ઉંચો સ્વર ગાવામાં મહેનત જેણે કરી છે એવા ગંધર્વો તથા અપ્સરાઓ ત્યાં રહેતાં હતાં તેઓ સૌ તે તુંબરૂ ગંધર્વના કહેવાથી મનુષ્યોને સાંભળવા લાયક પદો ગાઇને પાંડવો તથા ઋષિયોને હર્ષ પમાડતાં હતાં. તે સભામાં બેઠેલા સુંદર વ્રતવાળા અને સત્યવાદી પુરૂષો, જેમ સ્વર્ગમાં દેવતાઓ બ્રહ્માની ઉપાસના કરે, તેમ યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા.

**तस्यां सभायामासीनाः सुव्रताः सत्यसंगराः ।**
**दिवीवदेवाब्रह्माणं युधिष्ठिरमुपासते ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि सभाक्रियापर्वणि सभाप्रवेशोनाम गुर्जरभाषायां चतुर्थोऽध्यायः ॥ ४ ॥**



## અધ્યાય ૫ મો-રાજ સંબંધી નારદ પ્રશ્ન.

**वैशंपायनउवाच ॥ अथतत्रोपविष्टेषु पांडवेषु महात्मसु ॥**
**॥ महत्सु चोपविष्टेषु गंधर्वेषु च भारत ॥**

વૈશંપાયન કહે છે કે,-પછી હે ભારત! કોઇ સમયે તે સભામાં મહાત્મા પાંડવો, મહત્પુરૂષો. તથા ગંધર્વો બેઠા હતા, તેટલામાં વેદ, ઉપનિષદ તથા ઇતિહાસ પુરાણને જાણનારા, વિષય, અવિષય, પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ અને સંગતિ, એ પાંચ અધિકર્ણ સહિત ન્યાયમાં કુશલ, મન્વાદિકનાં કહેલાં શાસ્ત્રોનું તત્વ તથા શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ નિરૂક્ત અને જ્યોતિષ એ છ વેદનાં અંગોને જાણનારાઓમાં શ્રેષ્ઠ દેવતાઓના ગણો જેની પૂજા કરે છે એવાં પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પંચ મહાભૂતો પોતાના સંયોગે કરીને જગતમાં નાના પ્રકારે દેખાય છે અને આખા જગતમાં વ્યાપી રહ્યાં છે એવું જાણનારા

શિષ્યાદિકને પણ એજ પ્રમાણે ઉપદેશ કરનારા, યથાર્થ બોલનારા, બુદ્ધિમાન્, ભણેલા, શાસ્ત્રો નહીં ભૂલીજનાર, દ્રવ્યાદિ વિભાગનો વ્યવહાર અને ભવિષ્ય જાણનાર, જ્ઞાનકાંડ તથા કર્મકાંડના વિભાગોનો શિષ્યોને યથાર્થ ઉપદેશ કરવો એમ માનનારા, પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણુથી અને વેદોના વાકયોથી બ્રહ્મસ્વરૂપનો નિશ્ચય કરનારા, પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ ઉપનય અને નિગમન, એ તર્ક શાસ્ત્રના પાંચ અવયવોવાળા વાકયોને ખોટા ખરા જાણુનારા, શાસ્ત્રાર્થમાં કુશલ, બૃહસ્પતિની સામે પણ ઉત્તરોત્તર બોલનાર, ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો યથાર્થ નિશ્ચય કરનારા, આ પૃથ્વીના તથા તેની ઉપર નીચેના સર્વ પદાર્થોને જ્ઞાન દષ્ટિથી પ્રત્યક્ષ જોનાર, સાંખ્ય તથા યોગશાસ્ત્રના વિભાગોને જાણનારા તથા તેમનો વિચાર કરવાની ઇચ્છાવાળા, દેવતા અને દૈત્યોને સ્નેહ તથા યુદ્ધ કરાવવાના ઉપાયમાં કુશળ, પોતાના અને શત્રુના બલાબલનો વિચાર કરીને શત્રુનું બળ વધારે હોય તો તેના પ્રધાનાદિકને દ્રવ્યથી લોભાવવાનું જાણુનારા, શત્રુઓએ પરસ્પર સ્નેહ અને વૈર કરવું, દાન તથા આસનો આપવાં, ભેદ રાખવો તથા આશ્રય કરીને રહેવું, એ છ ગુણોની વિધિવાળા, શાસ્ત્રમાં ચતુર, યુદ્ધ અને ગાયનાદિ સર્વ વિદ્યામાં પ્રીતિમાન્, સર્વ કર્મમાં કુશળ અને બીજા પણ અનેક ગુણોથી શોભાયમાન મોટી કાંતિવાળા નારદજી, પોતાના મિત્ર પરિજાત, પર્વત, તથા સુમુખ સહિત સર્વ લોકમાં ફરતા ફરતા તે સભામાં બેઠેલા પાંડવોને જોવા સારૂ ત્યાં આવ્યા, ને તેમણે યુધિષ્ઠિરને "તમારો જય થાઓ" એમ આશીર્વાદ આપ્યો. તેમને જોઈ ધર્મ જાણુનારા યુધિષ્ઠિરે, પોતાના ભાઇઓ સહિત ઉભા થઈ તેમને નમ્રતાથી પગે લાગીને યોગ્ય આસનો આપ્યાં, વિધિપૂર્વક મધુપર્ક, પાદ્ય તથા અર્ધ્યથી પૂજા કરી ગાય તથા રત્નાદિ પદાર્થો આપી તેમનો સત્કાર કર્યો. એ પ્રમાણે યથાયોગ્ય પૂજા પામીને વેદને પાર પામેલા મહર્ષિ નારદજી પ્રસન્ન થયા. પછી ધર્મ કામ અને અર્થયુક્ત વાકયથી તેઓ યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા કે—હે રાજન્ ! તમારી પાસે યજ્ઞ, દાન તથા કુટુંબનું પોષણ થાય તેટલું પુરતું દ્રવ્ય છે? તમારૂં મન ધર્મમાં વર્તે છે? તમોને સર્વ સુખનો અનુભવ મળે છે ? તમારા મનને ખેદ તો ઉત્પન્ન થતો નથી ? હે રાજન્ ! તમારા કુળમાં પૂર્વે થઇ ગયેલા તમારા પિતામહોની રીતિ પ્રમાણે તમે, બ્રાહ્મણો, પુરોહિત અને પ્રજાને વિષે ધર્મ તથા અર્થયુક્ત શ્રેષ્ઠ વૃત્તિથી વર્તો છો ? વળી જેમ નીચ મનુષ્ય દ્રવ્યનું અને કામી પુરૂષ કામનું સેવન કરતી વખત સુખના લોભથી દ્રવ્ય તથા ધર્મની હાનિ કરે છે, તેમ તો તમે નથી કરતા ? હે શત્રુઓને જીતનારાઓમાં શ્રેષ્ઠ ! ધર્મ, અર્થ અને કામ એ ત્રણને સેવન કરવાના સમયનો વિભાગ દક્ષપ્રજાપતિએ એવો કરેલો છે, જે દિવસના પૂર્વાહ્ન કાલમાં ધર્મનું સેવન કરવું, મધ્યાહ્ન કાલથી દ્રવ્ય મેળવવાનો ઉદ્યોગ કરવો, અને સાયંકાલને વિષે કામનું સેવન કરવું, માટે તમે એ પ્રમાણે કરો છો ? બોલવાની ચતુરાઈ, હીંમત, તર્ક કરવામાં કુશલતા, સ્મરણશક્તિ વિચારશક્તિ તથા નીતિશાસ્ત્ર, એ છ રાજગુણોએ કરીને તમે સામ, દાન, ભેદ, દંડ, મંત્ર, ઔષધ અને ઇંદ્રજાલ, એ શત્રુને વશ કરવાના સાત ઉપાયોની તપાસ રાખો છો ? વળી પોતાના તેમજ શત્રુઓના બળ તથા અબળની, અને દેશ, કિલ્લા, રથ, હસ્તિ, ઘોડા તથા યોદ્ધા એ સર્વના નાયકોની તેમજ અંતઃપુરમાં થતા ખરચની ગણના રાખો છો ? વળી આયપત તથા ખરચનો હિસાબ લખીને રાખો છો ? દ્રવ્ય પુરતું છે કે નહીં તેનો વિચાર કરો છો ? અને ગુપ્ત શત્રુઓ તથા તેના

કારભારીઓની રૂડી રીતે પરીક્ષા કરો છો ? હે જીતનારા પુરૂષોમાં શ્રેષ્ઠ, પોતાના પ્રબળપણાની પરીક્ષા કરીને રાજ્યનું પાલન કરો છો ? અથવા પોતાથી શત્રુ પ્રબલ હોય તો તેની સાથે સ્નેહ કરીને, ખેડુત તથા વ્યાપારિયોની પોતાના દેશમાં વૃદ્ધિ કરવી, માર્ગો, કિલ્લાઓ તથા સેતુઓની મજબૂતી કરવી, હાથી વગેરે જાનવરો, ખાવાનાં પદાર્થોનો સંચય કરવો અને રત્નોની તથા સુવર્ણની ખાણો ખણાવવી, એ આઠ કર્મોનું સેવન કરો છો ? હે ભારતકુળમાં શ્રેષ્ઠ ! તમારા કિલ્લાની રક્ષા કરનાર, ચતુરંગિણી સેનાને ભોજનાદિ પદાર્થો વહેંચી આપનાર, પ્રધાન, સેનાપતિ, પુરોહિત, વૈદ્ય, અને જ્યોતિષી એ સાત દ્રવ્યવાન અને વ્યસન વગરના પ્રધાનો સર્વ પ્રકારે કરીને તમારૂં હિત કરવામાં પ્રીતિમાન્ છે ? તમને જેનામાં " આ દુષ્ટ છે " એવી શંકા ન હોય એવા ઉપરથી સ્નેહ દેખાડનારા અને અંતઃકરણમાં કપટી દૂતોથી, યા તમારાથી તથા તમારા પ્રધાનથી તમોએ કરેલા મનસુબાની વાત બહાર તો પડતી નથી ? મિત્રો અને જેઓને મિત્ર તથા શત્રુ સરખા છે એવા પુરૂષોની તથા શત્રુઓની ઇચ્છાને તમે જાણો છો ? પ્રબળ શત્રુઓની સાથે સ્નેહ અને નિર્બળ શત્રુઓની સાથે ક્લેશ, સમય પ્રમાણે કરો છો ? જેઓને તમારી સાથે મિત્રાઇ તથા શત્રુભાવ ન હોય તેમની સાથે તેમના સરખી વૃત્તિથી વર્તવું, એમ તમે વર્તો છો ? હે શૂરવીર ! તમારા પ્રધાન રૂડા અંતઃકરણવાળા, શાસ્ત્રના જ્ઞાને કરીને પરિપૂર્ણ, શ્રેષ્ઠ કુળવાન, સારા આચરણવાળા, વિચાર શક્તિમાં સમર્થ, અને તમારામાં પ્રીતિ રાખનારા છે ? કારણ કે, હે ભારત ! રાજાઓના જયનું કારણ પ્રધાનો છે. હે રાજન્ ! શાસ્ત્રમાં ચતુર અને મનસુબા કરવા યોગ્ય એવા પ્રધાનોએ કરીને તમારા દેશનું સંરક્ષણ થાય છે ? શત્રુઓથી પરાભવ થતો નથી ? હે અર્થને જાણનાર ! તમે રાત્રિને વિષે અતિ નિંદ્રાને વશ તો થતા નથી ? પાછલી પ્રહર રાત્રિના સમયમાં ઉઠીને આગલે દિવસે પ્રધાનો સાથે જે કાંઇ મનસુબો કરચો હોય તેનો વિચાર કરો છો ? વળી તમે હરેક કામનો વિચાર એકલા અથવા ઘણાઓ સાથે તો કરતા નથી ? તમે નિશ્ચય કરેલા મનસુબાની વાર્તા ગામમાં તો ફેલાતી નથી ? વળી જેમાં મહેનત થોડી અને ફળ ઘણું હોય એવાં કામ તરત કરવાનો ઉદ્યોગ કરો છો ? સારાં કામમાં તમે વિઘ્ન તો કરતા નથી ? ખેતી આદિ ઉદ્યોગ કરનાર પુરૂષ તમથી જાણીતા અને તમારે વિશ્વાસ કરવા યોગ્ય છે ? તેઓ વારંવાર પોતાના ઉદ્યોગનો ત્યાગ તો કરતા નથી ? કારણ કે તેમ જો હોય તો તે રાજાના સ્નેહની ખામી છે. વળી ધનવાન, લોભ વગરના, અને પરંપરાથી પોતાના કુળનોજ ઉદ્યોગ કરનારા પુરૂષો, તેજ ઉદ્યોગનો આશ્રય કરીને વર્ત્યા કરે છે ? વળી તેઓ તમારા ધારેલા કર્મોને તો જાણતા નથી ? હે શૂરવીર ! ધર્મ અને સર્વ શાસ્ત્રના જાણનારા કૃપાચાર્ય તથા દ્રોણાદિક આચાર્યો તમારા દેશના કુમારોને યુદ્ધનો ઉદ્યોગ શિખવે છે ? હજારો મૂર્ખ પુરૂષોમાંથી તમે એક પણ પંડિતને શોધી કાઢો છો ? કારણ કે પંડિત પુરૂષ હરેક કામના સંકટમાં સારૂં થાય તેમ કરે છે. હે રાજન્ ! તમારા સર્વ શહેરોના કિલ્લાઓ, ધન, ધાન્ય, આયુધ, જળ, યંત્રો, કારીગરો, અને યોદ્ધાઓથી ભરેલા છે ? તમારો એક પણ પ્રધાન બુદ્ધિમાન્ , શૂરવીર, શુદ્ધ અંતઃકરણવાળો અને વિચિક્ષણ છે ? કારણ કે એવો પ્રધાન રાજાને વા રાજાના પુત્રને મોટી સમૃદ્ધિની પ્રાપ્તિ કરાવી આપે છે. વળી મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, દ્વારપાલ, અંતઃપુરમાં પ્રવેશ કરનાર, બંધીખાનાનો અધિકારી, દ્રવ્ય સાચવનાર, હરેક કામ

વિષે ચાકરોને આજ્ઞા આપનાર, જેને આજ્ઞા આપી હોય તે, શહેરનો અધ્યક્ષ—કામ કરનાર, ધર્મરૂપી કામનો અધ્યક્ષ, સભાસદ, અપરાધીને દંડ આપનાર, કિલ્લાની રક્ષા કરનાર, શહેરની સંભાળ રાખનાર, તથા રસ્તાઓના ચોકસી રાખનાર, એ અઢારની અથવા મંત્રી, પુરોહિત, અને યુવરાજ, એ ત્રણ વગર બાકીના પંદર પવિત્ર પ્રધાનોની ચાલચલગત, તેમનાથી ગુપ્ત એક એક જણ પાસે ત્રણ ત્રણ ચાકરો રાખીને તમે જાણો છો? હે શત્રુઓનો નાશ કરનાર! તમારા શત્રુઓને તમારૂં સૈન્ય તથા તમારી ઇચ્છા કંઇ જાણવામાં તો નથી આવતાં? શત્રુઓના ચાકરોથી સાવધાન રહો છો? અને નિત્ય ઉદ્યોગી થઇને શત્રુઓની ચેષ્ટા જોયા કરો છો? તમારો પુરોહિત નમ્રતાવાળો મોટા કુળમાં ઉત્પન્ન થયેલો, ઘણાં શાસ્ત્રોને જાણનારો, કોઇના સારા ગુણમાં દોષ નહીં કાઢનાર, શાસ્ત્ર સંબંધી વાતો કરવામાં કુશળ, તમારાથી સતકાર પામેલો, યજ્ઞ કરાવવા તથા તેની વિધિ જાણવામાં કુશલ, બુદ્ધિમાન્, કપટ રહિત, અને સમય પ્રમાણે હોમેલા તથા હોમવાના પદાર્થોને જાણનારો છે? તમારો જ્યોતિષી અંગ સહિત જ્યોતિષશાસ્ત્ર જાણનારો, અને કંઇ ઉત્પાત થયો હોય તો તેથી થનારા અશુભ ફળોને કહેનારો છે? ઉત્તમ કામ વાસ્તે ઉત્તમ, મધ્યમ વાસ્તે મધ્ય, અને કનિષ્ઠ વાસ્તે કનિષ્ઠ ચાકરોને તમે રાખેલા છે? અનેક તરેહના મનસુબા કરવામાં કપટ રહિત પ્રધાનોની યોજના કરો છો? હે ભરત કુળમાં શ્રેષ્ઠ! તમારા પ્રધાનો ઉગ્રદંડે કરીને પ્રજાને પીડા તો આપતા નથી? સારી રીતે તમારા દેશનું પાલન કરે છે? જેમ ધર્મિષ્ઠ પુરૂષો, પ્રજાને દુ:ખ આપીને દ્રવ્ય લેનાર રાજા અથવા નાસ્તિક રાજાનો, તથા ઘરની સ્ત્રિયો જાર કર્મ કરનાર પુરૂષોનો તિરસ્કાર કરે, તેમ કોઈ તમારો તિરસ્કાર તો કરતો નથી? તમારો સેનાપતિ શૂરવીર, બુદ્ધિમાન, ધૈર્યવાન, પવિત્ર કુળવાળો, તમારામાં પ્રીતિ રાખનાર, સમર્થ, અને દ્રવ્ય તથા માનથી હર્ષયુક્ત છે? તમારા સૈન્યના નાયકો સર્વ પ્રકારના યુદ્ધમાં કુશળ, બળવાન, (નિષ્કપટી) પરાક્રમી અને તમારાથી સત્કાર પામેલા છે? તમે સેનાને નિત્ય આપવાના ધાન્યાદિ તથા મહીને મહીને આપવાનું દ્રવ્ય નિયમ પ્રમાણે આપો છો? તેમાં વિલંબ તો કરતા નથી? કારણ કે, તેમ કરેથી તેઓ પોતાના સ્વામીના કાર્યમાં સારી રીતિથી વર્તતા નથી, તેથી તેનું અવળું થાય છે. મોટા કુળમાં ઉત્પન્ન થયેલા તમારા પ્રધાનાદિ સર્વે, તમારી તાબેદારીમાં રહી, તમારામાં પ્રીતિ રાખીને તમારે વાસ્તે યુદ્ધમાં પોતાના પ્રાણનો ત્યાગ કરે એવા છે? પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનાર અને તમારી આજ્ઞાને ઉલ્લંઘન કરનાર તમારો કોઇ પણ સેનાપતિ, પોતાની ખુશી પ્રમાણે તમારી ચતુરંગિણી સેનાને અનેક તરેહનાં કાર્યો કરવાની આજ્ઞા તો નથી આપતો? વળી તમારા કોઇ પુરૂષ પોતાના પરાક્રમથી માન મળે એવાં કામ કરીને તમારાથી માન તથા વધારે પગાર પામે છે? હે રાજન્! વિદ્યાએ કરીને નમ્રતાયુક્ત અને જ્ઞાનમાં કુશળ એવા પુરૂષોનો તેમને યથાયોગ્ય દાન આપીને તમે સત્કાર કરો છો? હે ભરત કુળમાં શ્રેષ્ઠ! તમારે વાસ્તે યુદ્ધમાં મરણ પામેલા પુરૂષોના કુટુંબનું અને ઘવાયેલા પુરૂષોનું તથા તેમની સ્ત્રિયોનું તમે પોષણ કરો છો? હે નરપતિ! કંઇ ભયને લીધે તમારે શરણે આવેલા અથવા ક્ષીણ બળવાળા વા યુદ્ધમાં જીતેલા શત્રુઓની તમે પુત્રની માફક રક્ષા કરો છો? વળી જેમ સર્વ પ્રજાને પોતાનાં માતપિતામાં કંઈ શંકા ન હોય, તેમ તમારામાં તમારી સર્વ પ્રજાને ભયરૂપ શંકા તો નથી? હે યુધિષ્ઠિર! પરસ્ત્રી સેવવી, જુગાર રમવો,

મૃગયા કરવી, નાચ જોવા, ગાયન સાંભળવું, વૃથા ફરવું, વાજીંત્રો વગાડવાં અથવા સાંભળવાં, કોઇની નિંદા કરવી, અને દિવસે નિદ્રા કરવી, એ દશ વાનાં પુરૂષોને વ્યસન રૂપ છે માટે એ માંહેલા પ્રત્યેક વ્યસનમાં બીજા રાજાને પડેલા સાંભળી, પોતાના પ્રધાન, ભંડાર અને ચાકરો, એ ત્રણનું બળ જાણીને તેમની સામે વેગથી ચઢાઇ કરો છો ? હે શત્રુઓને જીતનાર ! પારકા રાજાના ચાકરોએ અને તે રાજાએ તમારા પરાભવ માટે નિશ્ચય કરેલા ઉદ્યોગને, તથા ખરાબ ઉત્પાતથી થનાર મહામારી વગેરે ઉપદ્રવને જ્યોતિષીથી જાણી તેની શાંતિ કરો છો? હે મહારાજા, હે પરંતપ ! શત્રુઓના દેશના કારભારીઓ તથા તેમના સૈન્યના નાયકોને છૂપી રીતે પગાર અથવા રત્નો આપોછો? હે પાર્થ ! જીતેંદ્રિય એવા તમે પ્રથમ પોતાનું મન જીતીને અજીતેંદ્રિય અને ગાફલ પુરૂષોને જીતો છો ? શત્રુઓ સામે ચઢાઇ કરવા પહેલાં સામ દાન ભેદ અને દંડ એ રાજનીતિના ગુણોમાં કુશળ એવા તમારા પ્રધાનાદિક તેમની પાસે જાય છે? હે રાજન્ ! પોતાના સૈન્યને બળવાન કરીને તમે શત્રુઓ સામે યુદ્ધ કરવા સારૂ જઇ તેમને જીતવા વાસ્તે પરાક્રમ કરો છો ? અને તેઓને જીતીને તેમની પાછી રક્ષા કરોછો? શત્રુઓની સામે તમારી સેનાના નાયકોએ પ્રેરણા કરેલી રથ હાથી, ઘોડા, યોદ્ધા, પાયદળ, ચાકરો દૂતો અને ભોમીયા, એ આઠ અંગસહિત તમારી સેના તેમનો નાશ કરે છે ? હે પરંતપ ! યુદ્ધમાં શત્રુના દેશપ્રત્યે કિંચિત્ માત્ર પણ રહેવા નહીં દેઇને તેઓનો નાશ કરો છો ? જીતેલા દેશમાં રહેલા તમારા પુરૂષો, સ્વદેશની માફક ત્યાંની પ્રજાને વશ કરી તેઓ પાસેથી કર લઇને, શત્રુઓની સેનાના નાયકો પાછા યુદ્ધ કરવા આવે તેનો પરાભવ કરી, ત્યાંના શહેરો તથા પ્રજાની રક્ષા કરે છે ? ને તે તમારા વિશ્વાસુ પુરૂષો, તમારે વાસ્તે મળેલા ભોજનના પદાર્થો, વસ્ત્રો, ધૂપાદિ અગરૂ તથા કસ્તૂરી આદિ સુગંધી ચીજો સાચવી રાખે છે ! તેઓ પોતે તો ગ્રહણ કરતા નથી ? શ્રેષ્ઠ કર્મો કરનાર તમારા પ્રધાનાદિક પુરૂષો તમારાં દ્રવ્ય તથા ધાન્ય રાખવાના ભંડાર, વાહનો, અને હથિયારોની રક્ષા કરીને તમને વધારે આવક થાય એવાં કાર્યો કરે છે ? હે રાજન ! તમારા રસોઇયા તથા સેનાપતિથી તમે તમારી પોતાની રક્ષા કરો છો ! અને તેમનું તમારા પુત્રાદિકના ભયથી તથા તમારા પુત્રાદિકનું તેમના ભયથી રક્ષણ કરો છો ? હે નૃપ ! તમને પૂર્વાન્હ કાળમાં મદ્યપાન, જુગાર, રમત અને સ્ત્રિયોના વ્યસનથી થતો ખર્ચ તમારા પુરોહિતાદિક પ્રધાનો તો જાણતા નથી ? તમારી પ્રજાની આયપતમાંથી અર્ધો ભાગ અથવા ચોથો ભાગ, વા ચોથા ભાગનો પણ ત્રીજો ભાગ લેઇને તમે પોતાના ભંડારની વૃદ્ધિ કરો છો ? તમારે આશ્રિત ક્ષત્રિયો, શેરૂ, વૃદ્ધ, વૈશ્ય, કારીગરો તથા ગરીબ લોકો ઉપર, તમે તેમને દ્રવ્ય તથા ધાન્ય આપીને વારંવાર કૃપા કરો છો ? હે રાજન ! તમારા આયપત અને ખર્ચનો હિસાબ રાખનારા, રોજમેળ રાખનાર, તથા બીજા નામાવટી પુરૂષો નિત્ય પૂર્વાન્હ કાળમાં તમને સર્વ હિસાબ આપે છે ? હરેક તરેહનાં કામ કરવામાં કુશળ, તમારૂં હિત ઇચ્છનાર, અને તમને પ્રિય એવા પુરૂષોને, તેમનો કંઇ અપરાધ જોયા વગર એકદમ તેમની પદવી ઉપરથી તમે રજા તો આપતા નથી ? હે ભારત ! તમે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પુરૂષોને તેમના અધિકાર પ્રમાણે કામ સોંપો છે ? હે રાજન ! લોભી, ચોરી કરનાર, હરકોઇ ઉપર શત્રુભાવ રાખનાર, અને જેને વ્યવહાર માર્ગની ખબર ન હોય એવા પુરૂષો તો તમારા કારભારમાં નથી ? તમારા રાજ્યમાં ચોરો

તથા લોભી પુરૂષોથી, વા તમારા પુત્રો અથવા તમારી સ્ત્રિયોના બળથી, અથવા તમારાથી તમારી પ્રજા પીડાતી તો નથી ! તમારા દેશમાં વરસાદ વગર ધાન્યાદિ પદાર્થો ઉત્પન્ન કરવાને જોઇએ એટલા જળે નદીયો તથા મોટાં તળાવો પૂર્ણ છે ? વર્ષાદ થાય ત્યારેજ ધાન્યાદિ પદાર્થો પાકે તેમ તો નથી ? ખેડુત લોકો અનાજ વગેરે વાવવા માટે બીજ સારૂ ખેદ તો નથી પામતા ? તેમને એક દાણામાંથી સેંકડો દાણાની પેદાશ થવા સારૂ, બીજને વાસ્તે ઉધાર ધાન્ય આપીને તેમના ઉપર તમે કૃપા કરો છો કે નહિ ? તમારો યશ શ્રેષ્ઠ પુરૂષો કબૂલ કરે છે ? તમારા રાજ્યમાં પોતપોતાના વેપારનો આશ્રય કરનાર લોકો સુખથી રહે છે ! હે રાજન્ ! તમારા દેશમાં ગામે ગામ શૂરવીર અને બુદ્ધિમાન્ શિક્ષા કરનાર, પ્રજા પાસેથી દ્રવ્ય લેનાર, ન્યાય તપાસનાર, દ્રવ્યનો હિસાબ રાખનાર, અને તે સર્વ સાક્ષીના એવા પાંચ પાંચ પુરૂષો એક મત થઇને પ્રજા સુખી થાય એવાં કામ કરે છે કે નહિ ? તમે શહેરોની રક્ષા કરવા સારૂ શૂરવીર પુરૂષોને ગામોમાં રાખી તેમને શહેર સરખાં, અને ગામડાઓને મોટાં ગામ સરખાં કર્યાં છે ને ? તેમની પેદાશ ગામડાના કારભારીઓ ગામના કારભારીને તથા તેઓ શહેરના કારભારીને, અને શહેરના કારભારી તમને આપે છે ? તમારા દેશમાં શહેરોને ચોરો વિતાડે નહિ તે માટે કોટવાળ સેનાના બળથી તેઓનો નાશ કરે છે ? તમે સ્ત્રિયોની સાંત્વના તથા રક્ષા કરો છો ! તેઓમાં વિશ્વાસ રાખો છો ? તેમની પાસે છૂપી વાત કરો છો ? હે રાજન ! તમે પોતાનું અપ્રિય થાય એવું સાંભળી તેના તાત્પર્યનો વિચાર કરી તેનો અનાદર કરીને અંતઃપુરમાં શયન તો કરતા નથી ? હે નૃપતિ ! રાત્રીનો એક પ્રહર જવા પછી બે પ્રહર પર્યંત નિદ્રા કરી પાછલા પ્રહરમાં ઉઠીને, તમે ધર્મ અને અર્થ સંબંધી ચિંતન કરો છો ? હે પાંડવરાજ ! તમે સમયના જાણ પ્રધાનો સાથે મસલત કરી સમય પ્રમાણે તમારા રાજ પુરૂષોને કામ સોંપો છો ? શત્રુઓને જીતનાર, રક્તવસ્ત્ર તથા અલંકારો પહેરેલા પુરૂષો હાથમાં તરવાર લઇ તમારી રક્ષા કરવા સારૂ ચોતરફ ઉભા રહે છે ? હે રાજન ! અપ્રિય અને દંડ આપવા યોગ્ય પુરૂષોને યમરાજની માફક, અને પ્રિય તથા પૂજા કરવા યોગ્ય પુરૂષોને નમ્ર થઇ તેમની સાથે પરીક્ષા કરીને વર્તો છો ? હે રાજન ! શરીર સંબંધી દુઃખ, ઔષધ અને પથ્ય ભોજનથી તથા મન સંબંધી દુઃખ વૃદ્ધ પુરૂષોની સેવાથી નિવૃત્ત કરો છો ? રોગીની નાડી, મૂત્ર, મળ, જીહ્વા, નેત્ર, રૂપ, શબ્દ અને સ્પર્શ એ આઠ પ્રકારથી પરીક્ષા કરવામાં કુશળ, તમારા સ્નેહી તમારામાં પ્રીતિ રાખનાર અને તમારા શરીરનું હિત ઇચ્છનાર એવા વૈદ્યો તમારી પાસે છે ? હે શ્રેષ્ઠ ! તમે લોભ, મોહ અને ગર્વથી, માગણ પુરૂષોને તથા પરંપરાની વૃત્તિ જવાથી દુઃખી થયેલા ચિત્તવાળા પુરૂષો તમારી પાસે આવે તેમને ક્રૂર દૃષ્ટિથી તો નથી જોતા ? તેમ તમે લોભ, મોહ, વિશ્વાસ અને નમ્રતાએ તમારા આશ્રિત પુરૂષોની વૃત્તિ તોડતા નથી ! તમારા દેશ તથા શહેરની પ્રજાઓ, તમારા શત્રુઓ સાથે દ્રવ્યના લોભથી મળી જઇને, તમારી સાથે કોઇ દિવસે વિરોધ તો કરતી નથી ? પ્રથમ તમે જેને પીડા આપી હોય, એવો દુર્બલ શત્રુ પાછો વિચાર અને બળે કરી બળવાન તો થતો નથી ? તમારામાં પ્રીતિમાન અને તમે દાન તથા માનથી બોલાવેલા સર્વ સામંતો તમારે અર્થે પ્રાણનો ત્યાગ કરે એવા છે ? બ્રાહ્મણો તથા સાધુ પુરૂષોમાં વિદ્યાના ગુણ હોવાથી તેમની પૂજા કરી તમને સ્વર્ગ તથા મોક્ષ આપનારી દક્ષિણા તમે આપો છો ?

તમારા વંશમાં પરંપરાથી આચરણ કરેલા ધર્મ અર્થ અને કામ, એ ત્રણનું મૂળ જે ધર્મ તેમાં તમે સાવધાન થઇ વર્તો છો ? હે રાજન ! તમારા ગૃહમાં મારા ગુણવાન બ્રાહ્મણો દક્ષિણા સહિત સ્વાદિષ્ટ અને ગુણકારી અન્નનું ભોજન કરે છે ? સ્થિર મનવાળા તમે વાજપેય અને પુંડરીકાદિ યજ્ઞો કરવાનો યત્ન કરો છો ? પોતાના સંબંધીઓ, ગુરૂ, વૃદ્ધ, દેવતાઓ, તપસ્વીઓ, શ્રેષ્ઠ વૃક્ષો તથા બ્રાહ્મણોને તમે નમસ્કાર કરો છો ? હે નિષ્પાપ ! તમને શોક તથા ક્રોધ તો ઉત્પન્ન થતો નથી ? તમારી પાસે સ્વસ્તિ વાચન કરવાનાં સાહિત્ય હાથમાં લઇને પુરોહિતાદિક ઉભા રહે છે ? હે નિષ્પાપ ! હમણાં આયુષ્ય તથા યશ વધારનારી અને ધર્મ, તથા કામ બતાવનારી જેવી તમારી બુદ્ધિ તથા વૃત્તિ છે, તેવીજ નિરંતર રહે છે ? કારણ કે એવી બુદ્ધિથી વર્તનાર રાજાનો દેશ કદી દુઃખી થતો નથી, ને સર્વ પૃથ્વીને જીતીને તે રાજા સુખ પામે છે. ચોરી માટે શિક્ષા ભોગવીને શુદ્ધ થયેલા અંતઃકરણનાળા અને પવિત્ર પુરૂષોને, દ્રવ્યના લોભથી પંડિત પુરૂષોનો જેમણે સહવાસ કર્યો નથી એવા તમારા પ્રધાનો બાંધતા તો નથી ? હે મનુષ્યમાં શ્રેષ્ઠ ! દુષ્ટ કર્મ કરનાર ચોરને ચોકીદારોએ ચોરી કરેલા પદાર્થો સહિત પકડ્યો હોય, તેને તમારા પ્રધાન દ્રવ્યના લોભથી મૂકી તો દેતા નથી ? હે ભારત ! દુષ્ટ પુરૂષોએ ત્યાગ કરાવ્યો છે વિવેક જેમનો એવા તમારા પ્રધાનો, ધનવાનો અથવા દરિદ્રના ધાન્યાદિ અર્થોને હરણ કરી લેવા સારૂ ખોટી દૃષ્ટિથી જોતા તો નથી ? હે યુધિષ્ઠિર ! રાજાઓમાં નાસ્તિકપણું, ખોટું બોલવું, ક્રોધ રાખવો, ગફલતપણું વિલંબથી કાર્ય કરવું, બુદ્ધિમાન્ પુરૂષની સામે ન જોવું, આલસ, કર્ણ, ત્વચા, નેત્ર, જીભ તથા નાક, એ પાંચ ઇંદ્રિયોને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પાંચ વિષયોમાં લોલુપ રાખવી, દરેક કામ કરવાનો એકલાએ મનસુબો કરવો, મૂર્ખ પુરૂષ સાથે વિચાર કરવો, જે કામ કરવાનો નિશ્ચય કર્યો હોય તે ન કરવું, જે મંત્ર કર્યો હોય તે ગુપ્ત ન રાખવો, દેવપૂજાદિ શ્રેષ્ઠ કામો ન કરવાં, સર્વ દિશાઓમાં જ્યાં શત્રુઓનું બળ સંભળાય ત્યાંથી ભાગી જવું, એ ચૌદ અવગુણ કહેલ છે તેનો તમે ત્યાગ કરેલો છે ? કારણ કે એ અવગુણોથી જે જે રાજાઓનાં મૂળ બંધાઇ ગયાં હોય તેઓ બહુધા નાશ પામે છે. હે રાજન ! તમને વેદ, ધન સ્ત્રિઓ, અને શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ છે ? યુધિષ્ઠિરે પૂછ્યું કે, એ કેમ સફળ થાય ? નારદે કહ્યું કે, અગ્નિહોત્રે કરીને વેદ, પરોપકાર અને માનપાને ધન, પુત્રની ઉત્પત્તિ અને પ્રીતિ રાખવાથી સ્ત્રી, અને રૂડા શીલ સ્વભાવે શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ થાય છે. વૈશંપાયન કહે છે કે—એમ કહીને મહાતપસ્વી નારદજી ધર્માત્મા યુધિષ્ઠિરને પૂછવા લાગ્યા કે, હે રાજન ! તમારા દેશમાં દ્રવ્યના લાભ સારૂ દૂરથી આવેલા વ્યાપારીઓ પાસેથી, તમારા કારભારીઓ ધારા પ્રમાણે જકાત લેછે ? હે રાજન ! તમારા દેશમાં તથા શહેરમાં તમે માન આપેલા વ્યાપારીઓ ભય રહિત થઇને, વેચવાના પદાર્થો ગુપ્ત લાવી તમારા દાણની ચોરી તો કરતા નથી ? તમે ધર્મ અને અર્થના જાણનાર વૃદ્ધ પુરૂષોની ધર્મ તથા અર્થવાળી વાણી સાંભળો છો ? હે રાજન ! તમારી પ્રજાને ખેતીથી ઉત્પન્ન થતું ધાન્ય તથા ગાયોથી ઉત્પન્ન થતું દૂધ અને ઘૃત, જ્યારે નવીન ઉત્પન્ન થાય ત્યારે બ્રાહ્મણોને અપાય છે ? તમારા કારીગરોને નિયમ પ્રમાણે પગાર તથા ચાર મહીનામાં જોઇતાં ચિત્રાદિક કામનાં સાહિત્યો આપો છો ? તમારૂં શ્રેય કરનાર પુરૂષને તમે જાણો છો ? અને તેની પ્રશંસા કરવા પછી

તમે સત્પુરૂષો વચ્ચે તેનો સત્કાર કરો છો ? હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! હે સમર્થ ! હસ્તિ, અશ્વ, અને રથોની વિદ્યાના ગ્રંથોરૂપી સર્વ સૂત્રો યુદ્ધવિદ્યાના આચાર્યો પાસેથી ગ્રહણ કરો છો ? હે શ્રેષ્ઠ રાજન ! ધનુર્વેદની વિદ્યા, તથા અગ્નિના યંત્રો એટલે તોપો, બંદુકો ઇત્યાદિ બનાવવા તથા વાપરવાની વિદ્યાના ગ્રંથોનો તમારા દરબારમાં અભ્યાસ થાય છે ? મંત્રે કરીને પ્રેરાય એવાં શસ્ત્રોની તથા અભિચારની વિદ્યા, તેમજ શત્રુઓનો નાશ કરે એવા વિષયોગ, તમારા સૈનિકોની જાણમાં છે ? હે રાજન ! તમે પોતાના દેશની, અગ્નિ, સર્પ, રોગ, તથા રાક્ષસોના ભયથી રક્ષા કરો છો ? હે ધર્મના જાણનાર ! જેમનો કોઇ બાંધવ ન હોય એવાં આંધળાં, મુંગાં, લુલાં અને કુબડાંનું તથા જ્ઞાતિવાળાઓએ ન્યાત બહાર કરેલાઓનું, પિતાની માફક અન્નાદિક આપીને તમે પાલન કરો છો ? હે મહારાજ ! નિદ્રા, આલસ્ય ભય, ક્રોધ, ખુશામત અને બીજુ કોઇ કામ વિલંબે કરવું, એ છ અનર્થોનો તમે ત્યાગ કરચો છે ? વૈશંપાયન કહે છે કે એ પ્રમાણે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ નારદજીનાં વચન સાંભળી કુરૂવંશમાં શ્રેષ્ઠ મહાત્મા યુધિષ્ઠિર, પ્રસન્ન થઇને દેવતારૂપ નારદજીને પગે લાગીને કહેવા લાગ્યા કે, જે પ્રમાણે તમે કહ્યું તેમજ હું કરૂં છું. તમારાં વચન સાંભળીને મારી બુદ્ધિ વૃદ્ધિ પામી છે. નારદજી કહે છે કે, હે રાજન ! એ પ્રમાણે જે રાજા ચારવર્ણી પ્રજાની રક્ષા કરવામાં સાવધાન રહે છે તે ઘણો સુખી થઇ આલોકમાં વિહાર કરીને ઇંદ્ર લોકને પામે છે.

एवं यो वर्त्तते राजा चातुर्वर्ण्यस्य रक्षणे ।
सविहृत्येह सुसुखी शक्रस्यैति सलोकतां ॥

**इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि नारदप्रश्नमुखेनराजधर्मानुशासनं गुर्जरभाषायां पंचमोऽध्यायः ॥ ५ ॥**



## અધ્યાય ૬ ઠ્ઠો-બીજી સભાઓ કેવી છે ? તેની જિજ્ઞાસા.

**वैशंपायनउवाच** संपूज्याथाभ्यनुज्ञातो महर्षेर्वचनात्परं ।
प्रत्युवाचानुपूर्व्येण धर्मराजा युधिष्ठिरः ॥

વૈશંપાયન કહે છે કે—નારદજી આ પ્રમાણે કહી રહ્યા ત્યારે તેમનાં વખાણ કરી તેમની આજ્ઞા લઇ ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા કે, હે સમર્થ ! તમે જેમાં યથાર્થ ધર્મનો નિશ્ચય છે એવાં ન્યાયનાં વચન કહ્યાં, પણ હું મારી શક્તિ પ્રમાણે એ રીતે વર્તુ છું. પૂર્વે રાજાઓએ જે પ્રમાણે ન્યાય યુક્ત અને અર્થવાળાં કાર્યો કર્યાં છે તેમજ સૌએ કરવું જોઇએ પણ હે સમર્થ ! અમે તેમની રીતિ પ્રમાણે ચાલવાની ઇચ્છા કરીએ છીએ, તથાપિ તે સ્થિર મનવાળા પુરૂષોની માફક ચાલવાને સમર્થ થતા નથી. વૈશંપાયન કહે છે કે—એમ કહી ધર્માત્મા તથા મહા તેજસ્વી યુધિષ્ઠિરે, સર્વ લોકમાં ફરનાર, તથા અવકાશથી સ્થિર થઇને બેઠેલા મુનિ નારદને રાજાઓથી ભરેલી સભામાં પૂછ્યું કે, મન જેવી ગતિ વાળા તમે, બ્રહ્માએ નિર્માણ કરેલા અનેક તરેહના સર્વ લોકમાં સદૈવ ફરો છો, વાસ્તે હે બ્રહ્મન્ ! આ મારી સભા જેવી વા એથી કોઈ શ્રેષ્ઠ સભા પૂર્વે તમે જોઇ છે ? એ હું

તમોતે પૂછું છું ? વૈશંપાયન કહે છે કે,-ધર્મરાજ યુધિષ્ઠિરનું એવું ભાષણ સાંભળીને, નારદ ખુશીથી મધુર વાણીએ કહેવા લાગ્યા કે, હે ભારત ! જેવી મણિ જડિત તમારી આ સભા છે, તેવી સભા મનુષ્ય લોકમાં મેં દીઠી નથી, તેમ સાંભળી પણ નથી. પણ યમ, વરૂણ, ઇંદ્ર અને કુબેર, એ ચાર દેવતાઓની સભાઓ સુંદર છે; તથા દિવ્ય અજ્ઞાનથી થતા કલેશ વગરની, શ્રેષ્ઠ ગુણોવાળી, ઇચ્છિત દેખાવોવાળી, અને જેમાં સ્વર્ગમાં ઉત્પન્ન થયેલી રંભાદિ અપ્સરાઓ, સ્થિર મનવાળા તથા યજ્ઞ કરનારા સાધ્ય દેવતાઓ, પિતૃના ગણો, શાંત સ્વભાવવાળા મુનિઓના ગણો, અને વેદ તથા દક્ષિણા સહિત યજ્ઞો રહે છે એવી, બ્રહ્માની પણ એક સભા છે. તે તમને સાંભળવા ઇચ્છા હશે તો હું કહીશ. વૈશંપાયન કહે છે કે-એ પ્રમાણે નારદના કહેવા પછી પોતાના ભાઇઓ તથા બ્રાહ્મણો સહિત મોટા મનવાળા ધર્મરાજા યુધિષ્ઠિરે હાથ જોડીને કહ્યું કે, હે નારદ ! તે સર્વ સભાઓનું વર્ણન અમને કહો, અમે તે સાંભળવા ઇચ્છીએ છીએ. એ સભાઓ કેવા દ્રવ્યથી નિર્માણ કરેલી અને લંબાઇ પહોળાઇ તથા ઉંચાઇમાં કેવી છે ? વળી તે સભાઓમાં બ્રહ્મા દેવતાઓના રાજા ઇંદ્ર, યમ, વરૂણ અને કુબેરની કોણ ઉપાસના કરે છે ? હે બ્રહ્મન્ ! એ સર્વ સભાઓનું વર્ણન અમે તમારે મુખે સાંભળવા ઇચ્છિએ છીએ, કારણ કે અમને તે માટે આશ્ચર્ય ઉપન્યું છે. વૈશંપાયન કહે છે કે-હે રાજન ! એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું, ત્યારે નારદે કહ્યું કે, તે દિવ્ય સભાઓ હું ક્રમે કરીને તમને કહું તે સાંભળો.

एवमुक्तः पांडवेन नारदः प्रत्यभाषत ।
क्रमेण राजन् दिव्यास्ता श्रूयंतामिह न सभाः ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि युधिष्ठिरसभाजिज्ञासायां गुर्जरभाषायां षष्ठोऽध्यायः ॥ ६ ॥



## અધ્યાય ૭ મો-ઇન્દ્રની સભાનું વર્ણન.

नारदउवाच शक्रस्य तु सभा दिव्या भास्वरा कर्मनिर्मिता ।
स्वयं शक्रेण कौरव्य निर्जितार्कसमप्रभा ॥

નારદ કહે છે કે:-હે કૌરવ્ય ! વિશ્વકર્માએ યત્નથી નિર્માણ કરેલી, સૂર્ય જેવી પ્રકાશમાન, દિવ્ય, અને ઇંદ્રે પોતેજ જીતેલી એવી ઇંદ્રની એક સભા છે. તે દોઢસો યોજન લાંબી, સો યોજન પહોળી અને પાંચ યોજન આકાશમાં ઉંચી હોઇ વૃદ્ધાવસ્થા, શોક, ખેદ, અને ભય વગરની, કલ્યાણરૂપ, શોભાયમાન, મહેલો તથા આસનો વાળી, રમણીય, અને શ્રેષ્ઠ વૃક્ષોથી શોભાયમાન છે. હે રાજન ! તે સભામાં જેણે મુકુટ પહેરેલો છે, લાલ મણિઓથી જડેલા બાજુબંધ બાંધેલા છે, નિર્મળ વસ્ત્રો તથા વિચિત્ર પુષ્પોની માળાઓ પહેરેલી છે, અને નહીં કહી શકાય એવું શ્રેષ્ઠ સ્વરૂપ ધારણ કરેલું છે, એવો ઇન્દ્ર લજ્જા, યશ તથા કાંતિવાળો દેવતાઓનો ઇશ્વર લક્ષ્મી જેવી ઇંદ્રાણી-શચિ સહિત રહે છે. તે સો અશ્વમેધ યજ્ઞ કરનાર ઇંદ્રની, પોતપોતાના ચાકરો સહિત સુવર્ણની માળાઓ પહેરેલા, પ્રકાશમાન, શ્રેષ્ઠ સ્વરૂપવાળા ઓગણપચાસ વાયુ, સિદ્ધો, દેવર્ષિઓ, સાધ્યો તથા દેવતાઓના

ગણો નિત્ય ઉપાસના કરે છે. હે રાજન ! તેમજ નિષ્પાપ, અગ્નિ જેવા પ્રકાશમાન, તેજસ્વી, શ્રેષ્ઠ યજ્ઞો કરનાર. અને શોક તથા તાપ રહિત પરાશર, પર્વત, માર્વાણુ, ગાલવ, શંખ, લિખિત, ગૌરશિરા, દુર્વાસા, શ્યેન, દીર્ઘતમા, યાજ્ઞવલ્કય, ભાલુકિ, ઉદ્દાલક, શ્વેતકેતુ, તાંડય, ભાંડાયનિ, હવિષ્માન, ગરિષ્ઠ, હરિશ્ચંદ્ર નામે રાજા, હ્રદ્ય, ઉદરશાંડિલ્ય, વ્યાસ, કૃષિબલ, વાતસ્કંધ, વિશાખ, વિધાતા, કાલ, ત્વષ્ટા, વિશ્વકર્મા, તુંબરૂ, સહદેવ, સુનીથ, મહાતપસ્વી વાલ્મીક, સમીક, સત્યવાદી પ્રચેતાઓ, મેધાતિથિ, વામદેવ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, મરૂત્ત, મરીચિ, મોટું તપ કરનાર સ્થાણુ, લક્ષ્મીવાન ગૌતમ, તાર્ક્ષ્ય, વૈશ્વાનર, કાલક, વૃક્ષીય, આશ્રાવ્ય, હિરણ્મય, સંવર્ત્ત, દેવહવ્ય, અને પરાક્રતી વિશ્વકસેન, વળી જળ, ઓષધિઓ, શ્રદ્ધા, મેધા, સરસ્વતી, ધર્મ, અર્થ, કામ, વિજળી, જળને વહન કરનારા મેઘો, વાયુના અભિમાની દેવતાઓ, પૂર્વ દિશાના યજ્ઞોને વહન કરનાર સત્યાવીસ પાવકો, અગ્નિ, ચંદ્ર, પદ્માગ્નિ, મિત્ર, સૂર્ય, અર્યમા, ભગ, વિશ્વેદેવા, બૃહસ્પતિ, શુક્ર, વિશ્વાવસુ, ચિત્રસેન, સુમન, અને તરૂણ; વળી કેટલાક અયોનિસંભવ અને કેટલાક યોનિથી ઉત્પન્ન થયેલા વાયુનું ભક્ષણ કરનારા, તેમજ હે ભારત ! યજ્ઞો, દક્ષિણાઓ, પ્રકાશમાન ગ્રહો, તથા મંત્રો એ સર્વે ત્યાં ઇંદ્રની ઉપાસના કરે છે. મનને આનંદ આપે એવી અપ્સરાઓ તથા ગંધર્વો, નૃત્ય, વાદિત્ર, ગાયન તથા અનેક તરેહના હાસ્યથી, તથા તેનાં શ્રેષ્ઠ પરાક્રમ અને કર્મનાં વખાણ કરીને ઇંદ્રને હર્ષ પમાડે છે. વળી તે સભામાં પુષ્પની માળાઓ ધારણ કરેલા; અલંકારો પહેરેલા અને અગ્નિ જેવા પ્રકાશવાળા કેટલાક બ્રહ્મઋષિઓ, રાજર્ષિઓ તથા દેવર્ષિઓ અને બીજા પણ ચંદ્ર સરખું છે પ્રિયદર્શન જેમનું એવા, અને બ્રહ્મા જેવા ભૃગુ તથા સપ્તર્ષિ આદિ ઋષિઓ વિમાનોમાં બેસીને આવે છે અને જાય છે, ને સ્થિર વ્રતવાળા બૃહસ્પતિ તથા શુક્ર ત્યાંજ રહે છે. હે મહાબાહો ! એ પુષ્કરમાલિની નામની ઇંદ્રની સભા મેં જોઈ છે, હવે યમની સભાનું વર્ણન સાંભળો.

एषा सभा मया राजन् दृष्टा पुष्करमालिनी ॥
शतक्रतोर्महाबाहो याम्यामपि सभां शृणु ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि इंद्रसभावर्णनं नाम गुर्जरभाषायां सप्तमोऽध्यायः ॥ ७ ॥

---

## અધ્યાય ૮ મો—યમની સભાનું વર્ણન.

नारदउवाच कथयिष्ये सभां याम्यां युधिष्ठिरनिबोधतां ।
वैवस्वतस्ययां पार्थ विश्वकर्मा चकारह ॥

નારદજી કહે છે કેઃ—હવે વિશ્વકર્માએ સૂર્યના પુત્ર યમની જે સભા નિર્માણ કરી છે, તેનું વર્ણન સાંભળો. હે રાજન ! તે સુવર્ણની બનાવેલી, અને લંબાઇ પહોળાઇ તથા ઉંચાઇમાં ઇંદ્રની સભા કરતાં પણ અધિક છે. તે સૂર્ય સમાન પ્રકાશવાળી, જેમાં જે વસ્તુની ઇચ્છા કરો તે તેજ વખતે મળે એવી, અત્યંત ઠંડી તેમ અત્યંત ગરમી વગરની અર્થાત્ સમશીતોષ્ણ, મનને આનંદ આપનારી, શોક, જરા અવસ્થા, ક્ષુધા, તૃષા, અપ્રસન્નતા,

દીનતા, નબળાઈ તથા કંઇ પણ વિપરીત ભાવના વગરની, અને સ્વર્ગ તથા મનુષ્ય લોકના સર્વ સુખોવાળી છે. સ્વાદવાળાં ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય એટલે કઠણ નરમ, ચાટવા લાયક તથા ચૂસવા લાયક, એ ચાર પ્રકારનાં ભોજનના પદાર્થો, પાન કરવાના પદાર્થો, પવિત્ર ચંદનો, પુષ્પોની માળાઓ, ઇચ્છિત ફળ આપનારાં વૃક્ષો તથા સ્વાદિષ્ટ ઠંડાં તથા ગરમ જળ ઇત્યાદિ સર્વેથી ભરપુર છે. તે સભામાં યમ રાજાની પવિત્ર રાજર્ષિઓ તથા બ્રહ્મર્ષિઓ હર્ષથી ઉપાસના કરે છે. યયાતિ, નહુષ, પૂરૂ, માન્ધાતા, સોમક નૃગ, ત્રસદસ્યુ, કૃતવીર્ય; શ્રુતશ્રવા, અરિષ્ટનેમી, સિદ્ધ, કૃતવેગ, કૃતિ નિમી, પ્રતર્દન, શિબી, મત્સ્ય, પૃથુલાક્ષ, બૃહદ્રથ, વાર્ત્ત, વરૂત્ત, કુંપક, સાંકાસ્ય, સાંકૃતિ, ધ્રુવ, ચતુરશ્વ, સદસ્ય, ઉર્મિ, કાર્ત્તવીર્ય, ભરત, સુરથ, સુનીથ, નિશઠ, નળ, દિવોદાસ, અંબરીષ, ભગીરથ, બ્યશ્વ, સદશ્વ, અવધ્યશ્વ, પૃથુવેગ, પૃથુશ્રવા, પૃષદશ્વ, વસુમાન, ક્ષુપ, રૂષદ્રુ, વૃષસેન, પુરૂકુત્સ, ધ્વજી, રથી, આર્ષ્ટિષેણ, દિલીપ, મહાત્મા ઉશીનર, પુંડરીક, શર્યાતિ, પવિત્ર એવો શરભ, અંગ, અરિષ્ટ, વેન, દુષ્યંત, સૃંજય, જય, ભાંગાસુરિ, સુનીથ, નિષધ, બહીનર, કરંધમ, બાહ્લિક, સુદ્યુમ્ન, બલવાન એવો મધુ, ઐલ, મહા બલવાન પૃથ્વીના પતિ મરૂત્ત, કપોતરોમા, તૃણક, સહદેવ, સહસ્રાર્જુન, સાશ્વ, કૃશાશ્વ, શશબિંદુ, દશરથના પુત્ર શ્રીરામ તથા લક્ષ્મણ, પ્રતર્દન, અલર્ક, કક્ષસેન, ગય, ગૌરાશ્વ, જમદગ્નિના પુત્ર પરશુરામ નાભાગ, સગર, ભૂરિદ્યુમ્ન મહાશ્વ, પૃથાશ્વ, જનક, વેનના પુત્ર પૃથુ, વારિસેન, પુરૂજીત જનમેજય, બ્રહ્મદત્ત, ત્રિગર્ત, ઉપરિચર, ઇંદ્રદ્યુમ્ન, ભીમજાનું, ગૌરપ્રષ્ટ, અનઘ, લય, પદ્મ, મુચુકુંદ, ભૂરિદ્યુમ્ન, પ્રસેનજીત, અરિષ્ટનેમિ, સુદ્યુમ્ન, પૃથુલાશ્વ, અષ્ટક, વળી મત્સ્યનીપ અને હયવ વંશના સો સો રાજાઓ, શાંતનુ, તમારા પિતા પાંડુ, ઉશંગવ, શતરથ, દેવરાજ, જયદ્રથ, અને પ્રધાનો સહિત રાજર્ષિ વૃષદર્ભ, વળી શશબિંદુના વંશના હજારો રાજાઓ અને ઘણી દક્ષિણાવાળા અશ્વમેધ યજ્ઞો કરી ગયેલા પવિત્ર તથા મોટા યશવાળા બીજા કેટલાક રાજાઓ તે સભામાં યમની ઉપાસના કરે છે. વળી હે રાજન ! ધૃતરાષ્ટ્રના સો પુત્રો, જનમેજયના વંશના એંશી, બ્રહ્મદત્ત, વીરિ તથા ઇરિના વંશના સો સો, ભીષ્મના વંશના બસો, ભીમ તથા પ્રતિવિંધ્યના વંશના સો સો રાજાઓ; તથા સેંકડો હાથીઓ તથા ઘોડાઓ ત્યાં યમની ઉપાસના કરે છે. વળી યજ્ઞમાં ઉપયોગી ખાખરા અને દર્ભાદિક સમિધના અધિષ્ઠાતા દેવતાઓ પણ ત્યાં રહીને યમની ઉપાસના કરે છે. વળી યજ્ઞ કરનાર સિદ્ધ અને અષ્ટાંગ યોગનું સેવન કરનાર અગસ્ત્ય, મતંગ, કાલ, મૃત્યુ, અગ્નિસ્વાત્તા નામે પિતૃઓ તથા અમૃતપાન કરનારા મૂર્તિમાન બર્હિષદો, કાલચક્ર, અગ્નિ, દુષ્ટકર્મ કરનારા અને દક્ષિણાયનમાં મૃત્યુ પામેલા પુરૂષો, તથા બીજા યમના ચાકરો પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કરીને યમની ઉપાસના કરે છે. હે રાજન ! યમના સભાસદોનાં નામ તથા કર્મોની ગણના કહેતાં પાર આવે એમ નથી. હે પાર્થ ! તે સભા ઘણી મોટી, રમણીય અને ત્યાંના લોકોએ પોતાની ઇચ્છા પ્રમાણે તેમાં ફરી શકાય એવી છે, જેને ઘણા કાળ સુધી તપશ્ચર્યા કરીને વિશ્વકર્માએ નિર્માણ કરી છે. તે સભામાં મોટા તપવાળા અને સુંદર વ્રતવાળા સત્યવાદી પુરૂષો, સુંદર દેહવાળા, નિર્મળ વસ્ત્રો જેણે પહેરયાં છે એવા, વિચિત્ર બાજુબંધથી શોભિતા અને પુષ્પની માળાઓ તથા પ્રકાશિત કુંડળો જેણે પહેરેલાં છે એવા શાંત શુદ્ધ પુણ્ય કર્મે કરીને પવિત્ર થયેલા સંન્યાસીઓ, મહાત્મા ગંધર્વો તથા અપ્સરાઓના ગણો રહે છે. વળી તે સભામાં ચોતરફ વાજીંત્ર, નૃત્ય

આનન અને હાસ્ય હમેશાં થયાં કરે છે. ચંદન તથા પુષ્પવાળી અપ્સરાઓ ને ધર્મિષ્ટ, કૃપાવાન અને મહાજ્ઞાની પુરૂષો પ્રજાના ઇશ્વર યમની તે સભામાં ઉપાસના કરે છે. હે રાજન ! એ પ્રકારની મહાત્મા પિતૃઓના રાજા યમની સભા છે, હવે વરૂણની પુષ્કરમાલિની નામની સભાનું વર્ણન કરીશ.

ईदृशी सा सभा राजन् पितृराज्ञो महात्मनः ॥
वरुणस्यापि वक्ष्यामि सभां पुष्करमालिनी ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि यमसभावर्णनं नाम गुर्जरभाषायामष्टमोऽध्यायः ॥ ८ ॥

## અધ્યાય ૯ મો–વરૂણની સભાનું વર્ણન.

नारदउवाच युधिष्ठिर सभादिव्या वरुणस्यामितप्रभा ।
प्रमाणेन यथायाम्या श्रेष्ठप्राकारतोरणा ॥

નારદ કહે છે કે—હે યુધિષ્ઠિર ! દિવ્ય, અત્યંત કાંતિવાળી, શ્રેષ્ઠ, કિલ્લા તથા તોરણવાળી અને વિસ્તારમાં યમની સભા જેવી વરૂણની સભા છે, જેને વિશ્વકર્માએ જળમાં રહીને નિર્માણ કરી છે, તે સભામાં નીલાં, પીળાં, સફેદ, શ્યામ તથા લાલ વર્ણનાં પાંદડાં સહિત ચોફેર છવાઈ રહેલી ડાળખીઓવાળા અને ફળ તથા પુષ્પ આપનારાં રત્ન જેવાં વૃક્ષો છે. વિચિત્ર, મધુર સ્વરવાળા અને જેનાં સ્વરૂપ કહી ન શકાય, એવાં હજારો પક્ષિયો ત્યાં ઉડી રહે છે. તે સભા ઠંડી તથા ગરમી વગરની, સુખ આપનારી, સુંદર ઘરો તથા આસનોવાળી અને વરૂણે પાલન કરેલી ધોળા રંગની છે. તેમાં દિવ્ય વસ્ત્રો, રત્નો તથા અલંકારો જેણે ધારણ કરેલાં છે એવા વરૂણની, તેની વારૂણિ નામની સ્ત્રી સહિત, ઉત્તમ સુગંધવાળા પુષ્પની માળા તથા ચંદન જેમણે ધારણ કરેલાં છે એવા અદિતિના પુત્ર દેવતાઓ ઉપાસના કરે છે. વળી વાસુકિ, તક્ષક, ઐરાવત, કૃષ્ણ, લોહિત, પદ્મ, પરાક્રમી ચિત્ર, કંબળ, અશ્વતર, ધૃતરાષ્ટ, બલાહક, મણિમાન, કુંડધાર, કર્કોટક ધનંજય, પાણિમાન, પ્રહ્લાદ મૂષિકાદ, અને મોટા દેહ તથા ઘણી ફણોવાળા અને પાપ વગરના જનમેજયાદિ સર્પો વરૂણની ઉપાસના કરે છે. વળી શ્રેષ્ઠ કુંડળ, પુષ્પની માળા, મુકુટ, વસ્ત્ર, અને અલંકારો જેમણે ધારણ કરેલાં છે એવા, વરદાન પામેલા શૂરવીર, અને મૃત્યુ વગરના વિરોચનના પુત્ર બલિ-રાજા, પૃથ્વીને જીતનાર નરકાસુર, સંહ્લાદ, વિપ્રચિત્તિ, કાલખંજ, સુહનુ, દુર્મુખ; શંખ, સુમના, સુમતિ, ઘટોદર, મહાપાર્શ્વ, ક્રથન, પિઠર, વિશ્વરૂપ, સ્વરૂપ, વિરૂપ, મહાશિરા, રાવણ વાળી, ટિટ્ટિભ, વિટભૂત, સંહ્લાદ અને ઇંદ્રતાપનાદિ દૈત્ય તથા દાનવો વરૂણની ઉપાસના કરે છે, વળી ચાર સમુદ્ર ભાગીરથી, કાલિંદી, વિદિશા, વેણા, વેગથી વહેનારી નર્મદા, વિપાશા, શતદ્રુ, ચંદ્રભાગા, સરસ્વતી, ઇરાવતી, વિતસ્તા, સિંધુ, દેવનદી, ગોદાવરી, કૃષ્ણવેણા, કાવેરી, કિંપુના, વિશલ્યા, વૈતરણી, જ્યેષ્ટિલા, ચર્મણ્વતી, પર્ણાશા, સરયૂ, વારવતી, લાંગલી, કરતોયા, અત્રેયી લંઘતી, ગોમતી, સંધ્યા અને ત્રિસ્રોતા ઇત્યાદિ જગતમાં પ્રસિદ્ધ તીર્થરૂપ નદીઓ શોણ અને લૌહિત્યાદિ હ્રદો, કૂવાઓ,

થોડાં તથા ઘણું જળવાળાં તળાવો, દિશાઓ, પૃથ્વી, સર્વ પર્વતો તથા જળમાં રહેનારા સર્વ જીવો દેહ ધારણ કરીને મહાત્મા વરૂણની ઉપાસના કરે છે. ગાયન કરવામાં તથા વીણાદિ વાજીંત્રો વગાડવામાં કુશળ ગંધર્વો તથા અપ્સરાઓના ગણો વરૂણની સ્તુતિ કરતાં તે સભામાં રહે છે. રત્નોની ખાણોવાળા મોટા પર્વતો તથા અનેક તરેહના રસો ત્યાં છે. વરૂણનો સુનાભ નામે પ્રધાન પોતાના પુત્ર તથા પૌત્ર અને પુષ્કર નામના મિત્ર સહિત તેની ઉપાસના કરે છે. હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! મનને આનંદ આપે એવી વરૂણની સભા મેં હમણાંજ જોઇ છે. હવે કુબેરની સભાનું વર્ણન કહું તે સાંભળો.

**एष मया संपतता वारुणी भरतर्षभ ॥**
**दृष्टपूर्वा सभारम्या कुबेरस्य सभां शृणु ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि वरुणसभावर्णने गुर्जरभाषायां नवमोऽध्यायः ॥ ९ ॥**

## અધ્યાય ૧૦ મો–કુબેરની સભાનું વર્ણન.

**नारदउवाच सभा वैश्रवणी राजन शतयोजनमायता ।**
**विस्तिर्णा सप्ततिश्चैव योजनानि सितप्रभा ॥**

નારદ કહે છે કે–હે રાજન ! સો યોજન લાંબી, સિત્તેર યોજન પહોળી અને શ્વેત રંગની કુબેરની સભા છે. કુબેરે પોતે તપશ્ચર્યા કરીને તે મેળવી–જીતી છે. તે સભા ચંદ્ર કરતાં પણ અધિક શ્વેત, કૈલાસ પર્વતના શિખર જેવી, ગુહ્યકોથી ભરેલી, અને જાણે આકાશને સ્પર્શ કરતી હોય એવી, સુવર્ણની ઉંચી અટારીઓથી શોભતી, અમૂલ્ય રત્નોવાળી, તેમજ વિચિત્ર પ્રકારની ઉત્તમ સુગંધવાળી શ્વેત વાદળાંના શિખર જેવા આકારની ઉછળતી હોય એમ દેખાતી, અને સુવર્ણમય રંગોથી ચિત્રેલી છે. તે સભામાં શ્રેષ્ઠ ઘુઘરીઓવાળા વસ્ત્રથી ઢાંકેલી ગાદીઓ જેના ઉપર બીછાવેલી છે એવા પ્રકાશમાન આસન ઉપર, હજારો સ્ત્રિયોથી વિંટાયેલા, સુંદર સ્વરૂપવાળા અને પ્રકાશમાન કુંડળાદિ અલંકારો તથા વસ્ત્રો જેણે પહેરેલાં છે એવા કુબેર બેસે છે. તેને મંદ, સુગંધ, શીતળ અને મનને આનંદ આપે એવો વાયુ, નિત્ય મંદાર તથા નંદનાદિ વનોના વૃક્ષો અને કમળોને કંપાવતો ત્યાં આવી સેવે છે. વળી હે મહારાજ ! અપ્સરાઓના ગણોથી વિંટાયેલા ગંધર્વોએ સહિત દેવતાઓ તે સભામાં આવીને સુંદર રાગથી ગાય છે. વળી મિશ્રકેશી, રંભા, સુંદર હાસ્યવાળી ચિત્રસેના, શ્રેષ્ઠ નેત્રવાળી ઘૃતાચી, મેનકા, પુંજીકસ્થલા વિશ્વાચી, સહજન્યા, પ્રમ્લોચા, ઉર્વશી, ઇરા, વર્ગા, સૌરભેઇ, સમીચી, બુદબુદા, લતા અને બીજી નૃત્ય તથા ગાયન કરવામાં કુશળ એવી હજારો અપ્સરાઓ તથા ગંધર્વના ગણો કુબેર સંમુખ બેસીને ગાયન કરે છે. એ પ્રમાણે તે સભા દિવસ રાત્રી ગાયન, નૃત્ય અને વાદિત્રના શબ્દ થઈ રહેવાથી રમણીય દેખાય છે. તેમાં કિન્નર જાતિના તેમજ મનુષ્ય જાતિના ગંધર્વો તથા અપ્સરાઓ રહે છે. વળી હે રાજન ! મણિભદ્ર, ધનદ, શ્વેતભદ્ર, કશેરક, ગંડકંડૂ, મહા બળવાન પ્રદ્યોત, કુસ્તુંબરૂ, પિશાચ, ગજકર્ણ, વિશાલક, વરાહકર્ણ, તામ્રૌષ્ઠ, ફલકક્ષ,

ફલોદક, હંસચુડ, શિખાવર્ત્ત, હેમનેષ્ટ, બિભીષણ, પુષ્પાનન, પિંગલક, શોણિતોદ, પ્રબાલક, વૃક્ષવાસિ, અનેકેત, ચીરવાસા અને બીજા હજારો યક્ષો, ભગવતી લક્ષ્મી, નલકુબેર, હું પોતે, ને મારા જેવા બીજા ઘણા બ્રહ્મર્ષિઓ, રાક્ષસો, અને મોટા બળવાન ગંધર્વો મહાત્મા લોકપાલ કુબેરની ઉપાસના કરે છે. હે રાજન ! ટુંકા દેહવાળા, ભયંકર સ્વરૂપવાળા કુબડા, ઉંડી આંખોવાળા, ચરબી અને માંસનું ભક્ષણ કરનાર મદોન્મત્ત, અનેક તરેહના હથિયારોવાળા, અને વાયુ જેવી ગતિ કરનારા હજારો ભૂતાદિકના ગણોથી વિંટાયેલા, મોટા ધનુષ્યવાળા, મહા બળવાન, ત્રિશૂલ ધારણ કરનારા, અને ભગદેવતાનાં નેત્ર જેણે હરણ કર્યાં છે એવા પાર્વતીના પતિ ત્ર્યંબક-મહાદેવજી પાર્વતી સહિત, " આ કુબેર મારા સખા છે " એમ માની તે સભામાં આવીને બેસે છે. હે રાજાઓમાં સિંહરૂપ ! ગાયનોનાં સાહિત્યો સહિત વિશ્વાવસુ, હાહા, હુહુ, તુંબરૂ, પર્વત, શૈલૂષ, ચિત્રસેન, અને ચિત્રરથાદિ ગંધર્વોના રાજાઓ પોતાના નાના ભાઇઓ સહિત વિદ્યાધરોનો રાજા ચક્રધર્મા, કિન્નરો, ભગદત્તાદિ રાજાઓ, કિંપુરૂષોનો રાજા દ્રમ, યક્ષ ગંધર્વ અને રાક્ષસો સહિત રાવણ અને ધર્મિષ્ટ બિભીષણ કુબેરની ઉપાસના કરે છે. હિમાલય, પારિયાત, વિંધ્ય. કૈલાસ, મંદરાચલ, મલય, દર્દૂર, મહેંદ્ર, ગંધમાદન, ઇંદ્રકીલ અને સુનાભ, ઇત્યાદિ મેરૂ જેમાં મુખ્ય છે એવા પર્વતો ધનપતિ કુબેરની ઉપાસના કરે છે. નંદીશ્વર મહાકાલ, શંકુકર્ણ, કાથ, કુટીમુખ, દંતી, વિજય, તપોધિક, શ્વેત, અને મહા બળવાન વૃષભ ઇત્યાદિ મહાદેવજીના પાષદો ત્યાં નિત્ય રહે છે. વળી રાક્ષસો અને પિશાચો પણ કુબેરની ઉપાસના કરે છે. હે રાજન ! દેવતાઓનો રાજા ઇંદ્ર અને તેના પણ ઇશ્વર ત્રણ લોકના કર્તા મહાદેવજી પાર્ષદોથી વિંટાઇને જ્યારે તે સભામાં આવે છે, ત્યારે કુબેર તેમને પ્રણામ કરી તેમની આજ્ઞા લઇ તેમની પાસે બેસે છે. વળી ધનના ભંડારવાળાઓમાં સૌથી મોટો, ધનવાળા શંખ અને પદ્મ, બીજા ધનાઢયો સહિત કુબેરની ઉપાસના કરે છે. હે રાજન ! આકાશમાં ઘણી ઉંચી ગયેલી અને રમણીય એ સભા મેં જોઇ, હવે બ્રહ્માની સભાનું વર્ણન કરૂં તે સાંભળો.

सा सभा तादृशी रम्या मया दृष्टांतरिक्षगा ॥
पितामहसभां राजन् कीर्त्तयिष्ये निबोधतां ॥

इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि धनदसभावर्णनं नाम गुर्जरभाषायां दशमोऽध्यायः ॥ १० ॥

## અધ્યાય ૧૧ મો-બ્રહ્માની સભાનું વર્ણન.

नारदउवाच पुरादेव युगे राजन् आदित्यो भगवान्दिवः ।
आगच्छन्मानुषं लोकं दिदृक्षुर्विगतक्लमः ॥

નારદ કહે છે કે-હે રાજન ! પૂર્વે સત્યયુગમાં સમર્થ અને પાપ રહિત સૂર્ય, બ્રહ્માની સભા જોઇ મનુષ્ય લોકને જોવા સારૂ મનુષ્યનું સ્વરૂપ ધારણ કરી આકાશમાંથી પૃથ્વી ઉપર આવીને ફરતા હતા તેટલામાં તેમણે મને જોઇને, જેના વિસ્તારનું પ્રમાણ ન થઇ

શકે એવી દિવ્ય, મનને જોવાની ઇચ્છા થાય તે દેખાડનારી, સર્વ ભૂત-પ્રાણીના મનને આનંદ આપનારી, અને કોઇપણ સભાની ઉપમા આપી શકાય નહિ એવી બ્રહ્માની સભા છે એમ કહ્યું. હે પાંડવોમાં શ્રેષ્ઠ ! તેનું વર્ણન સાંભળીને તે જોવાની ઇચ્છાથી મેં સૂર્યને કહ્યું કે, હે સમર્થ ! પાપ નાશ કરનારો અને ઉત્તમ એવી તે સભા હું જોવા ઇચ્છું છું, માટે કોઇ તપ, કર્મ, અથવા ઔષધિથી વા બીજા હરકોઈ ઉપાયથી તે સભા મારા જોવામાં આવે એવો રસ્તો બતાવો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! એવાં મારાં વચન સાંભળીને હજારો કિરણવાળા દિવાકર ભગવાન સૂર્યે મને કહ્યું કે, હે નારદ ! તમે એ સભા જોવા સારૂ સ્થિર ચિત્ત રાખી એક હજાર વર્ષ સુધી બ્રહ્માની ઉપાસના કરો. હે યુધિષ્ઠિર ! એવું સાંભળી હિમાલય પર્વત ઉપર જઇને મેં તેમના કહેવા પ્રમાણે બ્રહ્માની ઉપાસના કરી. મહા પરાક્રમી સૂર્ય પછી મને તે સભામાં લઇ ગયા મેં તે જોઇ. હે નરાધિપ ! તે સભા ક્ષણ માત્રમાં અનેક રૂપે દેખાય છે, તેથી તેનું ચોકસ રૂપ કહી શકાય એમ નથી. હે ભારત ! તેના વિસ્તારનું પ્રમાણ, તેની ચોકસ જગ્યાએ સ્થિતિ, તથા તેની આકૃતિ મારા જાણવામાં તથા દેખવામાં આવી નહીં. તે સભા સદૈવ સુખ આપનારી તથા માફક સર ઠંડી ને ગરમીવાળી છે. તેમાં રહેનારા પુરૂષોને ક્ષુધા, તૃષા તથા દુઃખ ઉત્પન્ન થતાં નથી. તે સભા અનેક તરેહના મણિયોથી રચેલી, સ્તંભોના આધાર વગરની, કોઇ કાળે નાશ નહીં પામનારી અને વિચિત્ર પ્રકારના દેખાવે કરીને ચંદ્ર, સૂર્ય તથા કેતુથી પણ અત્યંત પ્રકાશવાળી છે. સ્વર્ગમાં રહીને જાણે સૂર્યની કાંતિનો તિરસ્કાર કરતી હોય એમ તે શોભે છે. નિરંતર સર્વ લોકના પ્રિતામહ બ્રહ્મા પોતાની માયાએ કરી સર્વ લોક ઉત્પન્ન કરી તેમાં રહે છે. તેમની પાસે દક્ષ, પ્રચેતા, પુલહ, મરીચિ, કસ્યપ, ભૃગુ, અત્રિ, વસિષ્ઠ, ગૌતમ, અંગિરા, પુલસ્ત્ય, ક્રતુ, પ્રલ્હાદ, કર્દમ, અથર્વ, આંગિરસ અને વાલખિલ્યો બેસે છે. મન, દિશાઓ, વિદ્યા, વાયુ, તેજ, જળ, પૃથ્વી, શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ પ્રકૃતિ અને વિકારાદિ જગતનાં કારણો સ્વરૂપ ધારણ કરી બેસે છે. વળી મોટા તેજવાળા અગત્સ્ય, માર્કંડેય, જમદગ્નિ, ભરદ્વાજ, સંવર્ત્ત, ચ્યવન, દુર્વાસા, મોટા ભાગ્યવાળા, ઋષ્યશૃંગ, મહા સમર્થ તથા તપસ્વી અષ્ટાંગ યોગના આચાર્ય સનત્કુમાર, અસિત, દેવલ જંગીષવ્ય હર્ષભ મહા પરાક્રમી અજીતશત્રુ અને મણિ, એ સર્વ ઋષિઓ બેસે છે. હે ભારત ! પ્રત્યક્ષ દેહ ધરીને, આઠ પ્રકારની પરીક્ષા સહિત આયુર્વેદ, નક્ષત્રો, સહિત ચંદ્રમા, સૂર્ય, વાયુ, યજ્ઞો, સંકલ્પ, પ્રાણ, અર્થ, ધર્મ કામ, હર્ષ, દ્વેષ, તપ, અને દમ એ સર્વ ત્યાં બેસે છે. ત્યાં ગંધર્વો તથા અપ્સરાઓના વીસ ગણ સહિત હંસ, હાહા, હુહૂ, વિશ્વાવસુ, વરરૂચિ, તૃપણ, અને તુંબરૂ, એ સાત મુખ્ય ગંધર્વો આવે છે. શુક્ર, બૃહસ્પતિ, બુધ, મંગળ, શનિશ્ચર, તથા રાહુ એ સર્વ ગ્રહો, મંત્ર હરિમાન, વસુમાન, ઇંદ્રે સહિત દેવતાઓ, ઓગણપચાસ વાયુના ગણ, વિશ્વકર્મા, આઠ વસુ, પિતૃઓના ગણ, યજ્ઞમાં હોમવાના સર્વ પદાર્થો, ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, અથર્વવેદ, સર્વ શાસ્ત્રો, ઇતિહાસો, ઉપવેદ, વેદોનાં સર્વ અંગો, ગાયત્રિ, ઓંકાર, સાત પ્રકારની ભાષાઓ, મેધા, ધૃતિ, શ્રુતિ, પ્રજ્ઞા, બુદ્ધિ, યશ, ક્ષમા, દેવતાઓની સ્તુતિ કરવાનાં સ્તોત્રો, અનેક પ્રકારની ગાથાઓ, તર્કવાળાં ભાષ્ય, અને અનેક તરેહનાં નાટકો, તથા અનેક તરેહની આખ્યાયિકાવાળા કાવ્યના ગ્રંથો સ્વરૂપ ધારણ કરીને ત્યાં રહે છે. હે યુધિષ્ઠિર ! ક્ષણ, અંશ, મુહૂર્ત, દિવસ,

રાત્રિ, પક્ષ, માસ, છ ઋતુ, પ્રભવાદિ આઠ સંવત્સરો, ચાર યુગ અને અવિનાશી કાળચક્ર તથા ધર્મચક્ર ત્યાં નિરંતર રહે છે. અદિતિ, દિતિ, દનુ, સુરસા, વિનતા, ઇરા, કાલિકા, સુરભી, સરમા, ગોતમી, પ્રભા અને કદ્રુ એ દેવતાઓની માતાઓ, રૂદ્રાણી, શ્રી, લક્ષ્મી, ભદ્રા, પુષ્ટિ, અપરા, પૃથ્વી, હ્રી, સ્વાહા, કીર્ત્તિ, સુરા, શચી, પુષ્ટિ, અરૂંધતી, સંવૃતિ, આશા, નિયતિ, સૃષ્ટિ, અને રતિ, ઇત્યાદિ દેવીઓ બ્રહ્માની પાસે બેસે છે. બાર સૂર્ય, આઠ વસુ, અગિયાર રૂદ્ર ઓગણપચાસ વાયુ અને અશ્વિનીકુમાર, વિશ્વેદેવા, સાધ્યના ગણ, તથા મોટા ભાગ્યવાળા અને ચારે વર્ણની પ્રજા જેનું પૂજન કરે છે એવા વૈરાજ, અગ્નિષ્વાત્તા ગાર્હપત્ય, સોમપા, એકશૃંગા, ચતુર્વેદા, અને કલા, એ સાત મૂર્ત્તિમાન પિતૃઓના ગણ, હર્ષ યુક્ત થઇ બ્રહ્માની પાસે બેસીને તેમની ઉપાસના કરે છે. વળી રાક્ષસો, પિશાચો, દાનવો, ગુહ્યકો, નાગો, ગરૂડો, જાનવરો, સ્થાવર, જંગમ, મહાભૂતો, ઇંદ્ર, વરૂણ, કુબેર, યમ અને બ્રહ્મવિદ્યા સહિત મહાદેવ તે સભામાં સદૈવ આવે છે. હે રાજેંદ્ર! ત્યાં મહાસેન નિરંતર બ્રહ્માની ઉપાસના કરે છે. વળી ભગવાન નારાયણ, સર્વ દેવઋષિઓ યોનિ સંભવ તથા અયોનિ સંભવ વાલખિલ્ય ઋષિઓ, તથા ત્રણ લોકમાં જે સ્થાવર જંગમ પદાર્થો દેખાય છે તે સૌ મેં તે સભામાં જોયાં. અધિકારી એવા ઊર્ધ્વરેતા અઠ્યાશી હજાર ઋષિઓ તથા પ્રજાવાળા પચાસ હજાર ઋષિઓ રહે છે, સર્વ દેવતાઓ તે સભામાં આવી ઇચ્છા પ્રમાણે તેને જોઇ મસ્તકે કરી બ્રહ્માને પ્રણામ કરીને પાછા જાય છે. તે પરોણા દાખલ આવેલા મોટા ભાગ્યવાળા દેવતાઓ, દૈત્યો, નાગો, બ્રાહ્મણો, યક્ષો, ગરૂડો, ગંધર્વો અને અપ્સરાઓનો સર્વ ભૂતપ્રાણી ઉપર દયા રાખનારા બ્રહ્મા, યથાયોગ્ય મેળાપ લઇ તેમને સાંત્વનાના વાક્ય કહી, માન, દ્રવ્ય તથા ખાનપાનનાં પદાર્થો આપીને જવાની રજા આપે છે. હે ભારત! એ પ્રમાણે તે સૌ આવે છે ને જાય છે, તેથી તે સુખ આપનારી સભામાં મોટો મેલાવડો થાય છે. હે રાજાઓમાં સિંહરૂપ! જેમ મનુષ્યોમાં તમારી સભા શ્રેષ્ઠ છે, તેમ સર્વ લોકમાં શ્રેષ્ઠ છે, તેમ સર્વ લોકમાં શ્રેષ્ઠ એવી તે બ્રહ્માની સભા મેં જોઇ છે. હે ભારત! એ પ્રમાણે મેં દેવતાઓની સર્વ સભાઓ જોઇ છે, ને આ તમારી સભા મનુષ્ય લોકમાં સૌથી ઉત્તમ છે તે પણ આજ જોઇ.

एता मया दृष्टपूर्वाः सभा देवेषु भारत ।
सभेयं मानुषेलोके सर्वश्रेष्ठतमा मता ।

**इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि ब्रह्मसभावर्णनंनाम गुर्जरभाषायामेकादशोऽध्यायः ॥ ११ ॥**

---

## અધ્યાય ૧૨ મો. રાજસૂય કરવાની ઇચ્છા.

**युधिष्ठिर उवाच । प्रायशो राजलोकस्ते कथितो वदतांवर ।**
**। वैवस्वतसभायां तु यथावदसि मे प्रभो ।**

યુધિષ્ઠિર કહે છે કે–હે બોલનારાઓમાં શ્રેષ્ઠ! હે સમર્થ નારદ! તમોએ મને યમની સભામાં રાજાઓનો સમુદાય રહે છે એમ કહ્યું; વળી વરૂણની સભામાં નાગો, દૈત્યો,

નદીઓ તથા સમુદ્રો, અને કુબેરની સભામાં યક્ષો, ગુહ્યકો, રાક્ષસો, ગંધર્વો, અપ્સરાઓ તથા સાધ્યાદેવો રહે છે, તેમજ બ્રહ્માની સભાસાં ઋષિઓ તથા પ્રત્યક્ષ સ્વરૂપ ધારી સર્વ શાસ્ત્રો, અને ઇંદ્રની સભામાં દેવતાઓ, ગંધર્વો તથા ઋષિઓ રહે છે. પણ હે ઋષિ! તમે ઇંદ્રની સભામાં હરિશ્ચંદ્ર નામે એકજ રાજા કહ્યો, માટે તેણે એવું શું કર્મ કર્યું હતું કે, જેથી ઇંદ્ર સહિત તે સુખ પામે છે? હે નારદ! તમે જ્યારે પિતૃલોકમાં ગયા ત્યારે ત્યાં મહા ભાગ્યવાન મારા પિતા પાંડુને જોયા, કે તમને તેમનો સમાગમ થયો? તેમણે તમને કંઇ કહ્યું? હે સુંદર વ્રતવાળા! એ મને ઘણું આશ્ચર્ય લાગે છે, માટે તમારા મુખથી હું તે સાંભળવા ઇચ્છું છું. નારદે કહ્યું કે, હે રાજેંદ્ર! જે બુદ્ધિમાન્ હરિશ્ચંદ્ર રાજાનું માહાત્મ્ય તમે મને પૂછો છો તે હું કહું છું, સાંભળો. હે રાજન! હરિશ્ચંદ્ર સર્વ રાજાઓમાં ચક્રવર્તિ અને મહા બળવાન રાજા હતા. સર્વ રાજાઓ તેમને તાબે થઇને રહેતા હતા. હરિશ્ચંદ્રે સુવર્ણના રથમાં બેસીને પોતાના શસ્ત્રોના પ્રતાપથી સાત દ્વીપવાળી પૃથ્વીને જીતી રાજસૂય નામનો મોટો યજ્ઞ કર્યો હતો. તેમની આજ્ઞાથી સર્વ રાજાઓ ધન લઇ આવ્યા હતા, તે યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોને ભોજન કરાવવા સારૂ પોતે પીરસનારા થયા હતા. તે વખતે હરિશ્ચંદ્ર રાજા માગણ પુરૂષોને તેઓ માગે તેનાથી પાંચગણું આપતો હતો, યજ્ઞનો અગ્નિ વિસર્જન કરતી વખતે તેમણે સર્વ દિશાઓમાંથી આવેલા બ્રાહ્મણોને અનેક તરેહનાં દ્રવ્ય, ભોજનના પદાર્થો તથા રત્નાદિક આપ્યાં હતાં. સૌ બ્રાહ્મણો તેમનાથી સંતોષ પામ્યા હતા, હરિશ્ચંદ્ર રાજા સર્વ રાજાઓ કરતાં તેજે તથા યશે કરીને અધિક થયા હતા. હરિશ્ચંદ્ર યજ્ઞની સમાપ્તિ તથા અવભૃથ સ્નાન કરીને રાજ્યલક્ષ્મીથી અત્યંત શોભતા હતા. હે યુધિષ્ઠિર! એ પ્રમાણે સર્વ રાજાઓમાં એકજ હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો હતો, જેથી તે સ્વર્ગમાં રહીને શોભે છે. જે રાજસૂય યજ્ઞ કરે, તેઓ ઇંદ્રસહિત સ્વર્ગમાં રહીને હર્ષ પામે છે. જેઓ યુદ્ધમાં શત્રુઓ સામે ઉભા રહીને નાશ પામે, વા ઉગ્ર તપશ્ચર્યા કરીને દેહનો ત્યાગ કરે તેમને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, ને તેઓ સમૃદ્ધિવાન થઇ નિત્ય શોભે છે. હે કુંતીના પુત્ર! હરિશ્ચંદ્ર રાજાની એવી સમૃદ્ધિ જોઇને વિસ્મય પામેલા તમારા પિતા પાંડુએ, મને મનુષ્ય લોકમાં જવા તૈયાર થયેલો જાણી નમ્રતાથી કહ્યું કે, "હે નારદ! તમારે યુધિષ્ઠિરને કહેવું કે, તારા સર્વ ભાઇઓ તને વશ છે તેથી સર્વ પૃથ્વી જીતવાને તું સમર્થ છે. તું સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ રાજસૂય નામનો યજ્ઞ કર, કારણ કે તે યજ્ઞના ફળથી હું હરિશ્ચંદ્ર રાજાની પેઠે ઇંદ્રના ભુવનમાં ઘણો કાળ સુધી રહીને હર્ષ પામીશ." હે રાજન! એ પ્રમાણે મને તમારા પિતા પાંડુએ કહ્યું ત્યારે મેં કહ્યું કે, જ્યારે હું પૃથ્વી ઉપર જઇશ, ત્યારે તમારા પુત્ર યુધિષ્ઠિરને તમારા કહેવા પ્રમાણે કહીશ હે યુધિષ્ઠિર! તમારા પિતા પાંડુ રાજાની ઇચ્છા પ્રમાણે કરીને તમે તમારા પૂર્વજો સહિત ઇંદ્રસરખા લોકને પામો. હે રાજન! રાજસૂય યજ્ઞ ઘણા વિઘ્નવાળો કહ્યો છે, કારણ કે યજ્ઞનો નાશ કરનારા બ્રહ્મરાક્ષસો તેમાં વિઘ્ન કરવા હમેશ યત્ન કરે છે. વળી યજ્ઞ નિમિત્ત પૃથ્વી ઉપરના ક્ષત્રિયોનો નાશ થાય એવું યુદ્ધ થાય છે, અથવા બીજું પણ કંઇ નાશ થવાનું કારણ ઉત્પન્ન થાય છે, માટે હે રાજન! ચાર વર્ણની પ્રજાની રક્ષા કરવામાં સાવધાન એવા તમે, એ સર્વ વિચાર કરીને જેમ કલ્યાણ થાય તેમ કરો. તમે મને જે પૂછ્યું તે બધું મેં વિસ્તારથી કહી સંભળાવ્યું. હવે તમે વૃદ્ધિ પામો, હર્ષયુક્ત થાઓ, ને દ્રવ્યે કરીને બ્રાહ્મ-

ષોને વશ કરો. હું શ્રીકૃષ્ણની દ્વારકાંપુરી પ્રત્યે જઇશ, તમારી રજા લઉં છું. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એ પ્રમાણે પાંડવોને કહીને નારદ, જે ઋષિઓ સાથે આવ્યા હતા, તેઓ સહિત ત્યાંથી પાછા ગયા ને કુરૂ વંશમાં ઉત્પન્ન થયેલા રાજા યુધિષ્ઠિર, પોતાના ભાઇઓ સાથે યજ્ઞોમાં શ્રેષ્ઠ એવો રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર કરવા લાગ્યા.

**गते तु नारदे पार्थो भ्रातृभिः सहकौरवः ॥**
**राजसूयं क्रतुश्रेष्ठं चिंतयामास पार्थिवः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि लोकपालसभाख्यानपर्वणि पांडुसंदेशकथने गुर्जरभाषायां द्वादशोऽध्यायः ॥ १२ ॥**

---

## અધ્યાય ૧૩ મો–રાજસૂયારંભ પર્વ.

**वैशंपायन उवाच** **ऋषेस्तद्वचनं श्रुत्वा निशश्वास युधिष्ठिरः ।**
**चिंतयन् राजसूयेष्टिं नलभे शर्म भारत ॥**

વૈશંપાયન કહે છે કે—હે ભારત ! એ પ્રમાણે નારદનાં વચન સાંભળ્યા પછી નિશ્વાસ મુકીને યુધિષ્ઠિર રાજા, રાજસૂય યજ્ઞ કરવાના વિચારમાં પડયા વળી નારદથી મહાત્મા પુરૂષોનો મહિમા સાંભળી, તથા યજ્ઞ કરનારા પુરૂષોને યજ્ઞ કર્મના પુણ્યે કરીને સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિ થાય છે અને રાજસૂય યજ્ઞ કરવાથી હરિશ્ચંદ્ર રાજા સ્વર્ગમાં રહીને શોભે છે, એમ જાણીને તેમને તે યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. પોતાના સભાસદોનો સત્કાર કરી તેમણે રાજસૂય યજ્ઞ કરવા વાસ્તે ઘણીવાર વિચાર કરી પોતાનું મન સ્થિર કરી તત્સંબંધી ચિંતા કરવા માંડી. અદ્ભુત પરાક્રમી તથા મહા બળવાન યુધિષ્ઠિર, સર્વ ગરીબ લોકનું હિત વિચારી તેમની ઉપર કૃપા કરીને પોતાના પ્રધાનોને કહેવા લાગ્યા કે—ક્રોધ અને ગર્વનો ત્યાગ કરીને ભિક્ષુકોને જે દેવા યોગ્ય પદાર્થો હોય તે આપતા જાઓ. રાજ્યમાં સૌથી શ્રેષ્ઠ ધર્મ છે, એવા શબ્દો સિવાય લોકમાં બીજું કંઇ ભાષણ સંભળાતું નહીં. વળી સર્વ પ્રજા દુઃખ રહિત થઇને યુધિષ્ઠિરને પિતારૂપ માનતી હતી, ને કોઇ પણ તેમના પ્રતિ શત્રુભાવ રાખતું ન હતું, સૌ શત્રુતા રહિત થયા હતા. યુધિષ્ઠિર સર્વ પ્રજાનો સત્કાર કરતા, ભીમસેન સર્વનું પાલન કરતા તથા અર્જુન શત્રુઓનો નાશ કરતા હતા. અને સહદેવ સર્વને ધર્મનો ઉપદેશ કરતા તથા નકુલ સર્વને નમ્રતા અને સારો સ્વભાવ રાખવાનું કહેતા હતા. ક્લેશ તથા ભય વગરની સર્વ પ્રજાને પોતપોતાની ઇચ્છિત કામના પ્રાપ્ત થતી હતી. હે જનમેજય ! એવું સુખી અને સમૃદ્ધિવાળું યુધિષ્ઠિરનું રાજ્ય હતું. યુધિષ્ઠિરના સારા આચરણથી વ્યાજવટાનો ધંધો, યજ્ઞ કરવાનું સામર્થ્ય, ગાયોની રક્ષા, ખેતી, અને વ્યાપાર એ સર્વે ઘણાં વૃદ્ધિ પામેલાં હતાં. તેમના રાજ્યમાં પ્રજાને ગરીબાઇથી રાજદ્રવ્ય લેવાની અગત્ય, ખેતી કરવા વાસ્તે બીજી કંઈ પીડા, કે પ્રજાના મનમાં ખોટો રાજ ભય, એ ત્રણે નહતાં. વળી ચોરો તથા છલ કરનારા પુરૂષોમાં તેમજ રાજા તથા પ્રધાનોથી અમુક કામ ખોટું થયું, એમ તેમના રાજ્યમાં સંભળાતું નહીં. તેમની પાસે રાજ્યમાંના જુદા જુદા વર્ણના વ્યાપારીઓ તથા ઘણાક રાજાઓ આવી બેસતા અને કર આપતા હતા; તેથી દેશ

વૃદ્ધિ પામતો હતો. વળી તેમના દેશમાં જેમની ઇચ્છિત કામના પૂર્ણ થઇ હતી એવા અને રજો ગુણથી ઉત્પન્ન થતા લોભને વશ થયેલા મનુષ્યો ઘણા વસતા હતા, તેથી સમૃદ્ધિનો વધારો થતો હતો. યુધિષ્ઠિર ઉપર તેમની દશે દિશાની સર્વ પ્રજા તેમને પિતાતુલ્ય માની પ્રીતિ રાખતી હતી. રાજ્યમાં સર્વ બ્રાહ્મણોનું પાલન થતું હતું. વૈશંપાયન કહે છે કે–હવે બોલનાર પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિરે, પોતાના મંત્રિઓ તથા ભાઈઓને બોલાવીને રાજસૂય યજ્ઞ કરવા સંબંધી વાત પૂછી. તેઓ બોલ્યા કે, તમને રાજ્યાભિષેક થવાથી રાજ્ય મળ્યું ને હવે તમે રાજસૂય કરીને ચક્રવર્તિ થવાની મરજી કરો છો, તે ઠીક છે, કારણ કે તેવા ગુણોએ કરી તમે યુકત છો. યજ્ઞ કરવાનો હાલ સમય છે, એમ અમે માનીએ છીએ, કેમકે જેમાં સામવેદના મંત્રે કરીને અગ્નિ વાસ્તે છ કુંડ કરવામાં આવે છે, એવા રાજસૂય યજ્ઞમાં ક્ષત્રિયોને બળરૂપી સમૃદ્ધિ જોઇએ, જે હાલ તમને સ્વાધીન છે. સર્વ અગ્નિહોત્ર તથા સોમાદિક યજ્ઞોથી શ્રેષ્ઠ અને જેની અંતે અભિષેક થયેથી સર્વજીવપણું પ્રાપ્ત થાય છે એવો રાજસૂય યજ્ઞ કરવાને તમે સમર્થ છો. અમે સૌ તમારે સ્વાધીન છીએ. હાલ થોડા કાળમાં તમે યજ્ઞ કરી શકશો, માટે તેનો કંઈ વિચાર કરો માં, ને સત્વર તૈયારી કરો. વૈશંપાયન કહે છે કે–એ પ્રમાણે સર્વ સ્નેહી જનોનાં શૌર્ય તથા ધર્મયુકત પોતાને ગમતાં વચનો સાંભળીને યુધિષ્ઠિરે ચક્રવર્તી થવાની ઇચ્છાથી પોતાના મનમાં લજ્જા પામી યજ્ઞ કરવાની ઇચ્છા કરી. યજ્ઞ કરવામાં પોતાનું સામર્થ્ય જાણી મનમાં ઉલ્લાસ રાખી તેમણે પોતાના ભાઇઓ, મહાત્મા ધૌમ્યાચાર્ય, તથા વ્યાસ આદિ બ્રાહ્મણો અને મંત્રિઓ સાથે વિચાર કરતાં પૂછયું કે, ચક્રવર્તીપણું જેથી પમાય એવો, અને રૂડા કર્મોવાળો રાજસૂય યજ્ઞ કરવાની મને ઇચ્છા થઇ છે, પણ તે સફળ કેમ થાય તે કહો? વૈશંપાયન કહે છે કે–હે કમળ સરખાં નેત્રવાળા! એ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછયું ત્યારે ધૌમ્યાચાર્ય તથા વ્યાસ આદિ બ્રાહ્મણોએ કહ્યું કે, હે ધર્મના જાણનાર યુધિષ્ઠિર! તમે રાજસૂય યજ્ઞ કરવાને યોગ્ય છો. બ્રાહ્મણો તથા ઋષિઓનાં એવાં વચન સાંભળી, યુધિષ્ઠિરના ભાઇઓ તથા પ્રધાનોએ તેમનાં વખાણ કર્યાં. પછી ઘણા બુદ્ધિમાન્ અને સ્થિર ચિત્તવાળા યુધિષ્ઠિર પોતાનું સામર્થ્ય, દ્રવ્યની સંપત્તિ, અને આવક તથા ખરચનો વિચાર કરી તથા દેશકાળ જાણી, જગતના કલ્યાણ માટે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, બુદ્ધિમાન્ પુરૂષ કોઈપણ કામ વિચાર કરીને કરે તો તેને તે કામમાં ખેદ થતો નથી. માટે મારે કેવળ પોતાનાજ વિચારે કરીને યજ્ઞ કરવાનો પ્રારંભ કરવો એ યોગ્ય નથી. યજ્ઞ કરવાનો ઉદ્યોગ સફળ થવા માટે સર્વ મનુષ્યોથી શ્રેષ્ઠ, જેના સ્વરૂપનું પ્રમાણ વાણી તથા મનથી પણ થઇ શકતું નથી એવા, મહાબાહુ, અને પોતાની ઇચ્છાથી મનુષ્ય લોકમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણનું સ્મરણ કરી નિશ્ચય કર્યો કે, બાલકપણામાં પૂતનાદિકનો નાશ કરીને દેવતાઓ જેવાં પરાક્રમ કરયાં છે, માટે તેમનાથી કંઇ અજાણ્યું નહીં હોય. વળી તેઓ પાપ તથા ઇર્ષ્યા વગરના છે, વાસ્તે તેમને બોલાવું. એમ વિચારી યુધિષ્ઠિરે, જેમ વડીલ પુરૂષો આશીર્વાદનો સંદેશો કહેવરાવે તેમ કહેરાવીને, સર્વ જગતના ગુરૂ શ્રીકૃષ્ણને બોલાવવા દ્વારકાં તરફ દૂત મોકલ્યો. તેણે જલદી વેગવાળા રથે દ્વારકાં જઇ યાદવોને મળી શ્રીકૃષ્ણ પાસે જઇને, યુધિષ્ઠિરે કહેલો સંદેશો કહી સંભળાવ્યો. પોતાને મળવાની ઇચ્છા રાખનારા યુધિષ્ઠિરને મળવા શ્રીકૃષ્ણ, તેજ વખતે ઇંદ્રસેન નામના દૂત સાથે ઇંદ્રપ્રસ્થ

જવા સારૂ દ્વારકાંથી નિકળ્યા. રસ્તામાં ઘણાક દેશોનું ઉલ્લંઘન કરી ઇંદ્રપ્રસ્થ આવ્યા. જેમ પિતા પોતાના પુત્રનો સત્કાર કરે, તેમ યુધિષ્ઠિરે તથા ભીમસેને શ્રીકૃષ્ણનો સત્કાર કર્યો. પછી શ્રીકૃષ્ણ પોતાના પિતા વસુદેવનાં બહેન કુંતીને મળ્યા, અને અર્જુન, નકુળ તથા સહદેવે પોતાના વડીલ પ્રમાણે તેમનો સત્કાર કર્યો. થોડા દિવસ શ્રીકૃષ્ણ ત્યાં રહ્યા પછી શ્રેષ્ઠ આસન ઉપર વિરામ પામીને અવકાશથી બેઠેલા મહા સમર્થ શ્રીકૃષ્ણ પાસે જઇ યુધિષ્ઠિરે તેમનો અભિપ્રાય જણાવા કહ્યું કે, હે શ્રીકૃષ્ણ ! હું રાજસૂય યજ્ઞ કરવા ધારૂં છું, પણ તે યજ્ઞ કેવળ પોતાની ઇચ્છાથી થતો નથી, કારણ કે તે યજ્ઞ જે હેતુથી થાય છે તે તમે જાણો છો. જેમાં સર્વ ગુણ હોય, જેનો સર્વત્ર સત્કાર થતો હોય અને જે સર્વનો રાજા હોય, તેજ એ યજ્ઞ કરી શકે. મારા સ્નેહીજનોએ મારી પાસે આવીને તે યજ્ઞ કરવાનું મને કહ્યું ત્યારે મેં નિશ્ચય કર્યો કે, જેમ શ્રીકૃષ્ણ કહેશે તેમ કરીશું, કેટલાક સ્નેહીઓ દોષનો વિચાર કર્યા વગર કેવળ સ્નેહથી, કેટલાક પોતાના સ્વાર્થથી અને કેટલાક પોતાનો સ્નેહ દેખાડવા સારૂ કહે છે. કેટલાક પોતાના અંતઃકરણમાં જે સારૂં લાગે તેનીજ ઇચ્છા કરે છે, માટે હે શ્રીકૃષ્ણ ! દરેક કામમાં મનુષ્યોનું અનેક તરેહનું બોલવું હોય છે, વાસ્તે કામ અને ક્રોધનો ત્યાગ કરી તમે મને જે યોગ્ય હોય તે કહો !

त्वं तु हेतूनतीत्यैतान् कामक्रोधौ व्युदस्य च ।
परमं यत्क्षमं लोके यथावद्वक्तुमर्हसि ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि वासुदेवागमने गुर्जरभाषायां त्रयोदशोऽध्यायः ॥ १३ ॥



## અધ્યાય ૧૪ મો—જરાસંધ એક કંટક.

कृष्णउवाच सर्वैर्गुणैर्महाराज राजसूयं त्वमर्हसि ॥
जानतस्त्वेवते सर्वं किंचिद्वक्ष्यामि भारत ॥

શ્રીકૃષ્ણ કહે છે કે—હે મહારાજ ! સર્વ ગુણે કરીને તમે રાજસૂય યજ્ઞ કરવાને યોગ્ય છો, તેમ છતાં સર્વ બાબતમાં કુશળ એવા તમોને હું કંઇ કહું તે સાંભળો. પૂર્વે જમદગ્નિના પુત્ર પરશુરામે જ્યારે ક્ષત્રિયોનો નાશ કર્યો ત્યારે જે શેષ ક્ષત્રિયો રહ્યા હતા તેઓએ મળીને નિશ્ચય કરેલો છે કે, જે રાજા સર્વ ક્ષત્રિયોને જીતશે તે આપણ સૌ રાજાઓનો રાજા થશે. આ વાત પૃથ્વીમાં પરંપરાથી સંભળાય છે. હે ભરતકુલમાં શ્રેષ્ઠ ! તમને જાણવામાં છે તથાપિ હું તમને કહું છું કે, પ્રથમ શ્રાદ્ધદેવ મનુનાં ઇલા અને ઇક્ષ્વાકુ આદિ સંતાનો થયાં, તેમાં ઇલાના પુત્ર પુરૂરવાદિક અને ઇક્ષ્વાકુના પુત્ર નાભાગાદિક સામ્રાજ્ય પદવીને પામ્યા હતા. જેઓને પ્રજાની માફક સર્વ ક્ષત્રિયો કર આપતા, એટલુંજ નહિ પણ તેઓની આજ્ઞામાં રહેતા હતા. એ બે વંશના રાજાઓની સો પેઢી સુધી સામ્રાજ્યપણું રહ્યું હતું. તે પછી યયાતિના વંશના રાજાઓ ભોજાદિકનું પરંપરાથી ચક્રવર્તીપણું આજ દિન સુધી ચાલ્યું આવતું હતું, તે ચારે દિશાઓમાં સંભળાય છે. જેઓના ચક્રવર્તીપણાની સમૃદ્ધિની સર્વ ક્ષત્રિયો ઉપાસના કરતા હતા. હે રાજન ! હમણાં પૃથ્વીનો પતિ જરાસંધ,

તે રાજાઓના સામ્રાજ્ય એટલે ચક્રવર્ત્તીપણાનો પરાભવ કરી સર્વ રાજાઓને જીતી, તેઓની પદવીને પામી સર્વની ઉપર રહેલો છે ને તે મથુરાદેશની પૃથ્વીને ભોગવતા સર્વ રાજાઓને પરસ્પર ભેદ પામેલા જોવા ઇચ્છે છે. હે રાજન્! હાલ તે પદવીને પામેલા જરાસંધનો આશ્રય કરીને મહા પ્રતાપી ક્રૂર, કપટથી યુદ્ધ કરનાર અને મહા બળવાન્ એવો શિશુપાળ તેનો સેનાપતિ થઇને તેની પાસે શિષ્યની પેઠે રહેલો છે. મહા પરાક્રમી અને મહાત્મા હંસ તથા ડિંભક પણ જરાસંધનો આશ્રય કરીને રહેલા છે. ભયંકર દાંતવાળો મેઘ જેવા વર્ણવાળો વાહનોવાળો, અને હાથી સરખો કરૂપ, તે જરાસંધના આશ્રયથી મસ્તક ઉપર એક અદ્દભુત મણિ ધારણ કરે છે! વળી અત્યંત બળવાન્ અને યવનોનો અધિપતિ જે આથમણી દિશામાં રહે છે, ને જે ગુરૂ તથા નરકાસુરને શિક્ષા કરે છે, તે પણ જરાસંધનો આશ્રિત છે. હે મહારાજ! અવસ્થાએ કરી વૃદ્ધ એવો તમારા પિતાનો સખા ભગદત્ત નામનો રાજા, જરાસંધના પરાક્રમ અને વાણીએ કરી નરમ થઇ તેની સાથે સંપમાં રહ્યો છે, તે પોતાના મને કરી તમને પોતાના સખા પાંડુના પુત્રો માનીને તમારામાં સ્નેહથી પ્રીતિ રાખે છે. હે રાજન! જે પશ્ચિમ દિશાને આરંભીને દક્ષિણ દિશા પર્યંત રાજ્ય કરે છે, ને જેણે મહા શૂરવીર શત્રુઓનો નાશ કર્યો છે, તે એકજ તમારો મામો કુંતીભોજ સ્નેહથી તમારો પક્ષ કરનાર છે. વળી પૂર્વે જરાસંધના પક્ષમાં અમારી સાથે યુદ્ધ કરવા આવેલો જેને અમે નાશ કર્યો નહીં એવો પુરૂષોત્તમરૂપે પ્રસિદ્ધ, પોતાના સ્વરૂપને પુરૂષોત્તમરૂપ માનનાર, અજ્ઞાનથી નિરંતર મારા સ્વરૂપના ચિન્હ ધારણ કરનાર, ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલો દુષ્ટ મતિવાળો, અને બળવાન્ એવો પૌંડ્રક, જે આ લોકમાં વાસુદેવ નામે પ્રસિદ્ધ છે, તે પણ જરાસંધનો આશ્રિત છે. વળી હે રાજન! આ સર્વ પૃથ્વીના ચોથા ભાગનું રાજ્ય કરનાર, ભોજ અનેઇંદ્રનો સખા, મહા બળવાન્ અને જેણે વિદ્યારૂપી બળે કરીને પાંડય, ક્રથ અને કૌશિકાદિકને જીત્યા છે, અને જેનો ભાઇ કૃતિ પરશુરામ જેવો મહા શૂરવીર છે, એવો મારો શ્વશુર ભીષ્મક રાજા પણ જરાસંધનો પક્ષ કરનાર છે. ભીષ્મકના અમે સંબંધીઓ હોવાથી તેનું પ્રિય ઇચ્છીએ છીએ, તથાપિ તે અમારૂં પ્રિય ઇચ્છિતા નથી. તે પોતાના કુળ તથા બળ તરફ નજર કર્યા વગર જરાસંધનો યશ જોઇ તેનો પક્ષ કરીને રહ્યો છે. હે સમર્થ રાજા! ઉત્તર દિશામાં રાજ્ય કરનારા ભોજના વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓનાં અઢાર કુળ, પોતાના ભાઇઓ તથા સેવકો સહિત શાલ્વાયન વંશના રાજાઓ અને શૂરસેન, ભદ્રકાર, બોધ, શાલ્વ, પટચ્ચર, સુસ્થળ, સુકુદ, કુંતી અને કુલિંદ, વગેરે રાજાઓના વંશના રાજાઓ જરાસંધના ભયથી ઉત્તર દિશાનો ત્યાગ કરી પશ્ચિમ દિશામાં જઇ રહ્યા છે. દક્ષિણ દિશામાં આવેલા પાંચાલ દેશના તથા પૂર્વ દિશામાં આવેલા કુંતી દેશમાં કોશલ દેશનું પાલન કરનારા રાજાઓ પણ તેના ભયથી આથમણી દિશામાં જઇ રહ્યા છે. મત્સ્ય દેશના રાજાઓ પણ જરાસંધના ભયથી પીડા પામી પોતાના-દેશનો ત્યાગ કરી દક્ષિણ દિશામાં જઇ રહ્યા છે. તેમજ પાંચાલ દેશના રાજાઓ પણ તેનાજ ભયથી પોતાનાં રાજ્ય મૂકી દઇ જુદી જુદી દિશાઓમાં નાસી ગયા છે. પૂર્વે અવળી મતિવાળો કંસ કોઇ કાળમાં યાદવોનો અનાદર કરીને, સહદેવની નાની બહેન અને જરાસંધની પુત્રીઓ અસ્તિ અને પ્રાપ્તિ નામે બે સ્ત્રીઓ પામ્યો. પછી જરાસંધના પક્ષના બળે કરીને કંસે પોતાની જ્ઞાતિને દુઃખ આપી કેટલાક મોટા અન્યાય કરવા માંડ્યા. પોતાની જ્ઞાતિની રક્ષા થવાને ઇચ્છતા એવા ભોજ-

કુળના શ્રેષ્ઠ વૃદ્ધ પુરૂષોએ, આહુકની સુતનુ નામની કન્યા અક્રૂરને આપી, ને અમને કંસને મારવાનું કહ્યું. મેં તથા બળદેવે મળી કંસ અને સુનામાનો નાશ કરીને અમારી જ્ઞાતિનું પ્રિય કર્યું. એ પ્રમાણે કંસનો ભય નિવૃત્ત થયો એટલામાં વળી જરાસંધે યુદ્ધનો ઉદ્યોગ કર્યો. અમોએ મુખ્ય પ્રધાન તથા પુરોહિતાદિક અઢાર પ્રધાનો સાથે એવો મંત્ર કર્યો કે, આપણે જરાસંધનો ત્રણ વર્ષ સુધી નાશ કરવો નહીં; જો કે તે ત્રણ વર્ષમાં એ સો વર્ષ જેટલું દુઃખ દેશે, કારણ કે, તેના બળવાન્ પુરૂષોમાં શ્રેષ્ઠ, દેવતા જેવા અને શસ્ત્રેકરી નાશ પામે નહિ એવા હંસ તથા ડિંભક નામે બે મિત્રો હતા. જેઓ બેને તથા જરાસંધને સર્વ પૃથ્વીના રાજા તથા અમે ત્રણ લોકમાં સૌથી મોટા પરાક્રમી માનતા હતા. પછી જ્યારે સત્તરમી વખત અમારી સાથે તે યુદ્ધ કરવા આવ્યો, ત્યારે હે ભારત ! હંસ નામનો રાજા બલદેવ સાથે યુદ્ધ કરતો હતો તેવામાં કોઇ પુરૂષે ડિંભકની પાસે જઇ કહ્યું કે, હંસ મૃત્યુ પામ્યો. ડિંભકે તે સાંભળી યમુના નદીના જળમાં પ્રવેશ કરી આત્મઘાત કર્યો. ડિંભકનું મૃત્યુ સાંભળી, 'હું ડિંભક વગર જીવવા ઇચ્છતો નથી,' એવો નિશ્ચય કરી હંસે તેની પેઠે યમુનામાં પડી આત્મઘાત કર્યો, એ પ્રમાણે તે બેઉ નાશ પામ્યા તે સાંભળી દુઃખી થઈ જરાસંધ પોતાના પુર તરફ પાછો ગયો. હે શત્રુઓનો નાશ કરનાર ! અમે સૌ હર્ષ પામી મથુરા ગયા. પછી પતિના નાશથી દુઃખી થયેલી કંસની અસ્તિ નામની સ્ત્રી, પોતાના પિતા જરાસંધની પાસે જઇ વારંવાર કહેતી કે, મારા પતિનો નાશ કરનારને તમે મારો. હે રાજન ! તેની અમને ખબર પડવાથી અમે નિશ્ચય કર્યો કે, આપણે આ મોટી સમૃદ્ધિનો ત્યાગ કરીને, પશ્ચિમ દિશામાં રેવતક પર્વત અને શોભાયમાન અને જેને ફરતો કિલ્લો હોવાથી જેમાં દેવતાઓ પણ દુઃખે કરીને પ્રવેશ કરે, એવી દ્વારિકાંપુરીમાં પુત્રો, જ્ઞાતિ અને સંબંધીઓ સહિત જઇ રહીએ, એમ વિચારી અમે ત્યાં જઇ નિર્ભય થઇને રહ્યા. દ્વારકાંપુરીમાં રહીને સ્ત્રિઓ પણ યુદ્ધ કરે, ત્યારે મહારથિ યાદવો યુદ્ધ કરે, એમાં શું આશ્ચર્ય ? પછી સર્વ યાદવો રૈવતક પર્વતને જોઇ આપણે જરાસંધના ભયથી છુટયા એમ માનીને હર્ષ પામ્યા. એ પ્રમાણે જરાસંધના અપરાધી અને ઘણા સંબંધીઓએ કરી બળવાન અમોએ રૈવતક પર્વતનો આશ્રય લીધો છે. એ પર્વત્ત ત્રણ યોજન લાંબો છે, અને એનાં એક એક યોજન જેટલાં ઉંચાં ત્રણ શિખરો છે. તે પર્વત એક યોજન છેટે સો દ્વારવાળું અને યુદ્ધમાં મદોન્મત્ત દેવતાઓ જેવા અઢાર યાદવોએ રક્ષા કરેલું યાદવોના શૂરવીર પુરૂષોને પરાક્રમ કરવાનું એક સ્થાન છે. અમારા કુળમાં અઢાર હજાર ભાઇઓ છે, ને એક આહુકના સો પુત્રો છે, જેઓ દરેકને તેર તેર પુત્રો છે. ભાઇઓ સહિત ચારૂદેષ્ણુ, ચક્રદેવ, સાત્યકિ, હું, બળદેવ, સાંબ, પ્રદ્યુમ્ન, કૃતવર્મા, અનાધૃષ્ટિ, સમીક, સમિતિંજય, કંક, શંકુ, કુંતિ, અંધક, ભોજના બે પુત્રો, વજ્ર જેવા દૃઢ અંગવાળા, શૂરવીર અને પરાક્રમી છીએ. તે છતાં જરાસંધના ભયથી અમારા મથુરાં દેશને મૂકીને યાદવો સહિત દ્વારકાંપુરીમાં જઇ રહ્યા છીએ, માટે હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! સદૈવ સામ્રાજ્ય પદવીને લાયક એવા તમો સર્વ ક્ષત્રિયોમાં પોતાના દેહને સામ્રાજ્યપદવી મળવા વાસ્તે ઉદ્યોગ કરવા યોગ્ય છો, પણ હે રાજન ! મહા બળવાન્ જરાસંધ રાજા જીવતાં તમે રાજસૂય યજ્ઞ કરવા પામો એમ નથી, કારણ કે, તેણે ઘણા રાજાઓને જીતી સિંહ જેમ ઘણા હાથીઓ પકડી કોઇ ગુફામાં પૂરે, તેમ પોતાની પુરી ગિરિવ્રજમાં પૂર્યા છે.

વળી પૃથ્વીના રાજાઓ રૂપ બલિએ કરી યજ્ઞ કરવાની ઇચ્છાવાળા જરાસંધે, ઉમાપતિ મહાત્મા મહાદેવનું તપથી આરાધન કરીને સર્વ રાજાઓને જીત્યા, ને પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સારૂ જે રાજાઓ પ્રથમ તેના ભયથી પોતાના દેશનો ત્યાગ કરીને નાસી ગયા હતા, તેઓ જેમ જેમ પોતાના દેશો પ્રત્યે આવતા ગયા, તેમ તેમ તેઓને જીતી પકડી અને બાંધીને પોતાના પુર પ્રત્યે લાવી એક 'પુરૂષ વ્રજ' નામના કેદખાનામાં નાંખ્યા છે, હે રાજન! અમે પણ જરાસંધના ભયથી મથુરાંપુરીનો ત્યાગ કરી દ્વારકાંપુરીમાં જઇ રહ્યા છીએ, માટે જો તમે રાજસૂય યજ્ઞ કરવા ઇચ્છતા હો તો, તેણે બંધીખાને નાખેલા રાજાઓને છોડાવવાનો તથા જરાસંધનો નાશ કરવાનો યત્ન કરો, એ વિના યજ્ઞ કરવાનો બીજો કંઇ ઉપાય નથી. હે નિષ્પાપ! આ પ્રમાણે મારો અભિપ્રાય છે, હવે તમે જે માનતા હો તે હેતુ સહિત વિચાર કરી મને કહો.

**इत्येषा मे मती राजन् यथा वा मन्यसेनघ ।**
**एवं गतेममाचक्ष्व स्वयं निश्चित्य हेतुभिः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां चतुर्दशोऽध्यायः ॥ १४ ॥**



## અધ્યાય ૧૫ મો. જરાસંધને જીતવાની જુક્તિ.

**युधिष्ठिरउवाच** **उक्तं त्वया बुद्धिमता यन्नान्योवक्तुमर्हति ।**
**संशयानां हि निर्मोक्ता त्वन्नान्यो विद्यते भुवि ॥**

યુધિષ્ઠિર કહે છે કે–હે શ્રીકૃષ્ણ! બુદ્ધિમાન્ એવા તમોએ જે કહ્યું તે પ્રમાણે કહેનારો અને સંશય નિવર્ત્ત કરનારો તમારા વિના પૃથ્વીમાં બીજો કોઈ નથી. હે શ્રીકૃષ્ણ! ઘેર ઘેર જે રાજાઓ છે તે પોતાનુંજ પ્રિય કરનાર છે, તેઓ કંઇ સામ્રાજ્ય પદવીને પામ્યા નથી, કારણ કે તે પદવી ઘણી મહેનતથી મળે છે. જે શત્રુઓનો મહિમા જાણતો હોય તે પોતાનું વખાણ કરવાને કેમ યોગ્ય થાય? જેણે શત્રુઓ સાથે યુદ્ધ કર્યા હોય તેજ વખાણવા લાયક થઇ જગતમાં વખણાય છે. હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ! ઘણાં રત્નોથી ભરેલી અને ઘણા વિસ્તારવાળી આ પૃથ્વી છે, જે ઘણે દૂર સુધી જીતેથી પોતાની શ્રેષ્ઠતા જાણવામાં આવે છે અને જો આમ હોય તો તો સ્વસ્થ થઇ બેસી રહેવું એજ સારૂંછે, ને તેથીજ મારૂં કલ્યાણ થશે; કેમકે સામ્રાજ્ય પદવી મેળવવાનો આરંભ કર્યાથી તે મળશે નહીં, એમ મને લાગે છે. હે જનાર્દન! આ મોટા કુળમાં ઉત્પન્ન થયેલા મારા બુદ્ધિમાન સભામદો તથા ભીમસેનાદિ ભાઇઓ એમ માને છે કે આપણામાંથી કોઇ પણ સર્વને જીતનારો નિકળી આવશે પણ હે ભાગ્યવાન, હે નિષ્પાપ! હું દુષ્ટાત્મા જરાસંધથી શંકા પામું છું, કારણ કે, તમે જ્યારે તેનાથી ભય પામો છો, ત્યારે હું તો કેવળ તમારી ઉગ્ર ભુજાના પરાક્રમનો આશ્રય કરનારજ છું. હું મારા આત્માને બળવાન્ માનતો નથી. હે મહાબાહો! માધવ! તમથી, બળદેવથી, વા ભીમસેનથી અથવા અર્જુનથી જરાસંધ નાશ પામે કે નહીં, તેનો હું વારંવાર વિચાર કરૂં છું; પણ હે કેશવ! સર્વ કાર્યમાં તમે મને

પ્રમાણરૂપ છો. વૈશંપાયન કહે છે કે યુધિષ્ઠિરનાં એવા વચન સાંભળીને બોલવામાં ચતુર એવા ભીમસેન બોલ્યા કે, દુર્બળ અને આળસુ રાજા જો ઉદ્યોગ વગરનો થઇ બળવાન શત્રુની પાસે જઇ ઉભો રહે તો દુઃખ પામે પરંતુ પોતે દુર્બળ હોય તેમ છતાં પણ જો આળસ તજી સારી રીતે ઉપાય કરે તો બળવાન શત્રુને જીતી ઇચ્છિત અર્થને પામે છે. આ તો શ્રીકૃષ્ણમાં નમ્રતા, મારામાં બળ અને અર્જુનમાં જય રહ્યા છે, તેથી જેમ દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય અને આહ્વનીય, એ ત્રણ અગ્નિને કરી યજ્ઞ થાય છે, તેમ અમે એ ત્રણ સાધનોએ કરી જરાસંધને જીતીશું. ભીમસેનનાં વચન સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે, જે પુરૂષ અજ્ઞાની હોય તે પોતાની મતલબ સાધવાનો વિચાર કરે, પણ તેના પરિણામનો તથા સામે શત્રુ પણ અજ્ઞાની અને મતલબી હોય તેનો વિચાર કરે નહીં. હે યુધિષ્ઠિર! જીતવા યોગ્ય શત્રુઓને જીતવાથી માંધાતા, શરણે આવેલાનું પાલન કરવાથી ભગીરથ, તપના બળે કરી સહસ્રાર્જુન, પોતાના બળથી ભરત, અને સમૃદ્ધિએ કરીને મરૂત રાજા, એ પાંચ જણાઓ, ઉપર કહ્યા પ્રમાણે એક એક ગુણે કરીને સામ્રાજ્ય પદવીને પામ્યા હતા, એમ મેં સાંભળ્યું છે. પણ તમે તો એ પાંચે ગુણોએ કરી સામ્રાજ્ય પદવી મેળવવાની ઇચ્છા રાખો છો, ત્યારે કેવળ જરાસંધજ તમારી સામે થાય એમ છે. જરાસંધને એકસો કુળના રાજાઓ પણ જીતી શકયા નહીં તેથી તે પોતાના બળેકરી સામ્રાજ્યપણું ભોગવે છે. તેને કેટલાક રાજાઓ રત્નો આપીને ઉપાસના કરે છે, તોપણ તે બાળપણથી અન્યાયથી વર્તનારો હોઇ સંતોષ પામતો નથી. નાના રાજાઓમાંથી કોઇપણ તેને વશ નહીં થયેલો જોવામાં આવતો નથી. એ પ્રમાણે એકસો રાજાઓ વગર બાકીના સર્વ દુર્બળ રાજાઓને તેણે વશ કર્યા છે. કારણ કે, તેની સાથે તેઓ યુદ્ધ કેમ કરી શકે ? હે ભરતકુળમાં શ્રેષ્ઠ! રૂદ્રના યજ્ઞમાં રાજાઓ રૂપ બલિ આપવા વાસ્તે બંધીખાનામાં રાખી મૂકેલા રાજાઓને હાલ જીવવાની આશા શું હશે ? ક્ષત્રિયોને તો એવા બંધન કરતાં શત્રુ સાથે વઢી મરવું એ શ્રેષ્ઠ છે. જરાસંધની સાથે અમે જો યુદ્ધ કરીએ, તો તેઓના હાલ બચાવ થાય, વળી પેલો એકસો રાજાઓમાંથી છયાશી રાજાઓને તો તેણે ઘણું કરી પોતાને વશ કર્યા છે, ને બાકી ચઉદ રાજાઓ રહ્યા તે જ્યારે તેને વશ થશે ત્યારે તે રૂદ્રયજ્ઞ કરશે. જરાસંધને જીતી જે પુરૂષ તેને રૂદ્ર યજ્ઞ કરવામાં વિઘ્ન કરશે, તેને યશ તથા સામ્રાજ્ય પદવી પ્રાપ્ત થશે.

**प्राप्नुयात्स यशोदीप्तं तत्रयोविघ्नमाचरेत् ।**
**जयेद्यश्च जरासंधं स सम्राण्नियतो भवेत् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि कृष्णवाक्ये गुर्जरभाषायां पंचदशोऽध्यायः ॥ १५ ॥**



## અધ્યાય ૧૬ મો—અર્જુને આપેલું ઉત્તેજન.

**युधिष्ठिर उवाच सम्राड्गुणमभीप्सन्वै युष्मान्स्वार्थपरायणः ।**
**कथं प्रहिणुयां कृष्ण सोहं केवल साहसात् ॥**

યુધિષ્ઠિર કહે છે કે—હે શ્રીકૃષ્ણ ! મારા સ્વાર્થમાં તત્પર એવો હું, સામ્રાજ્ય પદવીની

ઇચ્છા રાખીને તમોને જરાસંધ પાસે સાહસથી કેમ મોકલું ? કેમકે ભીમસેન તથા અર્જુન મારાં નેત્ર છે ને તમે મારૂં મન છો, ત્યારે નેત્ર અને મન વગરનું જીવવું કેવું હોય ? જો કે જરાસંધના બળ કરતાં ભીમસેનનું પરાક્રમ ઘણું વધે એમ છે, પરંતુ યુદ્ધમાં જેને યમ પણ જીતી શકે નહીં તેની પાસે એનું પરાક્રમ તે શું ? જે કાર્યનું પરિણામ ઉલટું લાગે, તેનો ઉદ્યોગ કરવામાં જે પુરૂષ મન કરે છે તેને અનર્થ પ્રાપ્ત થાય છે માટે તે કરવાનો ઉદ્યોગ કરવો નહીં. મારે રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છા રાખવી યોગ્ય નથી. હે જનાર્દન ! હું જે વિચાર કરૂં છું તે સાંભળો–રાજસૂય યજ્ઞ કરવાના ઉદ્યોગનો ત્યાગ કરવો મને ઠીક લાગે છે, કારણ કે, એ યજ્ઞ બહુ કષ્ટથી થાય એવો છે. મારૂં મન એ નહિ કરવા તરફ જાય છે. વૈશંપાયન કહે છે કે,–પછી શ્રેષ્ઠ ધનુષ્ય ધરનારો, અક્ષય બાણોના ભાથાવાળો, સુંદર ધ્વજાવાળો રથ જેણે મેળવ્યો છે અને જેણે સભા રચાવી છે એવો અર્જુન બોલ્યો કે, હે રાજન્ ! મારી પાસે પોતાને ઇચ્છિત અને દુઃખે કરીને પણ ન મળે એવાં ધનુષ, શસ્ત્ર, બાણો, યશ, ઉત્સાહ, શ્રીકૃષ્ણનો પક્ષ, કામ કરવાનો નિશ્ચય, અને શરીરનું તથા સેનાનું બળ છે, અને જ્યારે શ્રેષ્ઠ વિદ્વાન્ પુરૂષો સારા કુળમાં જન્મ થવો તથા દરેક કામ કરવામાં ઉત્સાહ રાખવો, તે વખાણે છે, ત્યારે પરાક્રમ કરવું એજ મને સારૂં લાગે છે. જો કોઇ પરાક્રમવાળા કુળમાં ઉત્પન્ન થયો હોય, પણ પોતે પરાક્રમ વગરનો હોય તો તે શું કરે ? જે પરાક્રમ વગરના કુળમાં ઉત્પન્ન થયો હોય, પણ પોતે પરાક્રમી હોય તો તે સૌથી શ્રેષ્ઠ ગણાય છે. કોઇ બળવાન ક્ષત્રિયો કોઈ દુર્બળની વૃત્તિનો લોપ કરે, તો તે પુરૂષ જોકે બીજા સર્વ ગુણોથી રહિત હોય તોપણ પરાક્રમ કરવામાં ઉત્સાહવાન હોવાથી બળવાન ક્ષત્રિયોને જીતે છે. જે પુરૂષ બીજા સર્વ ગુણે યુક્ત હોય, પણ પરાક્રમ કરવામાં ઉત્સાહ વગરનો હોય તે કશું કરી શકતો નથી; કારણ કે, સર્વ શ્રેષ્ઠ ગુણો પરાક્રમમાંજ રહેલા છે. શત્રુઓને જીતવાની સિદ્ધિ ઉદ્યોગ અને દૈવને આધીન છે, માટે ઉત્સાહી પુરૂષે ઉદ્યોગ કરવામાં મંદ રહેવું નહીં, કેમકે, તેમ કરવાથી શત્રુઓને હાથે નાશ પમાય છે. બળવાન પુરૂષમાં દીન થવાના તથા મોહ પામવાના અવગુણો હોય તો તેનો પણ શત્રુઓથી નાશ થાય છે; પોતાનો જય થાય એવી ઇચ્છા રાખનારા રાજાએ આ બેઉનો ત્યાગ કરવો. હે રાજન્ ! આપણે યજ્ઞ કરવા સારૂ જરાસંધને જીતીએ અને તેણે બંધીખાનામાં નાખેલા રાજાઓને છોડાવીએ, તો એ ઉપરાંત બીજું શ્રેષ્ઠ શું છે ? તેનો ઉદ્યોગ ન કરીએ તો ધારેલા કામમાં કંઇ ફાયદો થાય નહીં. વળી આપણી પાસે મેં પ્રથમ કહેલાં સર્વ ધનુષાદિ સાહિત્યો છે, ત્યારે તમે યજ્ઞ ન કરવો, એમ કેમ માનો છો. જ્યારે ઉદ્યોગ કરવામાં આપણે શક્તિમાન નથી એવો નિશ્ચય થાય, ત્યારેજ તમારે સમતાને ઇચ્છતા એવા મુનિયોની પેઠે, ગેરૂથી રંગેલાં ભગવાં વસ્ત્ર પહેરવાં, હાલ નહી, માટે અમે શત્રુઓ સાથે યુદ્ધ કરશું, ને તમને સામ્રાજ્યપણું પ્રાપ્ત કરી આપીશું.

**काषायं सुलभं पश्चात् मुनीनां शाममिच्छतां ।**
**साम्राज्यं तु भवेच्छक्यं वयं योत्स्यामहे परान् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधवधमंत्रणे गुर्जरभाषायां शोडशोऽध्यायः ॥ १६ ॥**

## અધ્યાય ૧૭ મો–જરાસંધની ઉત્પત્તિ.

**वासुदेव उवाच** जातस्य भारते वंशे तथा कुंत्याःसुतस्य च ।
यावैर्युक्तामातिःसम्यगर्जुनेन प्रदर्शिता ॥

શ્રીકૃષ્ણ કહે છે કે—હે ભરતકુળમાં ઉત્પન્ન થયેલા કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! તમોને અર્જુને જે વિચાર કહ્યો તેજ યોગ્ય છે, કેમકે મનુષ્યને રાત્રિએ અથવા દિવસે મૃત્યુ થાય, એવો કંઇ ચોકસ નિયમ આપણે જાણતા નથી. જે યુદ્ધ ન કરે તે અમર રહે, એવું પણ સાંભળ્યું નથી, માટે રાજાઓએ જેમ પોતાના મનને સંતોષ થાય તેમ શાસ્ત્રમાં કહેલી નીતિથી મંત્ર કરી શત્રુઓને જીતવા; કારણ કે, કોઈપણ પુરૂષ જો સારી રીતે મસલત કરીને કામ કરે, ને દૈવ વિપરીત ન હોય તો તે કામ અવશ્ય સિદ્ધજ થાય છે. બે શત્રુઓ યુદ્ધ કરતા હોય તેમાં એકનો જય અને બીજાનો પરાજય થાય એ સ્વાભાવિક છે, કંઇ બેઉનો જય થતો નથી. તેમજ દૈવ જેનો વિપરીત હોય, ને મસલત પણ જેણે સારી રીતે કરી ન હોય, તેનો યુદ્ધમાં નાશ થાય છે. કદી બેઉ શત્રુઓનો ઉદ્યોગ સરખો હોય તો તે બેમાંથી કોનો જય અને કોનો પરાજય થશે, તેનો નિશ્ચય કરવામાં સંશય રહે છે, પણ અંતે એકનો જય અને એકનો પરાજય તો થાય છેજ; માટે આપણે સારો વિચાર કરી શત્રુનાં છિદ્ર ઉઘાડાં પાડવામાં, અને પોતાનાં છિદ્ર ઢાંકવામાં સાવધાન થઇ શત્રુની પાસે જઇશું તો, જેમ વૃક્ષ પાસે આવેલું જળનું પૂર તેને નાશ પમાડે છે, તેમ તેને નાશ પમાડીશું. બળવાન શત્રુ હોય તેની સામે સેના લઇ જઇને યુદ્ધ કરવું નહીં, એવી જે બુદ્ધિમાન્ પુરૂષોની નીતિ છે તે મને ઘણી સારી લાગે છે, માટે જગતમાં અપયશ વગરના અને આજ દિવસ સુધી કોઇથી પણ નહીં જીતાયેલા અમે ત્રણે જણ તેની પાસે જઇશું, તો તેનો નાશ કરીને ઇચ્છિત કામનાને પામીશું; કારણ કે, ઘણા રાજાઓનું સારૂં કરનાર શ્રેષ્ઠ રાજા, સર્ગમાં રહીને એક વ્યાપક આત્માની માફક સર્વ સમૃદ્ધિ ભોગવે છે, તેમ ચક્રવર્તીપણાની સમૃદ્ધિને ભોગવે છે. પણ કદી તે બંધિખાનામાં પડેલા રાજાઓની રક્ષા કરવામાં તત્પર એવા અમે જરાસંધની પાસે જઇશું, ને તે અમારો નાશ કરશે તો અમને સ્વર્ગની પ્રાપ્તિ થશે. યુધિષ્ઠિરે કહ્યું કે, હે શ્રીકૃષ્ણ ! જરાસંધ કોણ છે, ને તેનામાં વીર્ય અને પરાક્રમ કેવાં છે તે મને કહો ? તેની સાથે તમે યુદ્ધ કર્યું, પણ જેમ અગ્નિનો સ્પર્શ કરીને પતંગ નાશ પામે, તેમ નાશ પામ્યા નહીં. શ્રીકૃષ્ણ કહે છે કે—હે રાજન ! જરાસંધમાં જે વીર્ય અને પરાક્રમ છે તે, તથા તેણે અમારો અપરાધ કર્યા છતાં પણ અમે તેનો નાશ ન કર્યો તેનું કારણ કહું તે સાંભળો. હે ભારત ! મગધ દેશનો ત્રણ અક્ષૌહિણી સેનાવાળો, યુદ્ધમાં ગર્વિષ્ટ, રૂપવાન, વીર્યવાન ઘણી સમૃદ્ધિ અને પરાક્રમવાળો, નિત્ય યજ્ઞ કરનાર, જાણે બીજો ઇંદ્રજ હોય એવો, સૂર્ય જેવો તેજસ્વી, પૃથ્વી જેવો ક્ષમાવાન, યમ તથા કાળ સરખો ક્રોધી અને કુબેર જેવો બ્રહદ્રથ નામે એક રાજા હતો. જેના સારા ગુણે કરીને સર્વ પૃથ્વી સૂર્યના કિરણોએ કરી વ્યાપ્ત છે તેમ વ્યાપ્ત હતી. બ્રહદ્રથ રાજા કાશી રાજાની સાથે ઉત્પન્ન થએલી સ્વરૂપવાળી બે કન્યાઓને પરણ્યો. તેણે પોતાની સ્ત્રીઓ પાસે નિશ્ચય કર્યો કે, હું તમારી સાથે વિપરીતપણાને બદલે સમપણાથી વર્તીશ. પછી તે સ્ત્રિયો સહિત બ્રહદ્રથ રાજા, જેમ બે હાથણીઓ વચ્ચે હાથી તથા ગંગા અને યમુનાની સાથે મૂર્તિમાન સમુદ્ર

શોભે તેમ શોભતો હતો. વિષય ભોગવતાં બ્રહદ્રથ રાજાની યુવા અવસ્થા નિવૃત્ત થઇ, ને તેણે પોતાના વંશના વિસ્તાર માટે પુત્ર ઉત્પન્ન થવા સારૂ પુત્રકામેષ્ટયાદિ ઘણા યજ્ઞો કર્યા. તોપણ પુત્રની પ્રાપ્તિ થઈ નહીં. તેણે સાંભળ્યું કે, કક્ષીવાનના વંશમાં ઉત્પન્ન થએલા મહાત્મા ગૌતમના પુત્ર ઉદાર મનવાળા ચંડકૌશિક ઋષિ તપશ્ચર્યાથી થાકી ગયા છે, પોતાની બે સ્ત્રિયોને લઇ તે ઋષિ પાસે ગયો. ત્યાં એક વૃક્ષ નીચે ઋષિને બેઠેલા જોઇ તેણે તેમની પાસે જઇ ઘણાં રત્નો આપી સંતોષ્યા. સત્યવાદી ચંડકૌશિક ઋષિએ તેને કહ્યું કે, હે રાજેન્દ્ર ! હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે તને ગમતું વરદાન માગ. એવું સાંભળી, પોતાને પુત્ર ઉત્પન્ન થાય, તે નજરે જોવાની આશા પણ જેને ટળી ગઇ હતી એવો બ્રહદ્રથ રાજા, પોતાની બે સ્ત્રિયો સહિત નેત્રમાંથી અશ્રુ પાડી ગદ્ગદ્ વાણીએ કહેવા લાગ્યો કે, હે સમર્થ ઋષિ ! હું રાજ્યનો ત્યાગ કરી તપોવનમાં આવ્યો છું, કારણ કે પુત્ર વગરનો અલ્પ ભાગ્યવાળો છું. હવે મને રાજ્ય તથા વરદાને કરીને શું મળવાનું છે ? શ્રીકૃષ્ણ કહે છે કે—એ પ્રમાણે રાજાનાં વચન સાંભળી ઇંદ્રિયો જેની સંતાપ પામેલી હતી એવા ચંડકૌશિક ઋષિએ, મનમાં રાજાને પુત્રની પ્રાપ્તિ થવાનો વિચાર કરવા માંડયો. તેવામાં આંબાના વૃક્ષ ઉપરથી વાયુના ઝપાટા વગર, પક્ષીઓએ નહીં ખાધેલું એવું એક ફળ તેમના ખોળામાં આવી પડયું. તેને હાથમાં લઇ ઋષિએ મંત્રીને, રાજાને આપતાં કહ્યું કે, હે રાજન ! તું કૃતાર્થ થયો, તને પુત્ર થશે, હવે તું વનમાંથી નિવૃત્ત થા. શ્રીકૃષ્ણ કહે છે કે, ઋષિનાં એવાં વચન સાંભળી બ્રહદ્રથ રાજા, તેમના પગમાં મસ્તક નમાવી પોતાને ઘેર ગયો ને તે ફળ બે સ્ત્રિઓને વહેંચી આપ્યું. તેમણે તેના બે ભાગ કરી એક એક ભાગ ખાધો. તેમને ગર્ભ રહ્યા જેથી બ્રહદ્રથ રાજા હર્ષ પામ્યો. પછી જ્યારે તે સ્ત્રિયોને પ્રસવ સમય થયો ત્યારે એક એકને, એક આંખ, એક હાથ, એક પગ તથા અર્ધા પેટવાળું અને નીચેના પણ અર્ધા ભાગવાળું મનુષ્ય શરીરનું એક એક ફાડિયું ઉત્પન્ન થયું? તે જોઈ બ્રહદ્રથ રાજાની બેઉ સ્ત્રીઓને ઘણો ખેદ થયો. પછી વિચાર કરી તે અર્ધા અર્ધા બાળ શરીરનો તેમણે ત્યાગ કર્યો. દાસીઓએ તે બે ફાડિયાંને કપડામાં વીંટી બહાર રસ્તામાં નાખી દીધાં. તેવામાં માંસ અને રૂધિરનું ભોજન કરનારી જરા નામની એક રાક્ષસી ત્યાંથી જતી હતી તેણે તે મનુષ્ય શરીરનાં બે ફાડિયાં ઉપાડી લીધાં, તેણે વિચાર્યું કે એ બેઉને ભેગાં કરીશ તો સુખેથી લઇ જવાશે. એમ વિચારી તેણે તે બે ફાડિયાં જેવાં ભેગાં કર્યા કે તેજ વખતે દૈવ ઇચ્છાથી તે બેઉ સંધાઇ જઇને એક મહા શૂરવીર બાલક થઇ રહ્યો. તે જોઇ જરા રાક્ષસી વિસ્મય પામી, વજ્ર જેવાં દઢ અંગવાળા તે બાલકને ઉપાડી લઈ જવાને પણ સમર્થ થઇ નહી. તે બાલકે ત્રાંબા જેવી લાલ હાથેળીવાળા પોતાના બે હાથની મુઠીવાળી મોઢામાં ઘાલી મેઘ જેવો શબ્દ કર્યો એ શબ્દ સાંભળી ઉદ્વેગ પામી અંતઃપુરનાં મનુષ્યો બ્રહદ્રથ રાજા સહિત બહાર નિકળી આવ્યાં, જેમને ફરી પુત્ર પ્રાપ્ત થવાની આશા ન હતી અને દૂધે કરીને જેમનાં સ્તનો ભરાઇ ગયાં હતાં, એવી બ્રહદ્રથ રાજાની બેઉ સ્ત્રિયો ત્યાં આવી. જરા રાક્ષસી, તે બે સ્ત્રિયો અને બ્રહદ્રથ રાજા બાલકને જોઇને, પોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં કે, આ શું ? જરા મનમાં બોલી કે હું આ દેશમાં રહેનારી છું, માટે મારે પુત્રની ઇચ્છાવાળા ધર્મિષ્ટ અને મહાત્મા આ રાજાના બાલકને મારવો યોગ્ય નથી, તેણે પોતાનું મનુષ્યની સ્ત્રી જેવું સ્વરૂપ કરી વિજળી

સરખા પ્રકાશમાન બાળકને બ્રહદ્રથને આપતાં કહ્યું કે, હે રાજન ! બ્રાહ્મણના વરદાનથી તમારી આ બે સ્ત્રિઓને વિષે ઉત્પન્ન થયેલો, દાસીઓએ રસ્તામાં નાંખી દીધેલો અને મારાથી સંધાયેલો આ બાળક હું તમને આપું છે, તે લ્યો. શ્રીકૃષ્ણ કહે છે કે—હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! પછી રાજાએ પોતાના બાળકને લઈ રાણીઓને સોંપ્યો, ત્યારે તેમણે સ્તવના દૂધથી તેને અભિષેક કર્યો. પછી હર્ષ પામેલા બ્રહદ્રથ રાજાએ જરા રાક્ષસીને પૂછ્યું કે, હે કમળના ગર્ભ જેવી કાંતિવાળી ! મને પુત્ર આપનારી, હે પોતાની જ ઇચ્છા પ્રમાણે ગતિ કરનારી ! હે કલ્યાણી ! મને તું દેવતા જેવી જણાય છે, માટે તું કોણ છે તે કહે ?

> का त्वं कमलगर्भाभे मम पुत्रप्रदायिनी ॥
> कामया ब्रूहि कल्याणि देवता प्रतिभासि मे ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधोत्पत्तौ गुर्जरभाषायां सप्तदशोऽध्यायः ॥ १७ ॥

---

## અધ્યાય ૧૮ મો–જરાસંધ નામ કેમ પડ્યું.

> राक्षस्युवाच जरा नामास्मि भद्रं ते राक्षसी कामरूपिणी ।
> तव वेश्मनि राजेंद्र पूजितान्यवसं सुखम् ॥

રાક્ષસી કહે છે કે—હે રાજન ! તમારૂં કલ્યાણ થાઓ, હું ઇચ્છિત સ્વરૂપ ધારણ કરનારી જરા નામે રાક્ષસી છું, ને તમારા ઘરમાં પૂજા પામીને સુખે કરી રહું છું. મનુષ્યોના ઘરોમાં પણ રહું છું, કારણ કે, પૂર્વે બ્રહ્માએ મને ગૃહદેવી નામે ઉત્પન્ન કરીને દાનવોનો નાશ કરવા સારૂ મારૂં સર્વત્ર સ્થાપન કરેલું છે, જે પુરૂષ ભક્તિથી પોતાના ઘરની ભીંત ઉપર પુત્ર સહિત મારૂં ચિત્ર કાઢશે તેના ઘરમાં સમૃદ્ધિનો વધારો થશે, ને જે તેમ નહીં કરે, તેનો વિનાશ થશે, હે સમર્થ રાજન ! તમારા ઘરની ભીંત ઉપર તો હું પુત્ર સહિત ચિત્ર રૂપે રહેલી છું, અને તમારાથી ચંદન, પુષ્પ, ધુપ, દીપ, અને ખાનપાનના પદાર્થોએ કરી નિત્ય પૂજાઉ છું, તેથી તમારો પ્રતિ ઉપકાર કરવા સારૂં નિરંતર વિચાર કરતી હતી, તેટલામાં હે ધર્મિષ્ટરાજા ! તમારા પુત્રના શરીરનાં આ બે ફાડિયાં લઇ મેં ભેગાં કર્યાં, ને દૈવઇચ્છાથી તમારા સુભાગ્યથી સંધાઇ જઇ આ બાલક રૂપ ઉત્પન્ન થયું; પણ તેનું નિમિત્ત કારણ હું છું. હે રાજન ! મેરૂ પર્વતને ખાઇ જવામાં સમર્થ એવી હું આ તમારા બાલકને ભક્ષ્ય કરી જાઉં, એમાં શું આશ્ચર્ય ? પણ તમારા ઘરમાં નિત્ય મારૂં પૂજન થાય છે. તેથી પ્રસન્ન થઇને મેં આ બાલક તમને પાછો આપ્યો છે. શ્રીકૃષ્ણ કહે છે કે–એ પ્રમાણે કહીને જરા રાક્ષસી અંતર્ધાન થઇ. બ્રહદ્રથ રાજાએ પુત્રને લઇને ઘરમાં પ્રવેશ કર્યો, ને બાલકને જન્માદિ સંસ્કાર કરાવી, મગધદેશમાં જરા રાક્ષસીનો મોટો ઉત્સવ કરાવ્યો. બાલકના પિતા બ્રહ્મા જેવા બ્રહદ્રથ રાજાએ, જરા રાક્ષસીએ સાંધ્યો તેથી તેનું નામ 'જરાસંધ' પાડ્યું. પછી તે બાળક જેમ શુક્લપક્ષમાં ચંદ્ર સર્વ પ્રજાને આનંદ આપે, તેમ પોતાનાં માતાપિતાને આનંદ આપતો હતો. જેમ આહુતિ હોમવાથી અગ્નિ વૃદ્ધિ પામે તેમ તે તેજસ્વી તથા બળવાન બાળક નિત્ય વૃદ્ધિ પામતો હતો.

**सो वर्धत महातेजा मागधाधिपतेः सुतः ।**
**प्रमाणबलसंपन्नो हुताहुतिरिवानलः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंघोत्पत्तौ गुर्जरभाषायामष्टादशोऽध्यायः ॥ १८ ॥**

## અધ્યાય ૧૯ મો-જરાસંધની પ્રશંસા.

**कृष्णउवाच कस्य चित्त्वथ कालस्य पुनरेव महातपाः ।**
**मगधेषूपचक्राम भगवांश्चंडकौशिकः ॥**

શ્રીકૃષ્ણ કહે છે કે—હવે કોઇ એક દિવસે મહા તપસ્વી અને સમર્થ એવા ચંડકૌશિક ઋષિ ફરતા ફરતા મગધ દેશમાં આવ્યા. તેમને નજીક આવેલા સાંભળી હર્ષ પામી બ્રહદ્રથ રાજાએ, પોતાના પ્રધાન, સ્ત્રિયો અને પુત્રને લઇ શહેરમાંથી બહાર નિકળી તેમની પાસે જઇ પાદ્ય, અર્ધ્ય અને આચમને કરી વિધિપૂર્વક પૂજા કરી, અને કહ્યું કે, તમારી કૃપાએ કરીને આ રાજ્ય તથા પુત્ર કુશલ છે. રાજાની પૂજાથી હર્ષ પામેલા ચંડકૌશિક ઋષિ બોલ્યા કે, હે બ્રહદ્રથ! મેં એ સર્વે દિવ્ય દૃષ્ટિથી જાણ્યું છે, ને હવે આ તમારા પુત્રમાં કેવા ગુણો થશે તે હું કહું તે પણ સાંભળો-નિરંતર જેની કાંતિ વૃદ્ધિ પામે છે એવા આ તમારા પુત્રમાં રૂપ, પરાક્રમ, અને બળ ઘણું વધશે. તે પોતાના પરાક્રમે કરીને સર્વ પદાર્થો મેળવશે. આ મહા પરાક્રમી તમારા બાળકના પરાક્રમને બીજા રાજાઓ, જેમ ગરૂડની ગતિને બીજા પક્ષીઓ પામતા નથી તેમ પામશે નહીં. જે કોઇ એની સાથે વૈર કરશે તે વિનાશને પામશે. હે પૃથ્વીના પતિ! આ તમારા પુત્ર ઉપર જો દેવતાઓ શસ્ત્ર મૂકશે, તો જેમ નદીની લહેરો પર્વતને વ્યથા કરતી નથી તેમ તે એને વ્યથા કરશે નહીં. વળી એ રાજ્યાભિષેક થયેલા સર્વ રાજાઓનો ઉપરી થઇ શોભશે, ને જેમ સૂર્યની કાંતિને હરે છે તેમ એ સૌની કાંતિ હરણ કરશે. વળી જે કોઇ સેના સહિત એની સાથે યુદ્ધ કરશે, તે જેમ અગ્નિએ કરી પતંગિયાં નાશ પામે, તેમ નાશ પામશે. વળી આ તમારો બળવાન્ પુત્ર સર્વ રાજાઓની સમૃદ્ધિને જેમ વર્ષાદના દિવસોમાં નદીઓના પ્રવાહને સમુદ્ર ગ્રહણ કરે તેમ ગ્રહણ કરશે, અને ચારે વર્ણની પ્રજાનું, જેમ સર્વ ધાન્યાદિક પદાર્થોથી ભરેલી આ શ્રેષ્ઠ પૃથ્વી સારા નરસા સર્વ પ્રાણીઓનું પાલન કરે છે. તેમ પાલન કરશે, સર્વ રાજાઓ એની આજ્ઞામાં રહેશે. ત્રિપુરાસુરને નાશ કરનાર મહાદેવને સાક્ષાત્ રૂપે જોશે. શ્રીકૃષ્ણ કહે છે કે-હે યુધિષ્ઠિર! એ પ્રમાણે કહીને ચંડકૌશિક ઋષિએ બ્રહદ્રથ રાજાને તેને ઘેર જવાની રજા આપી. જ્ઞાની તથા સંબંધીઓથી વિંટાયેલો તે પોતાની પુરીમાં આવ્યો. તેણે પોતાના પુત્ર જરાસંધને પછી રાજ્યાભિષેક કર્યો. બ્રહદ્રથ પોતે સંસારથી વૈરાગ્ય પામી બે સ્ત્રિઓ સહિત વન તરફ ચાલી નીકળ્યો ને ત્યાં તપ કરી ઘણેક કાળે સ્વર્ગ પામ્યો. હે રાજન! જરાસંધ પોતાના પરાક્રમે કરીને સર્વ રાજાઓને વશ કરી પૃથ્વીનું પાલન કરવા લાગ્યો. જ્યારથી મેં કંસને માર્યો ત્યારથી તેને મારી સાથે વૈર બંધાયું છે. જરાસંધ એવો બળવાન છે કે, તેણે પોતાની પુરી ગિરિવ્રજમાંથી એક સાંગ નાખી તે

નવાણું યોજન છેટે જ્યાં હું રહેતો હતો ત્યાં મથુરાંપુરીની નજીક આવીને પડી ! તે સાંગ મથુરાંપુરીની પ્રજાએ મને દેખાડી, માટે હે મહારાજ ! બળવાન સાથે બાકરી ન બાધવી; એવી રાજનીતિ છે. બળવાન કુકુર, અંધક અને વૃષ્ણિકુળના યાદવોએ જરાસંધની આને લીધે ઉપેક્ષા કરી છે.

एवमेषतदावीर बलिभिः कुकुरांधकैः
वृष्णिभिश्च महाराज नीतिहेतोरुपेक्षितः ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयारंभपर्वणि जरासंधप्रशंसायां गुर्जरभाषायामेकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

## અધ્યાય ૨૦ મો–મગધ પ્રતિ ગમન.

वासुदेव उवाच पतितो हंसडिंभकौ कंसश्च सगणोहतः ।
जरासंधस्य निधने कालोयं समुपागतः ॥

શ્રીકૃષ્ણ કહે છે કે—હે રાજન ! હંસ, ડિંભક, અને ચાકરો સહિત કંસ, એ ત્રણે નાશ પામ્યા અને હવે જરાસંધના મૃત્યુનો સમય પણ નજીક આવ્યો છે, જો કે, તે યુદ્ધમાં દેવતા તથા દૈત્યોથી પણ જીતાય એવો નથી. તેને આપણે દ્વંદ્વ એટલે બે જણાએજ સામસામે લડવું એવા યુધ્ધે કરીને જીતવો, એમ હું ધારૂં છું; કારણ કે મારામાં નીતિ, ભીમસેનમાં બળ અને અમોએ રક્ષા કરેલા અર્જુનમાં જય રહ્યો છે. જેમ ત્રણ અગ્નિએ કરી યજ્ઞ થાય છે, તેમ અમે ત્રણ સાધનોએ કરી જરાસંધને જીતીશું. તે એવી રીતે કે, જ્યારે તે એકાંતમાં બેઠો હશે ત્યારે અમે તેની પાસે જઇશું, અમારામાંથી એકની સાથે તે યુદ્ધ કરશે એમાં મને સંદેહ નથી. તેમાં પણ તે પોતાની ભુજાના બળે કરીને ગર્વિષ્ટ હોવાથી ભીમસેન સાથે તો અવશ્ય યુદ્ધ કરશે. તે મોટી ભુજાવાળો અને મહા બળવાન ભીમસેન, જેમ કાળ સર્વ લોકનો નાશ કરવા સમર્થ છે; તેમ તેનો નાશ કરવા સમર્થ છે. હે રાજન ! જો તમે મારા અંતઃકરણનો અભિપ્રાય જાણતા હો ને તમને મારામાં વિશ્વાસ હોય તો જલદીથી ભીમસેન તથા અર્જુન મને ઉધાર દાખલ આપો. વૈશંપાયન કહે છે કે–શ્રીકૃષ્ણનાં આવાં વચન સાંભળી હર્ષયુક્ત થઇ, પાસે બેઠેલા ભીમસેન તથા અર્જુન સામે જોઇને યુધિષ્ઠિરે કહ્યું કે, હે શત્રુઓને નાશ કરનાર અચ્યુત ! તમે એમ ના બોલો, કારણ કે, અમારા નાથ તમેજ છો. અમોએ તમારોજ આશ્રય કર્યો છે. હે ગોવિંદ ! તમે જેમ વારંવાર કહો છો તેમજ અમારૂં કામ થાય છે, જેમને તમારો આશ્રય નથી તેમની સામે લક્ષ્મી જોતી નથી, માટે હે શ્રીકૃષ્ણ ! તમારી આજ્ઞામાં વર્તનારો હું, "જરાસંધ નાશ પામ્યો, સર્વ રાજાઓ બંધીખાનામાંથી છૂટયા, અને રાજસૂય યજ્ઞ પણ થયો" એમ માનું છું, માટે તમે જેમ કહો છો તેમ જલદીથી કરો. હે જગત્પતિ ! ભીમસેન, અર્જુન અને તમારા વિના, જેમ ધર્મ, કામ તથા દ્રવ્ય વગરનો અને રોગે કરીને પીડાયલો દુઃખી મનુષ્ય જીવવાનો ઉત્સાહ રાખે નહીં તેમ હું ઉત્સાહ રાખતો નથી. તેમજ તમારા વગર અર્જુન અને અર્જુન વગર તમે પણ જીવવાનો ઉત્સાહ રાખો તેમ નથી. તમ બેઉ જણાથી ત્રણે લોકમાં

કોઈ ન જીતાય એમ હું માનતો નથી. બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ, શૂરવીર, અને તમારી એઉની સહાયતાવાળો ભીમસેન શું નહીં કરે ? કારણ કે, પોતાનું બળ સારી રીતે વાપરવાથી હમેશ ઉત્તમ કાર્ય થાય છે, માટે ચતુર પુરૂષોએ પોતાનું બળ વાપરવું જોઇએ. તેઓ ન વાપરે તો આંધળા અને મૂર્ખ પુરૂષની પેઠે કાંઇ કાર્ય કરી શકેજ નહીં. જેમ ખેડુત લોકો મોટી અથવા નાની નદીના જળને કયારા બાંધીને પોતાની વાડીમાં લઇ જઇ ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરે છે, તેમજ ઉત્તમ પુરૂષોએ પણ નીતિથી પોતાનું બળ વાપરી ઉત્તમ કાર્ય કરવાં. હે શ્રીકૃષ્ણ ! નીતિમાર્ગ જાણનાર અને જગતમાં પ્રસિદ્ધ એવા તમારો આશ્રય કરીને અમે રાજસૂય યજ્ઞ કરવાનો યત્ન કરશું. હે ભીમસેન ! તમે કાર્યની સિદ્ધિ માટે બુદ્ધિ, નીતિ અને બળે કરી યુક્ત તથા દરેક કામ કરવાના ઉપાયને જાણનારા શ્રીકૃષ્ણ જે કાંઇ કાર્ય હોય તે સિદ્ધ કરવા સારૂ અર્જુને તમારી સાથે રહેવું, અને ભીમસેને અર્જુનની સાથે રહેવું; કારણ કે, તમો ત્રણેમાં નીતિ, બળ અને જય રહેલાં છે. તમારાથી કાર્યની જરૂર-સિદ્ધિ થશે. વૈશંપાયન કહે છે કે—એ પ્રમાણે યુધિષ્ઠિરના કહેવાથી ભાઇઓ જેવા, મહા તેજસ્વી શ્રીકૃષ્ણ, ભીમસેન અને અર્જુન મગધદેશ તરફ જવાને તૈયાર થયા. પોતાના સ્નેહીઓનાં વચન સાંભળી હર્ષયુક્ત થઇ તેમણે, મોટા તેજવાળા અને બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારા સંન્યાસીઓની પેઠે, મૃગચર્મ, દંડ, કમંડલુ, અને ગેરૂથી રંગેલાં વસ્ત્રાદિક ધારણ કરીને પોતાનાં સ્વરૂપ છુપાવ્યાં. તે સમયે તેમનાં શરીર સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ જેવાં અત્યંત પ્રકાશમાન લાગવા માંડયાં. ત્યાં બેઠેલા સભાસદોએ માન્યું કે, હવે જરાસંધ નાશ પામશે. પછી ભીમસેન જેમાં મુખ્ય છે એવા, દરેક કામ કરવામાં એક વિચારવાળા, યુદ્ધમાં પ્રવૃત્તિ કરનાર, અને દર્ભનાં વસ્ત્રે કરી ઢાંકેલા શરીરવાળા શ્રીકૃષ્ણ તથા અર્જુન કુરૂ દેશથી રવાના થયા. તે કુરૂ અને જાંગલ દેશના મધ્ય રસ્તાએ પ્રથમ પદ્મસર ગયા. ત્યાંથી કાલકૂટ પર્વતનું ઉલ્લંઘન કરી ગંડકી અને શોણાદિ નદને ઉતર્યા, પછી સરયૂ નામની નદીને જોઇ, પૂર્વ દિશામાં કોશલ દેશનું ઉલ્લંઘન કર્યું, અને મિથિલા, માલા, ચર્મણ્વતી તથા ગંગાજીને પાછળ મૂકી મગધદેશ પ્રત્યે જઇ પહોંચ્યા. ત્યાં તેમણે ગોરથ નામના પર્વત ઉપર ઉભા રહીને, ગાયોનાં ટોળાંએ કરીને સંકીર્ણ ઘણાં જળનાં સ્થાનકો અને શ્રેષ્ઠ વૃક્ષોવાળું જરાસંધનું નગર જોયું.

तेशश्वद्गोघनाकीर्णमंबुमंतं शुभद्रुमं ।
गोरथं गिरिमासाद्य ददृशुर्मागधं पुरम् ॥

इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि कृष्णपांडवमागधयात्रायां गुर्जरभाषायां विंशोऽध्यायः ॥ २० ॥

---

## અધ્યાય ૨૧ મો-કૃષ્ણ અને જરાસંધનો સંવાદ.

वासुदेव उवाच एषपार्थमहान् भाति पशुमान्नित्यमंबुमान् ।
निरामयः सुवेश्माढयो निवेशो मागधः शुभः ॥

શ્રીકૃષ્ણ કહે છે કે—હે અર્જુન ! આ ઘણાં પશુઓ તથા જળનાં સ્થાનકોવાળું રોગ-

વગરનું અને સુંદર ગૃહોથી શોભાયમાન જરાસંધનું નગર છે. એની આસપાસ શીતળ હવા-વાળા એક બીજાને વળગેલા, સુગંધી પુષ્પોથી શોભતા, મનને આનંદ આપનારા અને વિષયી પુરૂષોને પ્રિય એવાં લોધ્રાદિ વૃક્ષોનાં વનોથી વિંટાયેલા વૈહાર, વરાહ, વૃષભ, ઋષિ-ગિરિ, અને ચૈત્યક નામે પાંચ પર્વતો છે. કિલ્લારૂપે તે નગરની રક્ષા કરે છે. જ્યાં શ્રેષ્ઠ વ્રતવાળા મહાત્મા ગૌતમ ઋષિએ ઔશીનરી નામની શૂદ્રીને વિષે કાક્ષીવાનાદિ પુત્રો ઉત્પન્ન કર્યા હતા. જેમના વંશે ગૌતમની સમૃદ્ધિ નાશ થવાથી ત્યાંજ રહીને માગધવંશી રાજાઓનો આશ્રય કર્યો હતો. તેઓ રાજાઓ ઉપર ઘણો સ્નેહ રાખે છે. હે અર્જુન ! પૂર્વે મહા બલવાન અંગ અને બંગાદિ રાજાઓ નિરંતર ગૌતમના આશ્રમમાં આવીને અનેક તરેહની રમતો કરતા હતા. તેની આસપાસ પિંપલ તથા લોધ્રનાં વૃક્ષોની શ્રેષ્ઠ પંક્તિઓ છે. ને ત્યાં શત્રુઓને તાપ પમાડનારા અર્બુદ તથા ચક્રવાપી નામના નાગો નિરંતર આવી રહે છે અને સ્વસ્તિક તથા મણિનાગ નામના બે નાગોને રહેવાનાં સ્થાનકો પણ ત્યાં છે. વળી મનુષ્યે મગધ દેશના શહેરોમાં કોઈ કાલે દુષ્કાલ ન પડે તેમ કર્યું છે. તે શહેરોનું કૌશિક ઋષિ તથા મણિમાન પણ સારૂ કરવા ઇચ્છે છે. હવે આ ચારે બાજુથી જેને શત્રુઓ જીતી ન શકે એવા શહેરને પામીને જરાસંધ પોતાને ઇચ્છિત પ્રાપ્ત થયેલું માને છે, તેની પાસે જઇને આપણે આજે તેનો ગર્વ ઉતારીશું. વૈશંપાયન કહે છે કે—એ પ્રમાણે વાતો કરતા મહા પરાક્રમી શ્રીકૃષ્ણ, ભીમસેન અને અર્જુન જરાસંધની પુરી ગિરિવ્રજ તરફ ચાલ્યા, જેમાં શરીરે પુષ્ટ એવી ચારે વર્ણની પ્રજા હર્ષથી રહેતી હતી. પછી જ્યારે તે નગર પાસે આવ્યા ત્યારે તે ઠેકાણે તેનો દરવાજો નહીં હોવાથી તેમણે, જરાસંધના ચાકરો તથા શ-હેરની પ્રજાએ માન્ય કરેલો, મગધવંશી રાજાઓને ઘણો પ્રિય અને 'અહીં શહેર છે' એમ પોતાના ચિન્હથી જણાવી આપનાર કિલ્લારૂપી ચૈત્યક પર્વત જોયો. તેની ઉપર ચઢીને તેને તેમણે ભાગવા માંડયો. જેની ઉપર જરાસંધે, માંસ ભોજન કરનાર બળદ જેવા શરીરવાળા ઋષભ નામના દૈત્યનો નાશ કરી, તેના ચર્મના ત્રણ ઢોલ કરાવી રાખ્યા હતા. એનો અ-વાજ એક મહીના સુધી સંભળાતો હતો. ચૈત્યક કિલ્લાના શિખર અને તેની પાસેની ભિંતો તોડી તેમાં દરવાજો પાડીને, અનેક તરેહનાં આયુધો ધારણ કરનાર શ્રીકૃષ્ણ ભીમસેન અને અર્જુન શહેરમાં દાખલ થયા. તે સમયે ઘણા અપશકુન થવા લાગ્યા, હાથી ઉપર બેઠેલા જરાસંધને તેના પુરોહિતે તે બતાવ્યા. વિઘ્ન શાંતિ કરવા સારૂ જરાસંધ, હવન, નિયમ અને ઉપવાસ કરવાને તત્પર થયો. હવે અહીં સન્યાસીઓ જેવા વ્રતવાળા પોતાની ભુજાઓરૂપ શસ્ત્રોવાળા, હથિયાર વગરના અને જરાસંધ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા શ્રીકૃષ્ણ, ભીમ-સેન અને અર્જુન, શહેરની ગલીઓમાં તરેહવાર અનાજ તથા પુષ્પની દૂકાનોની સમૃદ્ધિ જોતા જોતા રાજમાર્ગમાં ચાલ્યા, જ્યાં તેમણે માળીઓ પાસેથી બળાત્કાર કરી પુષ્પની માળાઓ લઇને ધારણ કરી. ભગવાં વસ્ત્રો, પુષ્પની માળાઓ તથા કુંડળો જેમણે પહેરેલાં હતાં એવા તેઓ, જેમ સિંહો ગાયોને રહેવાના ઠેકાણાને ખોળતા જાય, તેમ બુદ્ધિમાન્ જરાસંધના મહેલને શોધતા શોધતા ગયા. તેમની સાલ વૃક્ષ જેવી અને ચંદને ચોપડેલી ભુજાઓ અત્યંત શોભતી હતી. તેમને મોટી ભુજા અને પહોળી છાતીવાળા જોઇને મગધ-દેશની સર્વ પ્રજા અત્યંત વિસ્મય પામી. જ્યાં ઘણાં મનુષ્યો ચોકી કરતા હતા એવા ત્રણ દરવાજાને મૂકી નિર્ભય અને ગર્વિષ્ઠ એવા તેઓ જરાસંધ પાસે જઈ ઉભા. તેમને પૂજા

કરવા યોગ્ય જાણીને તે ઉભો થયો, ને સત્કારપૂર્વક બોલ્યો કે તમે ભલે આવ્યા. તે સમયે ભીમસેન તથા અર્જુન તો કંઈ બોલી શકયા નહીં, પરંતુ મહાબુદ્ધિમાન્ શ્રીકૃષ્ણ બોલ્યા કે, હે રાજન ! આ બેઉ જણાનો નિયમ છે, માટે અર્ધ રાત્રી જશે ત્યાર પછી તમારી સાથે ભાષણ કરશે. શ્રીકૃષ્ણે આમ કહ્યું ત્યારે જરાસંધે તેમને પોતાના યજ્ઞ કરવાના ઘરમાં રાખીને અંતઃપુરમાં પ્રવેશ કર્યો. હવે જરાસંધનો " સન્યાસીઓ અથવા બ્રાહ્મણો અર્ધ રાત્રિએ આવે તોપણ તેમની પાસે જવું, " એવો જગતમાં પ્રસિદ્ધ નિયમ હતો તેથી તે અર્ધરાત્રિ થઇ ત્યારે તેમની પાસે ગયો: અને તેમને પ્રથમ પ્રમાણેજ જોઇ વિસ્મય પામી તેમની પાસે બેઠો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! મનુષ્યોમાં સિંહ જેવા તેઓએ જરાસંધને જોઇને કહ્યું કે, હે રાજન ! તમે કુશળ છો ? તમારૂં કલ્યાણ થાઓ. એમ કહી તેની પાસે ઉભા રહી તેઓ તેની સામે વારંવાર જોવા લાગ્યા. જરાસંધે તેમને બેસવાનું કહ્યું એટલે તેઓ બેઠા. પછી હે કૌરવ્ય ! સત્યવાદી જરાસંધ તેમની નિંદા કરતાં કહેવા લાગ્યો કે, સંન્યાસીઓનાં વ્રત ધારણ કરેલાં છે એવા તમે બ્રાહ્મણો નથી, કેમ કે, બહાર દેખાડવા સારૂ ચંદન અને પુષ્પની માળા ધારણ કરનારા કપટી હો એમ મને લાગે છે, કારણ કે, ધનુષોની પ્રત્યંચા ખેંચવાથી પડેલાં ચિહ્નવાળી તમારી ભુજાઓથી તમે ક્ષત્રિયોનું બળ ધારણ કરનાર લાગો છો, માટે કોણ છો તે કહો ? રાજાઓ પાસે સત્ય બોલવું ઘટે છે. તમે ચૈત્યક પર્વતના શિખરને ભેદી મારો અપરાધ કરી ભય પામ્યા વગર, દરવાજા વિનાના સ્થાનકેથી અહીં આવ્યા છો, તે બ્રાહ્મણોથી બને નહીં, કારણ કે, તેમનામાં માત્ર બોલવાનું પરાક્રમ હોય છે. આ તમારો વેષ જૂદી તરેહનો છે, ચેષ્ટા પણ જૂદી રીતની છે, એવું મારા જોવામાં આવે છે. હું તમારી પૂજા કરવા લાગ્યો, તે તમે ગ્રહણ કરી નહીં, માટે તમોને મારી પાસે આવવાનું શું પ્રયોજન છે તે કહો ? વૈશંપાયન કહે છે કે--એ પ્રમાણે જરાસંધે કહ્યું ત્યારે બોલવામાં ચતુર અને ઉદાર મનવાળા શ્રીકૃષ્ણ ગંભીર વાણીથી બોલ્યા કે, હે નરાધિપ ! અમે સન્યાસીરૂપ બ્રાહ્મણો છીએ એમ તમે જાણો, કારણ કે, સંન્યાસીઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો પણ હોય છે. તેમાં કેટલાક ઘણા અને કેટલાક થોડા નિયમ પાળનારા હોય છે. તેમાં જે ક્ષત્રિયો ઘણા નિયમ પાળે તો તે ઘણી સમૃદ્ધિને પામે, અને જે પુષ્પ ધારણ કરે તેની પાસે તો લક્ષ્મી સ્થિર થઇને રહે છે માટે અમે પુષ્પો ધારણ કર્યાં છે. વળી ક્ષત્રિયોમાં જેવું ભુજાનું બળ હોય તેવું વાણીનું બળ હોતું નથી, માટે હે બ્રહદ્રથના પુત્ર જરાસંધ ! અમોએ તમને ક્ષત્રિયો જેવાં વચન કહ્યાં. વિધાતાએ પોતાનું બળ ક્ષત્રિ-યોની ભુજામાં મૂકયું છે, તે જોવાની ઇચ્છા હશે તો જોઇ શકાશે. દુનિયામાં એવી રીત છે કે, ધીર પુરૂષોએ શત્રુના ઘરમાં દરવાજા વિના બીજે રસ્તેથી ને સ્નેહીના ઘરમાં દરવાજેથી પ્રવેશ કરવો. તેજ પ્રમાણે અમે કાર્ય વાસ્તે શત્રુના ઘર પ્રત્યે જઇને, તેની પૂજા ગ્રહણ કરતા નથી, કારણ કે, એવું અમારૂં હમેશનું વ્રત છે, એમ તમે જાણો.

**कार्यवंतो गृहानेत्य शत्रुतो नार्हणां वयं ।**
**प्रतिगृह्णीमतद्विद्धि एतन्नः शाश्वतं व्रतम् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि कृष्णजरासंधसंवादे गुर्जरभाषायामेकविंशोऽध्यायः ॥ २१ ॥**

## અધ્યાય ૨૨ મો-જરાસંધ યુદ્ધ કરવા સજ્જ થયો.

**जरासंध उवाच नस्मरामि कदावैरं कृतयुष्माभिरच्युत।**
**चिंतयंश्च न पश्यामि भवतां प्रतिवैकृतम् ॥**

જરાસંધ કહે છે કે–મેં તમારી સાથે વૈર ક્યારે કર્યું છે, તે મને સાંભરતું નથી, ને કદાચ તમારૂં મેં અપ્રિય કર્યું હશે, પણ તેનો વિચાર કરતાં મને કંઇ યાદ આવતું નથી, માટે મેં કંઇ તમારૂં અપ્રિય ન કર્યું હોય તો તમે મને શત્રુ કેમ કહો છો ? સત્પુરૂષોએ સાચું બોલવું એવી મર્યાદા છે અને તે તોડનાર ખેદને પામે છે. જો કોઇ ધર્મને જાણનારો મહારથિ ક્ષત્રિય, કોઇ નિરપરાધીને અપરાધી ઠરાવી, તેની સાથે વૈર રાખીને વર્તે તો તે ખરાબ હાલતને પામે છે, તેના શરીરનો પણ વિનાશ થાય છે. ધર્મને જાણનાર પુરૂષો સર્વ ધર્મોથી ક્ષત્રિયોનો ધર્મ શ્રેષ્ઠ માનીને, બીજા કોઇ ધર્મને વખાણતા નથી, માત્ર એજ ધર્મને વખાણે છે, માટે હું એવા ક્ષત્રિયના ધર્મમાં સ્થિર ચિત્તથી વર્ત્તનારો અને કોઇનો પણ અપરાધ નહીં કરનારો છું, જેની પાસે આવીને તમે કેમ ખોટું બોલો છો ? શ્રીકૃષ્ણ કહે છે કે–હે મોટી ભુજાવાળા જરાસંધ ! કોઇ એક પોતાના કુળને વૃદ્ધિ પમાડનારો પુરૂષ છે, જે કોઇથી ન થયેલું કાર્ય કરવા ઇચ્છે છે, તેની આજ્ઞાથી અમે અહીં આવીને તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા છીએ. હે રાજન ! તમે સર્વ પૃથ્વીમાં રહેનારા રાજાઓને બંધીખાનામાં નાંખીને અપરાધ નથી કર્યો ? હે રાજાઓમાં શ્રેષ્ઠ ! કોઇ પણ બળવાન રાજા, નિરપરાધી રાજાઓને મારતો નથી, ને તમે તો દુર્બળ રાજાઓને બંધીખાનામાં નાખીને રૂદ્ર યજ્ઞ કરવાની ઇચ્છા રાખો છો, એજ તમે અમારો અપરાધ કર્યો છે. અમે ધર્મમાં વર્તનારા પુરૂષોની રક્ષા કરવાને સમર્થ છીએ અમે કોઇ દિવસ યજ્ઞમાં મનુષ્યો હોમાયાં દીઠાં નથી, તમે તો મનુષ્યોરૂપ બલિએ મહાદેવનો યજ્ઞ કરવાની ઇચ્છા રાખો છો. હે રાજન ! યજ્ઞમાં પશુઓનો વધ થાય છે, તેમાં કોઇ પણ મનુષ્ય તમારી પેઠે માણસોનો વધ કરી બલિ આપવાની અવળી મતિ રાખતો નથી, કારણ કે જે મનુષ્ય જેવી હાલતમાં રહીને જેવું કર્મ કરે છે, તેને તેવા ફળની પ્રાપ્તિ થાય છે. દુઃખી મનુષ્યોની રક્ષા કરનાર અમે, ક્ષત્રિયોને બચાવવા અને તેમને હોમવાની ઇચ્છા રાખનાર, તેનો નાશ કરવા માટે અહીં આવ્યા છીએ. તું આ જગતમાં "ક્ષત્રિયોમાં મારા જેવો કોઇ નથી" એમ જે માને છે, તે તારી બુદ્ધિ નાશ પામેલી છે. હે રાજન ! જો કોઈ બળવાન ક્ષત્રિય, પોતાની જ્ઞાતિની રક્ષા કરવા સારૂ તેના શત્રુ સાથે યુદ્ધ કરી મૃત્યુ પામે તો, તે સ્વર્ગમાં રહીને સર્વ લોકને પામે છે. જેમ વેદ ભણવાથી, યશ સંપાદન કરવાથી અને તપ કરવાથી સ્વર્ગ મળે છે, તેમ ક્ષત્રિયોને પણ યુદ્ધમાં મૃત્યુ થાય તો ઘણાં સુખવાળા સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે. સ્વર્ગમાં રહીને ઇંદ્ર સર્વ દૈત્યોને જીતી જગતનું પાલન કરે છે. હે રાજન ! મગધદેશની મોટી સેના તથા પોતાની ભુજાના બળેકરી ગર્વિષ્ટ એવા તેને સ્વર્ગ પ્રત્યે જવા માટેજ અમારી સાથે જેવું વૈર થયું છે, તેવું બીજા કોઇ સાથે થાય નહીં. જગતમાં સર્વ મનુષ્યોમાં સરખું બળ હોતું નથી, તેથી કોઇ મનુષ્ય તારા જેવો અથવા તારાથી વિશેષ બળવાન પણ હોય. અમે તારા શત્રુઓ છીએ, તારે એમ ન માનવું કે, એ મને શું કરશે? કારણ કે, જ્યાં સુધી તેં અમારૂં બળ જોયું નથી, ત્યાં સુધી તું એમ માનીશ, પણ જ્યારે

અમારી સાથે યુદ્ધ કરીશ, ત્યારે તને ખબર પડશે. અમારૂં બળ તારાથી સહન થાય એમ નથી, ને તારૂં બળ અમે સહન કરી શકીશું. હે નૃપ ! હું તને કહું છું કે, અમે બળે કરીને તારી બરોબરીઆ વા અધિક છીએ વાસ્તે તું તારા ગર્વનો ત્યાગ કર. જેમ પૂર્વે પોતાનું કલ્યાણ નહીં વિચારનારા દંભોદ્દભવ, સહસ્ત્રાર્જુન, ઉત્તર, અને બ્રહદ્રથ રાજા સેનાઓ સહિત નાશ પામ્યા છે, તેમ તું પુત્ર, પ્રધાન, અને સેના સહિત નાશ પામીને યમલોક પામીશ, કારણ, તને મારવાની ઈચ્છાવાળા અને કપટથી વેષ ધારણ કરેલા અમે બ્રાહ્મણો નથી. હું આમના મામા વસુદેવનો પુત્ર અને તારો શત્રુ કૃષ્ણ છું, ને આ મનુષ્યમાં મહા શૂરવીર પાંડુ રાજાના પુત્ર પાંડવો છે. હે જરાસંધ ! અમે તને યુદ્ધ કરવા આમંત્રીએ છીએ, માટે તું સ્થિર થઇને અમારી સાથે યુદ્ધ કર, ને મૃત્યુ પામી યમ લોકમાં જા, એટલે તેં બંધીખાનામાં નાખેલા રાજાઓને અમે છોડી દઇએ. જરાસંધે કહ્યું કે, હું કોઇ ક્ષત્રિયોને જીત્યા વગર રહ્યો નથી, ત્યારે પૃથ્વીમાં મારાથી જીતાયા વગરનો કોણ છે ? કદી કોઇ હશે તો તે મારો શત્રુ છે. હે કૃષ્ણ ! ક્ષત્રિયોની એવી પણ રીત છે કે, પોતાના બળથી શત્રુઓને જીતી વશ કરી પોતાની ઇચ્છા પ્રમાણે કરવું. રૂદ્ર યજ્ઞ વાસ્તે મેં ક્ષત્રિયોને જીત્યા છે, તેમને હું નહિ મૂકી દેઉં ? તમે જો તમારી સેના સહિત યુદ્ધ કરવા ઇચ્છતા હો તો તેમ, અથવા કહો તો હું એકલો તમારામાંથી એક સાથે વા બેઉ સાથે, અથવા ત્રણે સાથે યુદ્ધ કરૂં ? તમે જેમ કહેશો તેમ હું યુદ્ધ કરવાને તૈયાર છું. વૈશંપાયન કહે છે કે—હે જનમેજય ! એમ કહીને અત્યંત ભયંકર પરાક્રમથી યુદ્ધ કરવાની ઇચ્છાવાળા જરાસંધે પોતાના પુત્ર સહદેવને રાજ્યગાદી ઉપર અભિષેક કરવાની પ્રધાનોને આજ્ઞા આપી. પછી બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ, સિંહ સરખો પરાક્રમી, યુદ્ધમાં યાદવોથી નહીં નાશ પામેલો, અને બ્રહ્માની આજ્ઞાથી જેને શ્રીકૃષ્ણે નાશ પમાડયો ન હતો, એવો જરાસંધ યુદ્ધ કરવાને તૈયાર થયો. પોતાના સેનાપતિને અને કૌશિક તથા ચિત્રસેનને તેણે યાદ કર્યા. જેમને મનુષ્ય લોકમાં શ્રેષ્ઠ પુરૂષો, હંસ અને ડિંભક નામથી ઓળખતા હતા, ને જેને માટે મેં તને પૂર્વે કહેલું છે.

**वयो स्तेनामनी राजन् हंसेतिर्डिंमकेति च ।**
**पूर्वसं कथितं पुंभि र्नृलोके लोकसत्कृते ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि जरासंधयुद्धोद्योगे गुर्जरभाषायां द्वाविंशोऽध्यायः ॥ २२ ॥**

## અધ્યાય ૨૩ મો—જરાસંધને ભીમનું મલ્લયુદ્ધ.

**वैशंपायन उवाच ततस्तं निश्चितात्मनं युद्धाय यदुनंदनः ।**
**उवाच वाग्मीराजानं जरासंधमधोक्षजः ॥ १ ॥**

વૈશંપાયન કહે છે કે—પછી યદુનંદન શ્રીકૃષ્ણે યુદ્ધ કરવાને તત્પર થયેલા સ્થિર મનવાળા જરાસંધને કહ્યું કે, હે રાજન ! અમો ત્રણ જણામાંથી તારે કોની સાથે યુદ્ધ કરવાની મરજી છે તે કહે ? શ્રીકૃષ્ણે આમ કહ્યું ત્યારે મહા કાંતિમાન્ જરાસંધ બોલ્યો કે, હું ભીમસેન સાથે યુદ્ધ કરીશ. વૈશંપાયન કહે છે કે—જરાસંધનું બોલવું સાંભળી તેનો પુરોહિત તેજ વખતે એક સુંદર પુષ્પની માળા અને બીજા પણ મંગળ પદાર્થો, તથા

યુદ્ધમાં થતાં દુઃખ અને મૂર્છાને ટાળનારી ઔષધિઓ લઇ આવી તેની પાસે ઉભો. પછી તેણે જરાસંધને સ્વસ્તિવાચન કર્યું, એટલે મહા બુદ્ધિમાન્ અને ભયંકર પરાક્રમવાળો જરાસંધ, પોતાના ક્ષત્રિય ધર્મનું રક્ષણ કરી, કવચ પહેરી પોતાનો મુકુટ ઉતારી મસ્તકના કેશ બાંધીને, જેમ સમુદ્ર ક્ષોભ પામી લહેરોએ ચઢે તેમ ઉઠયો, ભીમસેન પ્રત્યે તે બોલ્યો કે, હે ભીમસેન! હું તારી સાથે યુદ્ધ કરીશ. એ પ્રમાણે ભીમસેનને કહીને, મહા તેજસ્વી જરાસંધ તેની સાથે યુદ્ધ કરવા સારૂ, જેમ બલિરાજા ઇંદ્ર સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. મહા બળવાન ભીમસેન પણ સ્વસ્તિવાચન કરાવી શ્રીકૃષ્ણ સાથે મંત્ર કરી, તેની સાથે યુદ્ધ કરવા તૈયાર થયો. પછી મનુષ્યોમાં સિંહ સરખા ભુજાઓરૂપ શસ્ત્રોવાળા, મહા શૂરવીર, અને પરસ્પર એક બીજાને જીતવાની ઇચ્છાવાળા ભીમસેન તથા જરાસંધ મોટા હર્ષથી સામસામે ઉભા. તેમણે પ્રથમ એક બીજાના હાથ ઝાલી મુખ હલાવી નમસ્કાર કરી, પોતાના ખભાઓ ઠોકયા. હે સમર્થ રાજન! તેઓ પરસ્પર એક બીજાની કાંધમાં ભુજાઓ નાંખી બથોબથ આવી વારંવાર અનેક રીતે હાથ પગના પ્રહારો કરવા લાગ્યા. તેઓ બગલોમાં હાથની આંટીઓ નાખી હાથો બાંધી લેતા, ને કપાળો પછાડતા, તેથી જેમ બે પત્થરો સામસામે પછડાય ને મોટા અવાજ થાય, તેવા અવાજ થતા હતા. પરસ્પર પગની લાતો વાગવાથી શિથિળ થઇ ગઇ હતી નાડીઓ જેમની, એવા તે ભીમસેન અને જરાસંધ, એક બીજાની છાતીમાં મુષ્ટિઓ મારતા ને પરસ્પર મસ્તકોના કેશ પકડી યુદ્ધ કરતા હતા. તે સમયે તેઓ મોટા હાથીઓ જેવા શબ્દ કરતા, ને મેઘ જેવી ગર્જના કરતા હતા. તેઓ એક બીજાની સામે જોઇ પરસ્પરને ખેંચી યુદ્ધ કરવા લાગ્યા. હાથની બાથોથી એક બીજાને પીડા પમાડી, પેટ, કેડ, અથવા પડખાઓમાંથી પકડીને છેટે ફેંકી દેતા, અને બે પગ વચ્ચેથી પકડી ગળા સુધી ઉંચે ઉપાડી જમીન ઉપર પછાડતા હતા. કમ્મરમાંથી પકડીને જમીન ઉપર દાબતા હતા. વારંવાર ભુજાઓના પ્રહાર કરતા તેથી તેમને મૂર્ચ્છા પણ આવી જતી હતી. પાછા ઉઠીને વળી પરસ્પર મસ્તકો પછાડતા. એ પ્રમાણે ભયંકર યુદ્ધ થતું હતું તે જોવા સારૂ ગિરિવ્રજના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને સ્ત્રિઓ સર્વે ત્યાં આવી ઉભાં અને તેમનાથી રણભૂમિ ભરાઇ ગઇ, હવે તે બેઉ જણ એક બીજાની કાંધમાં હાથ નાંખી પોતપોતાની તરફ ખેંચતા, પગ ઝાલી છેટે નાંખી દેતા ને હાથના ઘણા પ્રહાર કરતા, જેના મોટા વજ્ર જેવા શબ્દ થતા હતા. તે સમયે પરસ્પર જીતવાની ઇચ્છાવાળા તે બેઉ જણ એક બીજાને મારવાનો લાગ જોયા કરતા હતા તેવામાં યુદ્ધ જોવા વાસ્તે આવેલાં મનુષ્યોથી યુદ્ધભૂમિ સંકડાઇ ગયેલી જોઇને, ભીમસેને જરાસંધના હાથમાંથી પોતાના હાથ છોડવી લઈ મનુષ્યોને દૂર કર્યા, ને પાછું યુદ્ધ કરવા માંડયું. તે સમયનું તેમનું યુદ્ધ, ઇંદ્ર અને વત્રાસુરના યુદ્ધ જેવું થયું. તેમાં એક બીજાને તેઓ છેટે ફેંકી દેતા, પોતાની તરફ ખેંચી લેતા, અને જમીન ઉપર પછાડી નાખતા. તેઓ એક બીજાને મોટા શબ્દે કરી તિરસ્કારનાં વચનો કહી, પથ્થર તથા ગદા જેવી ભુજાઓથી પ્રહાર કરતા, ને બાથમાં બાથ ભરવી પરસ્પર પીડા કરતા હતા. હે રાજન! એ પ્રમાણે તેમણે ખાધાપીધા વગર કાર્તિક શુક્લ પ્રતિપદા એટલે એકમથી તે ત્રયોદશી પર્યંત, દિવસ રાત્રિ કંઇ પણ વિશ્રામ લીધા વગર યુદ્ધ કર્યું, આખર જ્યારે ચતુર્દશીની રાત્રિ થઇ ત્યારે જરાસંધ થાકી ગયો. તે જોઇને શ્રીકૃષ્ણે નીતિનાં વાક્યે જરાસંધને મારવાનો સમય બતાવવા ભીમસેનને કહ્યું કે,

હે કુંતીના પુત્ર ભીમસેન ! યુદ્ધમાં થાકી ગયેલા શત્રુને પીડા આપવી યોગ્ય નથી, કારણ કે તેમ કરેથી તે મૃત્યુ પામે છે માટે તમારે જરાસંધને પીડા કરવી નહીં, એની સાથે સારી રીતે ભુજાએ કરીને યુદ્ધ કરવું. વૈશંપાયન કહે છે કે—શ્રીકૃષ્ણનાં વચન સાંભળી થાકી ગયેલા જરાસંધને જોઇને, શત્રુઓના બળનો નાશ કરનાર ભીમસેને તેને મારવાની મરજી કરી. પછી કુરૂવંશમાં ઉત્પન્ન થએલા અને બળવાનોમાં શ્રેષ્ઠ, એવા વૃકોદર ભીમસેને કોઇથી ન જીતાય એવા જરાસંધને જીતવા સારૂ ઉતાવળ કરી.

**ततस्तमजितं जेतुं जरासंधं वृकोदरः ।**
**संरंभं बलिनां श्रेष्ठो जग्राह कुरुनंदनः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि जरासंधकूक्लांतौ गुर्जरभाषायां त्रयोविंशोऽध्यायः ॥ २३ ॥**



## અધ્યાય ૨૪ મો—જરાસંધનો વધ.

**वैशंपायन उवाच भीमसेनस्ततः कृष्णमुवाच यदुनंदनं ।**
**बुद्धिमास्थाय विपुलां जरासंधवधेप्सया ॥**

વૈશંપાયન કહે છે કે—પછી ભીમસેને જરાસંધને મારવાનો વિચાર કરી યદુનંદન શ્રીકૃષ્ણને કહ્યું કે, હે યાદવોમાં સિંહરૂપ ! હું આ પાપરૂપ જરાસંધને મારા બળે કરીને મારવા સમર્થ નથી. જરાસંધને મારવાની ઉતાવળથી શ્રીકૃષ્ણે કહ્યું કે, હે ભીમસેન ! તમારો અવતાર વાયુના અંશથી છે તેથી તમારામાં તેનું બળ રહ્યું છે. તે બળ તમે જરાસંધને આજે જલદીથી દેખાડો ને તેમાં વિલંબ કરો માં. શ્રીકૃષ્ણનાં વચન સાંભળી શત્રુઓને જીતનાર ભીમસેને, જરાસંધને ઉપાડી સો વાર ફેરવીને પૃથ્વી ઉપર નાખ્યો, ને તેની કમરમાં પોતાના ધુંટણ ભરાવી તેને ખૂબ દાબીને મોટો શબ્દ કર્યો. જરાસંધે પણ પ્રહારની વેદનાથી મોટી ચીસ પાડી. એ બેઉના શબ્દો ઘણા ભયંકર થયા, જે સાંભળીને મગધદેશની પ્રજા ત્રાશ પામી, ગર્ભવંતી સ્ત્રિયોના ગર્ભો સ્રવી ગયા, ને સર્વ પ્રજાએ ધાર્યું કે, શું આ ભીમસેનના શબ્દે કરી હિમાચલ પર્વત અથવા પૃથ્વી ભેદ પામશે ? પછી જરાસંધને, ભીમસેને તેનો એક પગ પોતાના હાથેથી ખેંચીને ચીરી નાખ્યો અને તેનાં બે ફાડિયાં મેળવી જાણે તે સુતોજ હોય તેમ કરીને, તેને રાજદ્વાર પ્રત્યે નાખી દીધો. પછી ત્યાંથી તેઓએ રાત્રીમાંજ જવાનો વિચાર કર્યો. શ્રીકૃષ્ણે, જરાસંધનો જે શ્રેષ્ઠ ધ્વજા પતાકાવાળો રથ હતો તે જોડી તેમાં ભીમસેન તથા અર્જુનને બેસાડયા, અને પોતે તે રથ હાંકવા બેઠા. બંધીખાનામાં પડેલા રાજાઓ પાસે જઇને જ્યારે તેમને બંધનમાંથી છોડયા, ત્યારે તેમણે શ્રીકૃષ્ણને ઘણાં રત્નો આપ્યાં. શ્રીકૃષ્ણ તેજ રથમાં બેસીને રાજાઓ સહિત ગિરિવ્રજમાંથી બહાર નીકળવા લાગ્યા. તે સમયે શ્રીકૃષ્ણરૂપ સારથિવાળા, શત્રુઓને નાશ કરનારા, દર્શન કરવા યોગ્ય, અને કોઈ રાજાઓથી ન જીતાય એવા ભીમસેન સાથે અર્જુન શોભતા હતા. તેઓ સહિત શ્રીકૃષ્ણ જેમાં બેઠા હતા એવો તે દૃઢ રથ ઘણો શોભતો હતો. જેમ પૂર્વે બૃહસ્પતિની સ્ત્રી તારાને ચંદ્રે હરણ કરી હતી, તે નિમિત્તે દેવતાઓ તથા દૈત્યોનું યુદ્ધ થયું

હતું, ત્યારે ઇંદ્ર અને વિષ્ણુ રથમાં બેસીને ફરતા હતા તેમ, શ્રીકૃષ્ણ તે સમયે રથમાં બેસીને નગર બહાર જવા લાગ્યા ત્યારે તેઓ, તપાવેલા સુવર્ણ જેવી કાંતિવાળા, ચોતરફ ઘુઘરીઓથી શોભાયમાન, મેઘ જેવી ગર્જનાવાળા શત્રુઓને ભય ઉત્પન્ન કરનાર અને જેમાં બેસીને ઇંદ્રે નવાણું દૈત્યોનો નાશ કર્યો હતો એવા તે રથને પામીને બહુ હર્ષ પામતા હતા. તેમને જોઇને મગધદેશની પ્રજા બહુ વિસ્મય પામી. શ્રીકૃષ્ણે, રથને સ્પર્શ ન કરે એટલી ઉંચી, ઇંદ્રના વજ્ર જેવી પ્રકાશમાન, અને એક યોજન છેટેથી દેખાય એવી ધ્વજાને જોઇને સર્પોને ભક્ષણ કરનાર ગરૂડને યાદ કર્યો. તેજ વખતે તે તેમની પાસે આવી ઉભો રહ્યો. પછી તે ધ્વજામાં રહેલા ઉઘાડેલા મોઢાવાળા અને મોટા શબ્દ કરનાર સર્વ પ્રાણીઓ સાથે ગરૂડ ધ્વજામાં બેઠા, ને જેમ મધ્યાહ્નકાળમાં સૂર્ય કિરણોએ કરી શોભે, તેમ તે શોભવા લાગ્યો. વૃક્ષોમાં ન અટકે તથા શસ્ત્રોથી પણ નાશ ન પામે એવી ધ્વજા મનુષ્યોને ઘણી સુંદર દેખાવા લાગી. હવે તે રથ ઇંદ્ર પાસેથી વસુ રાજાને મળ્યો હતો, ને તેની પાસેથી બૃહદ્રથ રાજાને પ્રાપ્ત થયો, અને તેણે જરાસંધને આપ્યો હતો. તે રથમાં બેઠેલા ભીમસેન તથા અર્જુન સહિત શ્રીકૃષ્ણ, ગિરિવ્રજમાંથી બહાર આવીને એક મોટું મેદાન હતું ત્યાં ઉભા. નગરના બ્રાહ્મણાદિ શ્રીકૃષ્ણનો વિધિયુક્ત સત્કાર કરવા સારૂ ત્યાં આવ્યા, બંધીખાનામાંથી છુટેલા રાજાઓ શ્રીકૃષ્ણની પૂજા કરીને કહેવા લાગ્યા કે, હે મોટી ભુજાવાળા શ્રીકૃષ્ણ ! જરાસંધરૂપી ભયંકર તળાવમાં અને તેણે આપેલા દુઃખરૂપી કાદવમાં પડેલા અમોને તમે બહાર કાઢી, દુઃખી પુરૂષોના દુઃખને ટાળવાનું કામ કર્યું. ભીમસેન તથા અર્જુનના બળે કરી યુક્ત દેવકીના પુત્ર તમેજ આ કામ કરી શકો, માટે હે શ્રીકૃષ્ણ ! તમે ગિરિવ્રજ નામના કિલ્લારૂપી બંધીખાનામાંથી અમોને છોડાવ્યા, તે અમારા ભાગ્યનો ઉદય થયો એમ અમે માનીએ છીએ. હે યાદવોને આનંદ આપનાર ! તમને પણ યશ મળ્યો એ ઘણું સારૂં થયું. હવે અમે નમ્રતાવાન થઇ તમારી પાસે ઉભા છીએ, તમે અમોને કોઇ કામ કરવાની આજ્ઞા આપો. જે કામ કદાચ દુઃખે કરીને પણ નહીં થાય એવું હશે, તોપણ અમે સર્વ રાજાઓએ મળી તે કર્યુંજ છે એમ તમે જાણજો. શ્રીકૃષ્ણ બોલ્યા કે, હમણાં યુધિષ્ઠિર રાજા રાજસૂય યજ્ઞ કરી ચક્રવર્તી થવાની ઇચ્છા રાખે છે, માટે તમે સૌ તેમની સહાતામાં રહો. વૈશંપાયન કહે છે કે—શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને સર્વ રાજાઓએ કહ્યું કે, ઘણું સારૂં. પછી તેમણે શ્રીકૃષ્ણને ઘણાંક રત્નો આપ્યાં, જે શ્રીકૃષ્ણે ઘણી ખેંચથી તેમના ઉપર કૃપા કરીને ગ્રહણ કર્યાં. તેટલામાં જરાસંધનો પુત્ર ઉદાર મનવાળો સહદેવ ભય પામી પોતાના સેવકો, પ્રધાનો તથા પુરોહિત સહિત શ્રીકૃષ્ણ પાસે આવ્યો. નમ્રતાવાન થઇ તેણે તેમને ઘણાંક અમૂલ્ય રત્નો આપ્યાં. શ્રીકૃષ્ણે તેને અભય આપીને ગ્રહણ કર્યાં, ને તેજ વખતે તેને ખુશીથી રાજ્યાભિષેક કર્યો. સહદેવે, શ્રીકૃષ્ણ. ભીમસેન તથા અર્જુન સાથે ઐક્ય એટલે દૃઢ સંપ કરી તેમનાથી સત્કાર પામી, પોતાના નગર ગિરિવ્રજમાં પ્રવેશ કર્યો. ભીમસેન તથા અર્જુન સહિત શ્રીકૃષ્ણ ઘણાં રત્નો લઇ મોટી શોભા પામી ત્યાંથી ચાલ્યા. ઇંદ્રપ્રસ્થમાં આવી યુધિષ્ઠિરને મળ્યા, તેમને પ્રસન્ન કરી તે બોલ્યા કે, હે રાજાઓમાં શ્રેષ્ઠ ! આ ભીમસેને મહા બળવાન જરાસંધ રાજાનો નાશ કરી સર્વ રાજાઓને બંધીખાનામાંથી છોડાવ્યા છે અને હે ભારત ! આ તમારા ભાઇઓ ભીમસેન તથા અર્જુન કંઇ પણ શસ્ત્રાદિ લાગ્યા વગર કુશળતાથી પાછા અત્રે આવ્યા છે !

વૈશંપાયન કહે છે કે એવું સાંભળી હર્ષ પામીને યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની યથાયોગ્ય પૂજા કરી, ને ભીમસેન તથા અર્જુનને પોતાના હૃદયે ભીડયા. યુધિષ્ઠિર રાજા, જરાસંધ નાશ પામ્યો, ને ભીમસેન તથા અર્જુને જય મેળવ્યો તે વિસ્તારથી જાણીને, પોતાના ભાઇઓ સહિત ઘણો હર્ષ પામ્યા. બંધીખાનામાંથી છૂટેલા રાજાઓ જે શ્રીકૃષ્ણ સાથે આવ્યા હતા, તેમને મળ્યા, ને તેમનો સત્કાર કરી તેઓ સર્વને જવાની રજા આપી. હર્ષ પામી અનેક તરેહનાં વાહનોમાં બેસીને રાજાઓ પોતપોતાના દેશ તરફ ગયા. હે જનમેજય ! એ પ્રમાણે પુરૂષોમાં સિંહરૂપ અને મહા બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણે પાંડવોથી પોતાના શત્રુ જરાસંધનો નાશ કરાવી, દ્વારકાં જવા માટે યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, નકુળ, સહદેવ, ધૌમ્યાચાર્ય, કુંતી, દ્રૌપદી અને સુભદ્રાની રજા લીધી. પછી યુધિષ્ઠિરાદિ પાંડવોથી સન્માન પામી તેમણે આપેલા રથમાં બેસીને તેઓ દ્વારકાં ગયા. હવે હે ભારત ! પાંડવો જય પામી રાજાઓને અભય આપી તથા જરાસંધને મારવાથી મોટો યશ મેળવી, દ્રૌપદીને અત્યંત ખુશી કરતા હતા. યુધિષ્ઠિર રાજા તે સમયે ધર્મ, અર્થ, અને કામ જેમાં રહેલાં છે એવી રીતે પ્રજાનું પાલન કરવા યોગ્ય વાર્તો કરતા હતા.

तस्मिन्काले तु यद्युक्तं धर्मकामार्थसंहितं ।
तद्राजाधर्मतश्चक्रे प्रजापालनकीर्त्तनम् ॥

इति श्रीमहाभारते सभापर्वणि जरासंधवधपर्वणि जरासंधवधे गुर्जरभाषायां चतुर्विंशोऽध्यायः ॥ २४ ॥



## અધ્યાય ૨૫ મો-દિગ્વિજય પર્વ. ચાર દિશાએ ચાર ભાઈ ગયા.

**वैशंपायन उवाच** पार्थप्राप्यधनुः श्रेष्ठमक्षैय्या च महेषुधी ।
रथं ध्वजं सभांचैव युधिष्ठिरमभाषत ॥

વૈશંપાયન કહે છે—પછી જેણે મયદાનવ પાસેથી શ્રેષ્ઠ ધનુષ, અક્ષય બાણોના બે ભાથા, ધ્વજો સહિત રથ અને સભા મેળવી હતી એવા અર્જુને યુધિષ્ઠિર રાજાને કહ્યું કે, હે રાજન્ ! મને મારી ઇચ્છા પ્રમાણે, બીજા કોઇને દુઃખે કરી પણ ન મળે એવાં ધનુષ, શસ્ત્રો, બાણો, વીર્ય, શ્રીકૃષ્ણનો પક્ષ અને યશ મળ્યાં છે, માટે હું આપણા ભંડારોમાં દ્રવ્ય વધારવા ઇચ્છું છું. હે રાજાઓમાં શ્રેષ્ઠ ! હું જય મેળવવા જે દિવસે સારૂં મહૂર્ત્ત અને નક્ષત્ર હશે તે દિવસે ઉત્તર દિશા પ્રત્યે જઇશ. ત્યાંના સર્વ રાજાઓને જીતી તેમની પાસેથી કર લઇ આવીશ. અર્જુનનાં વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિરે સ્નેહયુક્ત ગંભીર વાણીએ કહ્યું કે, હે ભરત કુળમાં શ્રેષ્ઠ ! તમે બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, શત્રુઓને ખેદ ઉત્પન્ન કરવા તથા આપણા સ્નેહીઓને આનંદ પમાડવા વાસ્તે જ્યાં જશો ત્યાં તમોને જય અને ઇચ્છિત કામના પ્રાપ્ત થશે. વૈશંપાયન કહે છે કે, એમ યુધિષ્ઠિરે આજ્ઞા આપ્યા પછી અર્જુન, પોતાની સાથે મોટું સૈન્ય લઇ અગ્નિએ આપેલા રથમાં બેસી દિગ્વિજય કરવા સારૂ ઉત્તર દિશા તરફ ગયા. હે રાજન ! ભીમસેન પણ સેનાસહિત પૂર્વદિશા તરફ અસ્ત્રવિદ્યા જાણનારા નકુલ પશ્ચિમદિશા તરફ, તથા સહદેવ દક્ષિણદિશા તરફ દિગ્વિજય

વાસ્તે ગયા અને સ્નેહિઓના સમુદાયથી વિંટાયેલા સમર્થ એવા ધર્મરાજ યુધિષ્ઠિર વૈભવ ભોગવતા ઇંદ્રપ્રસ્થમાં રહ્યા.

खांडवप्रस्थमध्यस्थो धर्मराजो युधिष्ठिरः ।
आसीत्परमया लक्ष्म्या सुहृद्गणवृतप्रभुः ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि दिग्विजयसंक्षेपकथने गुर्जरभाषायां पंचविंशोऽध्यायः ॥ २५ ॥



## અધ્યાય ૨૬ મો-અર્જુને કરેલો વિજય.

जनमेजय उवाच दिशामभिजयं ब्रह्मन् विस्तरेणानुकीर्त्तय ।
नहि तृप्यामि पूर्वेषां शृण्वानश्चरितं महत् ॥

જનમેજય કહે છે કે—હે બ્રહ્મન્ ! પાંડવોનો દિગ્વિજય મને વિસ્તારથી કહો કારણ કે, હું તે મારા વૃદ્ધ પ્રપિતામહોનાં શ્રેષ્ઠ ચરિત સાંભળતાં તૃપ્ત થતો નથી. વૈશંપાયન કહે છે કે-હે રાજન ! જેણે એકદમ પૃથ્વીના ઘણાક રાજાઓને જીત્યા હતા એવા અર્જુનનો દિગ્વિજય પહેલાં કહું તે સાંભળો. પ્રથમ મહાબાહુ અર્જુને થોડા પરાક્રમે કરી કુલિંદ દેશના સર્વ રાજાઓને વશ કર્યા. પછી આનર્ત્ત તથા કાલકૂટ દેશના રાજાઓને જીતી પોતાની સેનાનું બળ કોઇથી ન જીતાય એવું કર્યું. પછી તે સેના સહિત અર્જુન શાકલદ્વીપ તથા પ્રતિવિંધ્ય દેશના રાજાને જીત્યો. તે શાકલદ્વીપના બીજા રાજાઓ તથા સાત દ્વીપોમાં રહેનારા રાજાઓની સેનાઓ સાથે અર્જુનને મોટું યુદ્ધ થયું. તેમાં હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય ! મોટા બાણોવાળા સર્વ રાજાઓને જીતી અર્જુન તેમને પોતાની સાથે લઇ, જેમાં પહાડી લોકો, ચીનાઓ અને સમુદ્રને કિનારે રહેનારા મોટા યોદ્ધાઓ રહેતા હતા એવા પ્રાગ્જ્યોતિષપુર વિષે ગયા: જ્યાં ભગદત્ત નામનો મોટો રાજા રાજ્ય કરતો હતો. તેની સાથે મહાત્મા અર્જુનને આઠ દિવસ સુધી તુમુલ યુદ્ધ થયું. તેણે હસીને અર્જુનને કહ્યું કે, હે કુરૂવંશને આનંદ આપનાર ! હે મહાબાહુ અર્જુન ! ઇંદ્રના અંશથી ઉત્પન્ન થયેલો અને યુદ્ધમાં પોતાના પરાક્રમે કરી શોભાયમાન એવો તું યુદ્ધમાં ઘણું પરાક્રમ કરે, એ તને યોગ્ય છે. હે અર્જુન ! હું ઇંદ્રનો સખા છું, ને યુદ્ધમાં બળે કરીને ઇંદ્રથી ઓછો ઉતરૂં એવો નથી તોપણ આ યુદ્ધમાં તારી સામે ઉભા રહેવાને હું સમર્થ થતો નથી. હે પાંડુ રાજાના પુત્ર ! હું તારૂં શું પ્રિય કરૂં તે કહે ? અર્જુને કહ્યું કે, હે રાજન ! હું સર્વ ધર્મ જાણનાર સત્ય વચન બોલનાર, ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરનાર અને કુરૂવંશમાં શ્રેષ્ઠ એવા ધર્મપુત્ર યુધિષ્ઠિર રાજાને ચક્રવર્તી કરવાની ઇચ્છા રાખું છું, માટે તમે મને કર આપો. તમે મારા પિતાના સખા છો, તેથી મારે તમોને પ્રસન્ન કરવા જોઇએ. અમુક કર આપો એમ હું તમોને કહેતો નથી, પણ તમારી ઇચ્છા પ્રમાણે આપવાનું કહું છું. ભગદત્તે કહ્યું કે, હે કુંતીના પુત્ર અર્જુન ! મને જેમ તું છે તેમ યુધિષ્ઠિર રાજા પણ છે, માટે હું તારા કહ્યા પ્રમાણે કરીશ, પણ એ ઉપરાંત બીજું તારૂં શું પ્રિય કરૂં તે કહે ?

कुंतीमातर्यथा मे त्वं तथा राजा युधिष्ठिरः ।
सर्वमेतत्करिष्यामि किंचान्यत्करवाणिं ते ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि अर्जुनदिग्विजयेभगदत्तजये गुर्जरभाषायां षड्विंशोऽध्यायः ॥ २६ ॥



## અધ્યાય ૨૭ મો-નાના દેશનો જય.

**वैशंपायन उवाच** एवमुक्तः प्रत्युवाच भगदत्तं धनंजयः ।
अनेनैव कृतं सर्वं भविष्यत्यनुजानता ॥

વૈશંપાયન કહે છે કે-એવું સાંભળી અર્જુને ભગદત્તને કહ્યું કે, તમે કર આપશો એટલે અમારૂં સર્વ પ્રિય કર્યું એમ અમે સમજશું. એમ કહી મહાબાહુ કુંતીનો પુત્ર અર્જુન ભગદત્તની પાસેથી કર લઇ ત્યાંથી આગળ ઉત્તર દિશામાં ગયો. ત્યાં અંતગિરિ, બહિર્ગિરિ અને ઉપગિરિ નામે પર્વતોના સર્વ રાજાઓને જીતી તેઓ પાસેથી કર લઇ, તેમને ખુશી કરી પોતાની સાથે લઈ લીધા. ત્યાંથી વાજીત્રના શબ્દે કરી રથોની ગર્જનાથી તથા હાથીના શબ્દે કરી પૃથ્વીને કંપાવતો કંપાવતો અર્જુન, ઉલૂક નામના પહાડી દેશમાં બૃહંત રાજા સામે ચઢી ગયો. પોતાની ચતુરંગિણી સેના સહિત પુરમાંથી બહાર નીકળી તે અર્જુન સાથે યુદ્ધ કરવા લાગ્યો. તે બેઉનું ઘણું ભયંકર યુદ્ધ થયું. બૃહંત રાજાએ પોતાથી અર્જુનનું પરાક્રમ સહન નહીં થવાથી વિચાર્યું કે, અર્જુન જીતાય તેવો નથી. પછી તેણે અર્જુનને ઘણાંક રત્નો આપી યુદ્ધ કરવું બંધ કર્યું, ને પોતાના રાજ્યની વ્યવસ્થા કરી ઉલૂક નામના મિત્ર સહિત અર્જુનની સાથે ગયો. ચતુરંગિણી સેના સહિત મહા બળવાન અર્જુને ત્યાંથી સેનાબિંદુ નામના રાજાના દેશ તરફ જઇ ત્યાં નિવાસ કરી રાજાને પદભ્રષ્ટ કર્યો, ને ઉલૂક પર્વતની ઉત્તરે આવેલા મોદાપુર, વામદેવ, સુદામા અને સુસંકુલના રાજાઓને બોલાવી મંગાવ્યા. પછી હે કુરૂવંશમાં શ્રેષ્ઠ ! તે રાજાઓને સાથે લઇ મોટા તેજવાળો અર્જુન, રસ્તામાં વિષ્વગશ્વ નામના રાજાને જીતીને પૌરવ રાજાના દેશ પ્રત્યે ગયો. તે રાજાના શહેરની રક્ષા કરનાર પહાડી લોકોને જીતી કર લીધો વળી તેણે તે દેશના પર્વતોમાં રહેનારા અને પરસ્પર સંપથી વર્તનારા ચોરોના સાત ગણોને પણ વશ કર્યા. કાશ્મીર દેશના ક્ષત્રિયોને જીતીને બીજા નાના દશ રાજાઓ સહિત લોહિત નામના રાજાને જીત્યો. ત્રિગર્ત દાર્વ અને કોકનદ દેશના સર્વ ક્ષત્રિયો પોતાની મેળેજ અર્જુનને નમી પડ્યા. પછી મોટી કાંતિવાળા ઉરગાવાસ નામના રાજાને જીતીને તેની શ્રેષ્ઠ અભિસારી નામે પુરી લીધી. ત્યાંથી ચિત્રયુદ્ધ રાજાએ રક્ષા કરેલા સુંદર સિંહપુર પ્રત્યે જઇ યુદ્ધ કરી તે પુરનો નાશ કર્યો. પછી પોતાની સેના સહિત પાંડવોમાં શ્રેષ્ઠ અર્જુને કેટલાક સુહ્ય અને ચોર લોકોનો નાશ કર્યો, અને દુઃખે કરીને પણ જેમની સામે ઉભા રહેવાય નહીં એવા બાલ્હીકોને ઘણા પ્રહારોએ કરી પોતાને વશ કર્યા. ત્યાંથી પોતેની શ્રેષ્ઠ સેના સહિત કાંબોજ દેશના લોક તથા દરદ નામે જંગલીઓને જીત્યા. ત્યાંથી ઇશાન દિશામાં જઇ અર્જુને, ત્યાંના વનમાં

રહેનાર સર્વ ચોરોને જીતી, ઉત્કૃષ્ટ એવા કાંબોજ, લોહ તથા ઋષિક દેશોને ક્રમથી જીત્યા. તેમાં ઋષિક દેશમાં તો અર્જુન અને તે દેશના યોદ્ધાઓ સાથે, દેવતા અને દૈત્યોના જેવું અત્યંત ભયંકર યુદ્ધ થયું. અર્જુને તેમને જીતીને તેઓ પાસેથી કરને પેટે પોપટના પેટ જેવા વર્ણવાળા આઠ અશ્વો તથા બીજા પણ મોરના વર્ણ જેવા અને ઘણા વેગવાળા અશ્વો લીધા. પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુને યુદ્ધમાં ઘણી ઠંડીવાળા નિષ્કુટ નામે પર્વતી દેશોને જીતી શ્વેત પર્વત પ્રત્યે જઇ ત્યાં વિશ્રામ કર્યો.

**स विनिर्जित्य संग्रामे हिमवंतं सनिष्कुटं ।**
**श्वेतपर्वतमासाद्य न्यविशत्पुरुषर्षभः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि फाल्गुनदिग्विजये नानादेशजये गुर्जरभाषायां सप्तविंशोऽध्यायः ॥ ૨૭ ॥**

---

## અધ્યાય ૨૮ મો–ઉત્તર દિગ્વિજય.

**वैशंपायनउवाच** **स श्वेतपर्वतं वीरः समतिक्रम्य वीर्यवान् ।**
**देशं किंपुरुषावासं द्रुमपुत्रेण रक्षितम् ॥**

વૈશંપાયન કહે છે કે–પછી મહા પરાક્રમી અને શૂરવીર અર્જુને શ્વેતપર્વતને મૂકી કિન્નર લોકો જેમાં રહેતા હતા અને દ્રુમપુત્ર જેની રક્ષા કરતો હતો એવા દેશ પ્રત્યે જઈ ક્ષત્રિયોને નાશ કરનાર શસ્ત્રે કરી દ્રુમપુત્રને જીતી તેની પાસેથી કર લઇને, તે પ્રમાણે દર વર્ષે તે લેવાનો ઠરાવ કર્યો. સેના સહિત અર્જુને ગુહ્યકોએ રક્ષા કરેલા હાટક દેશ પ્રત્યે જઈ, વચને કરી ગુહ્યકોને જીત્યા, ને આગળ ઉત્તમ એવા માન સરોવર તથા ઋષિકુલ્યા નામની નદી તરફ સ્વારી ફેરી. ત્યાં ગંધર્વોએ રક્ષા કરેલા દેશને જીતી તેઓ પાસેથી તેતર-પક્ષી તથા દેડકા જેવા વર્ણવાળા ઉત્તમ ઘોડા કરમાં લીધા. ત્યાંથી આગળ ઉત્તર દિશામાં અર્જુન હરિવર્ષ તરફ ગયો. એ દેશની રક્ષા મોટા શરીરવાળા અને મહા બળવાન પુરૂષો કરતા હતા. તેમણે અર્જુનને જોઇ હર્ષ પામીને કહ્યું કે, હે કલ્યાણરૂપ અર્જુન ! આ પુર તમારાથી કદી જીતાશે નહીં, માટે તમે જીતવાનો આગ્રહ છોડી દ્યો. તમે અહીં સુધી આવ્યા એટલે આ પુર જીત્યું એમ માની લ્યો, કારણ કે જે કોઇ પુરૂષ આ પુરમાં પ્રવેશ કરે, તે પાછો જીવતો જતો નથી. હે અર્જુન ! અમે તમને જોઇ ઘણા ખુશી થઇ તમારા હિતવાસ્તે કહીએ છીએ કે, અહીં કંઇ જીતવાનું નથી, કેમકે, પૃથ્વીનો આ ઉત્તર કુરૂખંડ છે, જેમાં કદી યુદ્ધ થતું નથી. અમારાં વચન નહીં માનતાં કદી તમે પુરમાં પ્રવેશ કરશો, તો પણ કોઇને દેખશો નહીં; કેમકે મનુષ્ય દેહે કરીને અહીં કંઇ જોવામાં આવતું નથી. હે પુરૂષોમાં સિંહરૂપ ! તમને બીજી કંઇ ઇચ્છા હોય તો કહો, અમે તમારા કહેલા પ્રમાણે કરશું. વૈશંપાયન કહે છે કે–હે રાજન ! એવું સાંભળી અર્જુને હસીને તેમને કહ્યું કે, મહા બુદ્ધિમાન યુધિષ્ઠિર રાજાને ચક્રવર્તી કરવાની ઇચ્છા રાખનારો હું, મનુષ્યો જેમાં પ્રવેશ કરી શકતા નથી એવા આ તમારા દેશમાં પ્રવેશ નહીં કરૂં, પણ તમે યુધિષ્ઠિર રાજા વાસ્તે કંઇ કર આપો. તેમણે રેશમી તથા મૃગચર્મનાં બનાવેલાં સુંદર વસ્ત્રો અને અલં-

કારો કરને પેટે આપ્યા. હે રાજન ! એ પ્રમાણે પુરૂષોમાં સિંહરૂપ અર્જુને ઉત્તર દિશામાં ક્ષત્રિયો તથા ચોરો સાથે ઘણાંક યુદ્ધો કરી, સર્વ રાજાઓને જીતી તેમની પાસેથી દર વર્ષે કર લેવાનો બંદોબસ્ત કરી, તેઓ પાસેથી દ્રવ્ય, અનેક તરેહનાં રત્નો, તથા તેતર, પોપટ અને મોર પક્ષીના શરીર જેવા વર્ણવાળા અને વાયુ જેવા વેગવાળા અશ્વો લીધા. પછી હે રાજન ! પોતાની ચતુરંગિણી સેના સાથે શૂરવીર અર્જુન ઉત્તર દિશા જીતીને પાછો ઇંદ્રપ્રસ્થ આવ્યો, વાહનો સહિત સર્વ દ્રવ્ય યુધિષ્ઠિરને નિવેદન કરીને, તેમની આજ્ઞા લઇ તે પોતાના ભવનમાં ગયો.

**धर्मराजाय तत्पार्थो धनं सर्वं सवाहनं ।**
**न्यवेदयदनुज्ञात स्तेनराज्ञागृहान् ययौ ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि अर्जुनोत्तरादिग्विजये गुर्जरभाषायामष्टाविंशोऽध्यायः ॥ २८ ॥**

## અધ્યાય ૨૯ મો–ભીમનો દિગ્વિજય.

**वैशंपायन उवाच** **एतस्मिन्नेव कालेतु भीमसेनोपि वीर्यवान् ।**
**धर्मराजमनुज्ञाप्य ययौ प्राचीं दिशं प्रति ॥**

વૈશંપાયન કહે છે કે–હવે પરાક્રમી ભીમસેન યુધિષ્ઠિરની રજા લઇને પૂર્વદિશા તરફ ગયા. તે પોતાની સાથે શત્રુના દેશને પીડા પમાડનાર યોદ્ધાઓ તથા હસ્તિ, અશ્વ અને રથો જેમાં છે એવી ચતુરંગિણી સેના લઇને ગયા હતા. ભરતકુળમાં સિંહરૂપ અને શત્રુઓને પીડા પમાડનાર શૂરવીર ભીમસેને પ્રથમ પંચાલ દેશના રાજાઓ સામે જઈ તેમને અનેક તરેહના ઉપાયથી વશ કર્યા. પછી થોડા દિવસોમાં ગંડક અને વિદેહ દેશોને જીતી દશાર્ણ દેશ પ્રત્યે ગયા. તે દેશના સુધર્મા નામના રાજાએ ભીમસેન સાથે બાહુયુદ્ધ કર્યું, જેમાં ભીમસેને તેને જીતીને તેનું પરાક્રમ જાણી તેને પોતાના સેનાપતિઓમાં મુખ્ય બનાવ્યો. પછી ત્યાંથી ભયંકર પરાક્રમવાળો ભીમસેન, પોતાની સેના સહિત પૃથ્વીને કંપાવતો કંપાવતો પૂર્વ દિશા તરફ ગયો. અશ્વમેધ દેશના રાજા રોચમાનને તેની સેના સતિત પોતાના બળે કરી જીત્યો. હે રાજન ! એ પ્રમાણે શૂરવીર ભીમસેને થોડા પરાક્રમે કરીને પૂર્વ દિશાના દેશો જીતી લીધા. પછી દક્ષિણ દિશામાં પુલિંદ નામે શહેર પ્રત્યે આવી સુકુમાર અને સુમિત્ર નામના રાજાઓને જીત્યા. પછી હે જનમેજય ! યુધિષ્ઠિરની આજ્ઞાથી શ્રેષ્ઠ ભીમસેન મહા શૂરવીર શિશુપાળ રાજાના ચેદિ દેશમાં ગયો. શિશુપાળે ભીમસેનને આવેલો સાંભળી પોતાના શહેરમાંથી બહાર નીકળી ઘણો સત્કાર કર્યો, તે બેઉએ પરસ્પર મળી કુશળ સમાચાર પૂછ્યા. પછી હસીને શિશુપાલે ભીમસેનને કહ્યું કે, આ દેશ તમારોજ છે, માટે તમારી ઇચ્છામાં આવે ત્યાં સુધી અહીં નિવાસ કરો, પણ સેના સહિત તમે અહીં આવ્યા છો માટે પૂછું છું કે તમારી શું કરવાની ઇચ્છા છે ? તે સાંભળી ભીમસેને યુધિષ્ઠિરને ચક્રવર્તી થવાની ઇચ્છા જણાવી. શિશુપાળ રાજાએ ભીમસેનને યુધિષ્ઠિર વાસ્તે કેટલાક પદાર્થો કર પેટે ભેટ આપ્યા. પછી હે રાજન ! શિશુપાળથી સત્કાર પામેલો ભીમસેન પોતાની સેના

સહિત તેર દિવસ ત્યાં રહી પાછો રવાના થયો.

**ततो भीमस्तत्र राजन् उषित्वा त्रिदशाः क्षपाः ।**
**सत्कृतः शिशुपालेन ययौ सबलवाहनः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि भीमदिग्विजये गुर्जर-भाषायामेकोनत्रिंशोऽध्यायः ॥ २९ ॥**



## અધ્યાય ૩૦ મો–ભીમે કરેલો પ્રાચીવિજય.

**वैशंपायन उवाच** ततः कुमारविषये श्रेणिमंतमथाजयत् ।
कोसलाधिपतिं चैव बृहद्बलमरिंदमः ॥

વૈશંપાયન કહે છે કે–પછી શત્રુઓને જીતનારો ભીમસેન, કુમાર દેશના શ્રેણિમંત નામના રાજા તથા કોશલ દેશના બૃહદ્બળ રાજાને જીત્યો. પછી થોડા પરાક્રમથી અયોધ્યાના ધર્મિષ્ઠ અને મહા બળવાન્ દીર્ઘયજ્ઞ રાજાને જીતી સમર્થ એવો ભીમસેન, ગોપાલકક્ષ નામના રાજા તથા મલ્લોના અધિપતિને જીતવા ગયો. ત્યાંથી હિમાદ્રિ પર્વત પાર જઇ તેણે ઉત્તર કોશલ દેશના ઘણાક રાજાઓને તથા જલોદ્ભવ નામના દેશને જીતી પોતાને તાબે કર્યો. એ પ્રમાણે ઘણાક દેશો જીત્યા પછી ભરતકુળમાં શ્રેષ્ઠ મહા બળવાન ભીમસેને ભલ્લાટ તથા શુક્તિમંત નામે પહાડી દેશો પણ જીત્યા. વળી તેણે યુદ્ધમાં કાશીરાજા સહિત સુબાહુ રાજાને જીતી પોતાને વશ કર્યો. સુપાર્શ્વ રાજાને જીત્યા પછી પોતાની સામે યુદ્ધ કરવા આવેલા ક્રથ નામના રાજાને જીત્યો. મત્સ્ય દેશના રાજાઓને જીતી કેટલાક અપરાધી અને કેટલાક નિરપરાધી રાજાઓને વશ કર્યા. પછી ભીમસેન, મદધાર નામના પર્વતને મૂકી સોમધેય નામે રાજાઓના દેશ તરફ ગયો, ને તે રાજાઓને જીતી ત્યાંથી ઉત્તર તરફ જઇ ઘણા બળે કરી વત્સભૂમિના રાજાને જીત્યો. ભર્ગો તથા નિષાદોના અધિપતિઓને જીતી મણિમાનાદિ ઘણા રાજાઓનો પરાભવ કર્યો. પછી પુરૂષોમાં સિંહ જેવા ભીમસેને દક્ષિણ દિશાના મલ્લોને તથા ભોગવાન નામે રાજાને અલ્પ પરાક્રમથી વશ કર્યો. શર્મકો તથા વર્મકોને સાંત્વના પૂર્વક વશ કરી વિદેહ દેશના અધિપતિ જનક રાજાને જીત્યા. શક તથા બર્બર લોકોને કપટથી જીતી કુંતીનો પુત્ર ભીમસેન, જનક રાજાના દેશમાં રહી ઇંદ્ર નામે પર્વતમાં રહેનારા કિરાતોના સાત રાજાઓને જીત્યો. પછી યુદ્ધમાં સુહ્મ અને પ્રસુહ્મ લોકોને જીતીને માગધવંશી રાજાઓ પાસે જઇ તેમની પાસેથી કર લીધો. દંડ અને દંડધાર નામના બે રાજાઓને જીતી તેમને પોતાની સાથે લઇ ગિરિવ્રજ ગયો, ને ત્યાંના રાજા જરાસંધના પુત્ર સહદેવનું અનેક રીતે આશ્વાસન કરી તેની પાસેથી દરં વર્ષે કર લેવાનો નિયમ બાંધી, તેને પણ પોતાની સાથે લઇ ચતુરંગિણી સેના સહિત પૃથ્વી કંપાવતો કંપાવતો શત્રુઓને જીતનારો તે કર્ણ સામે ગયો. તેની સાથે યુદ્ધ કરી તેને જીતી પોતાને વશ કર્યો. વળી તેણે પર્વતોમાં રહેનારા રાજાઓને પણ જીત્યા, જેમાં મોદાગિરી નામના પર્વતનો રાજા ઘણો બળવાન્ હતો, તેને યુદ્ધમાં પોતાની ભુજાના બળથી પરાજિત કર્યો. પછી હે જનમેજય! ભીમસેન, પુંડ્રક દેશના રાજા પૌંડ્રક અને કુશિકના વંશમાં ઉત્પન્ન થયેલા કૌશિકી રાજાને

સમુદ્રસેન તથા ચંદ્રસેન અને કર્વટ દેશના રાજા તામ્રલિપ્તને જીત્યા. એ પ્રમાણે ઘણા દેશો જીતીને લૌહિત્ય દેશમાં ગયો, અને ત્યાં તેણે સમુદ્રની પાસે રહેનારા મ્લેચ્છ રાજાઓને જીતી તેમની પાસેથી કર લીધો. તેમણે તેને અનેક તરેહનાં રત્નો, અગરૂ ચંદન, વસ્ત્રો, વિદ્રુમાદિ મણિયો, મોતી, સુવર્ણ, રૂપુ અને અસંખ્યાત દ્રવ્ય આપ્યું. પછી યુદ્ધમાં ભયંકર એવા ભીમસેને ઇંદ્રપ્રસ્થ આવી તે સર્વ દ્રવ્ય યુધિષ્ઠિરને અર્પણ કર્યું.

**इंद्रप्रस्थमुपागम्य भीमो भीमपराक्रमः ।**
**निवेदयामास तदा धर्मराजाय तद्धनम् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि भीमप्राचीदिग्विजये गुर्जरभाषायां त्रिंशोऽध्यायः ॥ ३० ॥**

## અધ્યાય ૩૧ મો–સહેદેવે કરેલો વિજય.

**वैशंपायनउवाच तथैव सहदेवोपि धर्मराजेन पूजितः ।**
**महत्यासेनया राजन् प्रययौ दक्षिणं दिशम् ॥**

વૈશંપાયન કહે છે કેઃ–હવે એજ પ્રમાણે સહદેવ પણ યુધિષ્ઠિર રાજાથી સત્કાર પામી મોટી સેના લઈ દક્ષિણ દિશા પ્રત્યે ગયો. પ્રથમ તેણે શૂરસેન દેશના રાજાઓને જીત્યા. પછી પોતાના બળથી મત્સ્યરાજાને વશ કરી અધિરાજાધિપ નામના રાજાને નમાવ્યો. મહા બળવાન દંડવક્રને જીતી તેની પાસેથી દર વર્ષે અમુક કર લેવાનો બંદોબસ્ત કરી તેને રાજગાદી ઉપર બેસાડી પછી સુકુમાર અને સુમિત્ર નામના રાજાઓને જીતી, ચોર જેમાં રહેતા હતા એવા જંગલી દેશોના અધિપતિઓને અને મત્સ્ય દેશના બીજા રાજાઓને તાબે કર્યા. પછી જ્યાં ભિલ્લ લોકો રહેતા હતા એવી પૃથ્વીને, તથા સુંદર ગોશૃંગ નામના પર્વતને જીતી શ્રેણિમાન રાજાને હરાવ્યો. તે પછી સહદેવે નરરાષ્ટ્ર રાજાને જીતી કુંતિભોજ રાજાને પીડા પમાડી. તરત તેણે આજ્ઞા માથે ચઢાવી કર આપ્યો. પછી તેણે ધર્મણ્યવતી નદીને કિનારે, પૂર્વે વિષ્ણુએ જેનો નાશ કર્યો નહતો, એવા જંભક દૈત્યના પુત્રને જોઇ, તેની સાથે યુદ્ધ કર્યું. તેમાં મહા બળવાન સહદેવ તેને જીતીને આગળ દક્ષિણ દિશા તરફ ચાલ્યો, અને સેક તથા અપરસેક નામના લોકોને જીતી, તેઓ પાસેથી કર તથા અનેક તરેહનાં રત્નો લઈ, નર્મદા તરફ ઉતર્યો. ત્યાં અશ્વિનીકુમારના અંશથી ઉત્પન્ન થયેલા મહા પ્રતાપી, સહદેવે, યુદ્ધમાં મોટી સેનાથી વિંટાયેલા વિંદ અને અનુવિંદને જીતી તેઓ પાસેથી ઘણાં રત્નો લીધાં. ત્યાંથી ભોજકટપુરી જઇ બે દિવસ લગી યુદ્ધ કરી ન જીતાય એવા ભીષ્મક રાજાને જીત્યો. તે પછી કોસલ-દેશના રાજાને જીતી તેણે વેણા નદીના કિનારા આગળના દેશના રાજાને વશ કર્યો. યુદ્ધ કરીને કાંતારક, પ્રાકોટક, નાટકેય અને હેરંબક નામના લોકોને જીત્યા. વળી મારૂદ્ધ અને રમ્યગ્રામ નામના રાજાઓને જીતી રસ્તામાં નાચીન અને અર્બુક લોકને હણ્યા. પછી વાતાધિપ રાજાને વશ કરી તથા પુલિંદોને જીતી મહા બળવાન સહદેવ ત્યાંથી દક્ષિણ દિશા તરફ આગળ–વધ્યો. પાંડ્ય રાજા સાથે એક દિવસ યુદ્ધ કરી તેને જીતીને કિષ્કિંધા ગયો. ત્યાં તેણે મૈંદ અને દ્વિવિદ નામના બે વાનરો સાથે

સાત દિવસ સુધી યુદ્ધ કર્યુ. પણ તે વાનરોને કંઇ પણ વ્યથા થઇ નહીં. યુદ્ધથી સંતોષ પામી તે મહાત્મા વાનરોએ હર્ષથી સહદેવને કહ્યું કે, હે પાંડવોમાં સિંહરૂપ સહદેવ ! તમે બુદ્ધિમાન્ યુધિષ્ઠિર રાજાના રાજસૂય યજ્ઞ માટે સર્વ રાજાઓ તથા અમારી પાસેથી રત્નો લઇને જાઓ, ને તેમાં તમને કંઇ વિઘ્ન થાઓ નહિ. સહદેવે તેઓ પાસેથી રત્નો લઇ ત્યાંથી મહિષ્મતીપુરી તરફ જઇ નીલ રાજા સાથે યુદ્ધ કર્યું. તે યુદ્ધ બીકણ પુરૂષોને ભય ઉત્પન્ન કરે એવું, સેનાનો નાશ કરનારૂં અને પ્રાણ રહે વા ન રહે એવી શંકા ઉત્પન્ન કરનારૂં થયું. નીલ રાજાને અગ્નિએ સહાયતા કરી તેથી સહદેવની સેનામાં રથ, ઘોડા, હસ્તિ પ્યાદા અને કવચાદિકો બળવા લાગ્યાં. હે જનમેજય ! તે વખતે સહદેવનું મન ભ્રાંત થઇ ગયું, તેથી તેને કોઇ પૂછે તો તેને ઉત્તર દેવાને પણ તે સમર્થ થયો નહીં. જનમેજય પૂછે છે કે—હે વૈશંપાયન ! મહા સમર્થ અગ્નિ, રાજસૂય યજ્ઞ કરવા માટે યુદ્ધ કરનાર સહદેવનો, યુદ્ધને સમયે શત્રુ કેમ થયો તે કહો. વૈશંપાયન કહે છે કે—હે રાજન ! માહિષ્મતીપુરીમાં રહેનારો સમર્થ અગ્નિ પર સ્ત્રિયોમાં આસક્ત હોવાથી પોતાને વશ નહતો, એમ મેં સાંભળ્યું છે તે તમે પણ સાંભળો. નીલ રાજાની એક અત્યંત સ્વરૂપવાળી કન્યા હતી. જેણે પોતાના પિતાને અગ્નિહોત્ર લેવાનો બોધ કરવા વાસ્તે અગ્નિહોત્ર કરીને અગ્નિની ઉપાસના કરવા માંડી. તેમાં પ્રથમ તે કન્યાએ અગ્નિને પોતાના ઓઠથી ફુંક્યો નહીં, ને પંખાથી ધમવા માંડ્યો પણ તે પ્રજ્વલિત થયો નહીં. ઉલટું બ્રાહ્મણનું સ્વરૂપ લઇ તેણે તે સુંદર સ્વરૂપવાળી કન્યાની ઇચ્છા કરીને તેણે અગ્નિને ગ્રહણ કર્યો, તેની નીલ રાજાને ખબર ન પડી. પછી એજ પ્રમાણે બ્રાહ્મણના સ્વરૂપે કરી અગ્નિએ ત્યાં સર્વ લોકોના ઘરની સ્ત્રિયો સાથે વર્તાવા માંડ્યું. પછી તે પોતાની ઇચ્છા પ્રમાણે રમણ કરનાર અગ્નિ સુંદર કેશવાળી અને કમળ સરખાં નેત્રવાળી તે કન્યાને મોહ પમાડતો હતો. ધર્મિષ્ટ નીલ રાજાને તેની ખબર પડતાં તેણે તેને શાસ્ત્ર પ્રમાણે શિક્ષા કરી. ત્યારે તેજ વખતે ક્રોધ પામીને અગ્નિ મહા પ્રકાશ રૂપ થયો, તેને જોઇ વિસ્મય પામી નીલ રાજા પૃથ્વી ઉપર લાંબો થઇ તેને પગે લાગ્યો. અગ્નિ શાંત થયો. પછી થોડા દિવસે નીલ રાજાએ બ્રાહ્મણરૂપ અગ્નિને પોતાની કન્યા પરણાવી, તેથી પ્રસન્ન થઈ અગ્નિએ તે રાજાને વરદાન માગવાનું કહ્યું. ત્યારે તેણે અગ્નિ પાસેથી પોતાની સેના કોઇથી હારે નહિ એવું વરદાન માગ્યું અને અગ્નિયે તે આપ્યું. તે દિવસથી જે કોઇ રાજા અજાણથી તે પુરીને જીતવાને આવતા તેમને અગ્નિ બાળતો હતો. વળી તે દિવસથી તે માહિષ્મતી પુરીમાં કોઈ પુરૂષને પોતાની ઇચ્છા પ્રમાણે કોઇ સ્ત્રી સુખથી મળતી ન હતી, કેમકે અગ્નિએ સર્વ સ્ત્રિઓને વરદાન આપ્યું હતું કે તમોને કોઇ પણ પુરૂષ કંઈ કહી શકશે નહિ. હે રાજન ! માહિષ્મતી પુરીમાં સર્વ સ્ત્રિયો વેશ્યા સમાન થઈ પોતાની ઇચ્છા પ્રમાણે ફરતી હતી તે દિવસથી કોઇ પણ રાજા અગ્નિના ભયને લીધે તે પુરીને જીતવા માટે આવતો ન હતો. હવે ધર્માત્મા સહદેવ, ચારે તરફથી અગ્નિ બાળતો હતો તેથી પોતાની સેનાને ભય પામેલી જોઇ, પર્વતની પેઠે લગાર પણ કંપાયમાન થયો નહીં. પણ આચમન કરી નેત્રને પાણી લગાડી પવિત્ર થઇને અગ્નિને કહેવા લાગ્યો કે, હે ધૂમાડારૂપી માર્ગવાળા અગ્નિ ! હું તને નમસ્કાર કરૂં છું, ને આ યુદ્ધનો ઉદ્યોગ મેં તારે વાસ્તે આદર્યો છે. હે પાવક ! તું દેવતાઓનું મુખ અને યજ્ઞ છે, ને સર્વને પવિત્ર કરે છે, માટે તારૂં નામ પાવક પડ્યું છે તું હુતદ્રવ્યને વહન કરે છે તેથી હવ્યવાહન કહેવાય છે, ને સર્વે વેદો તારે

વાસ્તે ઉત્પન્ન થયેલા છે, માટે તારૂં જાતવેદા એવું નામ છે. હે વિભાવસુ સુરેશ અનલ સ્વર્ગદ્વારસ્પૃશ હુતાશન જ્વલન શિખી વૈશ્વાનર, પિંગેશ, પ્લવંગ, ભૂરિતેજસ, કુમારસૂઃ, ભાસવાન્, રૂદ્રગર્ભ અને હિરણ્યકૃત આ સર્વ તારા નામ છે. તું મને તેજ આપ, વાયુ પ્રાણ આપે, પૃથ્વી બળ આપે, અને જળ દેવતા મારૂં કલ્યાણ કરે. હે જળને ઉત્પન્ન કરનારા મહા પરાક્રમી અગ્નિ ! તું સર્વ દેવતાઓનું મુખ છે, વાસ્તે સત્યતાએ કરી મને પવિત્ર કર. નિત્ય યજ્ઞમાં ઋષિઓ બ્રાહ્મણો, દેવતાઓ, અને અસુરો તને આહુતિઓ આપે છે. વળી તું ધૂમાડારૂપી ધ્વજાવાળો, મોટી શિખાવાળો પાપ નિવૃત્ત કરનાર, વાયુથી ઉત્પન્ન થનારો, અને નિત્ય સર્વ પ્રાણીઓમાં રહેનારો છે. હે સમર્થ અગ્નિ ! મેં પ્રીતિએ કરી આ તારી સ્તુતિ કરી, વાસ્તે તું મને સંતોષ, બળ શાસ્ત્રનું શ્રવણ અને સર્વત્ર પ્રીતિ રહે તેમ કર.

વૈશંપાયન કહે છે કે–હે જનમેજય ! જે પુરૂષ એ પ્રમાણે અગ્નિના મંત્ર ભણી અગ્નિમાં આહુતિઓ આપીને તેનું આરાધાન કરશે, તે પુરૂષ મોટી સમૃદ્ધિવાળો થશે, ને સર્વ પાપથી મુક્ત થશે.-પછી સહદેવ, "હે અગ્નિ ! તું અમારા યજ્ઞમાં વિઘ્ન કરવા યોગ્ય નથી." એમ કહીને પોતાની સેનાની આગળ પૃથ્વી ઉપર દર્ભ પથારી બેઠો, ત્યારે સમુદ્ર જેમ પોતાની લહેરોથી કિનારાને ઉલ્લંઘી આગળ ચાલતો નથી, તેમ અગ્નિ સહદેવનું ઉલ્લંઘન કરી તેની સેના પ્રત્યે ગયો નહીં; સામું સહદેવ પાસે આવી તેણે કહ્યું કે, હે સહદેવ ! તું ઉઠ, આ મેં તારો ભાવ જાણવા સારૂં કર્યું હતું. તારો તથા યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય મને જણાયો. હે ભરકુળમાં શ્રેષ્ઠ ! મારે આ નીલ રાજાના વંશના રાજાઓ જ્યાં સુધી હોય ત્યાં સુધી આ પુરીની રક્ષા કરવી જોઇએ, પણ જેમ તારૂં મન પ્રસન્ન થશે તેમ હું કરીશ. એવું સાંભળી હર્ષ પામીને સહદેવે ઉભા થઇ હાથ જોડી નમસ્કાર કરી અગ્નિની પૂજા કરી. અગ્નિએ સહદેવની સેનાને બાળવી બંધ કરી તે જોઇને નીલ રાજા ત્યાં આવ્યો. અગ્નિએ તેને સહદેવની પૂજા કરવા કહ્યું. તેણે સત્કાર પૂર્વક સહદેવની પૂજા કરી. પૂજા ગ્રહણ કરી સહદેવે હમેશ કર આપવાનું કહ્યું. પછી સહદેવ દક્ષિણ દિશા તરફ આગળ વધ્યો. રસ્તામાં અત્યંત પરાક્રમી ત્રૈપુર નામના રાજાને વશ કરી તે મહાબાહુ સહદેવે કૌશિકોમાં શ્રેષ્ઠ પૌરવના રાજા આકૃતિને બળાત્કારથી ઘણા યત્ને કરી પકડ્યો, ને સુરાષ્ટ્ર દેશના રાજાને વશ કર્યો. સુરાષ્ટ્ર દેશમાં રહી સહદેવે ભોજકટપુરમાં રહેલા ભીષ્મક રાજાને તેમની પાસે પોતાના દૂત મોકલીને કર આપવાનું કહેવરાવ્યું. પુત્રસહિત ભીષ્મકે, પાંડવોનો પક્ષ કરનાર શ્રીકૃષ્ણ છે એમ જાણી પ્રીતિથી સહદેવની આજ્ઞા માન્ય રાખીને દૂતોને કરને પેટે અનેક તરેહનાં રત્નો આપ્યાં. જે લઇને સર્વ દૂતો સહદેવ પાસે આવ્યા. સહદેવ ત્યાંથી આગળ ચાલ્યો. રસ્તામાં તેણે શૂર્પારક, તાલકટ તથા દંડક નામના લોકોને અને સમુદ્રના કિનારા પાસેના મ્લેચ્છ રાજાઓને જીતી વશ કર્યા. વળી નિષાદ લોકોને, કાનરૂપી જેને શરીરને ઢાકવાનાં વસ્ત્રો છે એવા જંગલી મનુષ્યોને, મનુષ્યોનું ભક્ષણ કરનારા અને કાળ જેવા મોઢાવાળા રાક્ષસોને, તથા કોલગિરિ પર્વત, સુરભિપટ્ટન, તામ્રાહ્વ નામના દ્વીપ અને રામક નામના પર્વતને પણ જીત્યો. પછી મહા બુદ્ધિમાન્ સહદેવે તિમિંગિલ નામના રાજાને તથા કેરલ દેશના વનમાં રહેનારા એક પગવાળા પુરૂષોને જીતી વશ કર્યા. તેણે સંજયંતી નામની નગરી, પાખંડી કરહાટક તથા શ્રોડ્, કેરલ લોકો સહિત પાંડ્યો તથા દ્રવિડો, આંધ્રો, કલિંગો અનુષ્ટ્રકર્ણિકો, આટવી નામની શ્રેષ્ઠ પુરી તથા યવનોનાં પુર, એ સર્વની ઉપર પોતાના દૂતો

મોકલી તેમને વશ કરી તેઓ પાસેથી કર લીધો. ત્યાંથી વિભીષણ પાસે દૂતો મોકલ્યા. તેણે સમય વિચારી સહદેવની આજ્ઞા પ્રીતિપૂર્વક માન્ય કરીને, અનેક તરેહનાં રત્નો, અગુરૂ ચંદન, સુંદર અલંકારો, ઉચાં વસ્ત્રો, અને અમૂલ્ય મણિઓ વગેરે ભેટ મોકલી. એ પ્રમાણે સર્વ રાજાઓને સાંત્વના તથા પરાક્રમથી જીતી દર વર્ષે યુધિષ્ઠિરને કર આપનારા કરીને, સહદેવ પાછો ફરી ઇંદ્રપ્રસ્થ આવ્યો. હે જનમેજય! ભરતકુળમાં શ્રેષ્ઠ અને જેણે વિજયરૂપી કર્મ કર્યું હતું એવા મહાબળવાન સહદેવે તે સર્વ દ્રવ્ય યુધિષ્ઠિર રાજાને નિવેદન કર્યું, ને પોતે ત્યાં સુખે કરીને રહ્યો.

धर्मराजाय तत्सर्वं निवेद्य भरतर्षभः ।
कृतकर्म सुखं राजन्नुवास जनमेजय ॥

इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि सहदेवदिग्विजये गुर्जरभाषायामेकत्रिंशोऽध्यायः ॥ ३१ ॥



## અધ્યાય ૩૨ મો–નકુળનો વિજય.

**वैशंपायनउवाच** नकुलस्य तु वक्ष्यामि कर्माणिविजयं तथा ।
वासुदेवजितामाशां यथासावजयत्प्रभुः ॥

વૈશંપાયન કહે છે કે–હવે મહા સમર્થ નકુળે શ્રીકૃષ્ણે જીતેલી પશ્ચિમ દિશાને જીતી તે અને તેનાં પરાક્રમનો વિજય કહું તે સાંભળો. મહા બુદ્ધિવાન્ નકુળ ભય રહિત થઈ પોતાની સેનામાંના વીર પુરૂષોની ગર્જનાએ કરી અને રથચક્રોના અવાજોએ કરી પૃથ્વીને કંપાવતો કંપાવતો મોટી સેનાસહિત ઇંદ્રપ્રસ્થથી પશ્ચિમ દિશા તરફ ચાલ્યો. પ્રથમ ઘણાં ધન ધાન્યવાળા, ઘણી ગાયોવાળા, સુંદર, અને કાર્ત્તિક સ્વામીને પ્રિય એવા રોહિત પર્વતમાં જઇ તેણે ઘણો ઉપદ્રવ કરવા માંડ્યો. તે પર્વતમાં રહેનારા મત્તમયૂર નામના ક્ષત્રિયોએ તેની સાથે મોટું યુદ્ધ કર્યું. તેઓને જીતી નકુળે જેમાં ઘણું ધાન્ય નિપજતું હતું એવા શૈરિષિક તથા મરૂ અને મહેત્થ નામના દેશો જીત્યા, ત્યાંથી આક્રોશ રાજાના દેશ પ્રત્યે ગયો. જ્યાં મોટું યુદ્ધ થયું તેમાં નકુળે તે રાજાને જીતી લીધો ત્યાંથી દશાર્ણ દેશના લોકોને જીતીને તે આગળ ચાલ્યો. રસ્તામાં ત્રીગર્ત્ત, અંબષ્ટ, માલવ, પંચકર્પટ, શિબીરાજાનો દેશ અને બીજા કેટલાક મધ્યમ દેશો તથા વાટધાનો નામે બ્રાહ્મણોને જીત્યા. ત્યાંથી પાછા વળી પુષ્કરજીના વનમાં રહેનારા એકસંપી લોકોને જીત્યા. ત્યાંથી પુરૂષોમાં શ્રેષ્ઠ નકુળે સમુદ્રને કિનારે રહેનારા મહા બળવાન ગ્રામ્ય લોક, શૂદ્ર જાતિમાં ગવલી લોક, સરસ્વતી નદીને કિનારે રહેનારા મત્સ્યજીવી પુરૂષો અને પર્વતમાં રહેનારા પહાડી લોકોને જીત્યા. વળી તેણે પંચનદ તથા અમર નામના પર્વતોને જીતી, ઉત્તર જ્યોતિષ અને દિવ્યકટ નામના શહેરોને જીત્યાં. રામઠ, હારહૂણ તથા પશ્ચિમ દિશા તરફના રાજાઓને પોતાના બળથી જીતીને વશ કર્યા. ત્યાંથી દ્વારકાં પ્રત્યે શ્રીકૃષ્ણ પાસે દૂતો મોકલ્યા. હે રાજન! ભય વગરના શ્રીકૃષ્ણે નકુળની આજ્ઞા માન્ય કરી. પછી નકુળે મદ્ર દેશમાં પુટભેદન શહેર પ્રત્યે જઇ પોતાના મામા શલ્ય રાજાને પ્રીતિથી વશ કર્યો. હે જનમેજય ! તેણે નકુળનો ઘણો સત્કાર કર્યો ને તેને

ઘણાં રત્નો આપ્યાં. તે લઇને નકુળ ત્યાંથી આગળ ચાલ્યો, તે સમુદ્રની આસપાસ રહેનારા મ્લેચ્છો, પલ્હવો, બર્બરો, કિરાતો, યવનો અને શકોના રાજાઓને જીતી તેમને વશ કરી, તેઓ પાસેથી અનેક તરેહનાં રત્નો લીધાં, હે રાજન ! નકુળે એ રીતે સર્વ રાજાઓને જીતી તેઓ પાસેથી જે દ્રવ્ય હતું તે જીતી લીધું. તેને એક હજાર હાથીઓ ભારે કષ્ટથી ઉપાડી શકતા હતા. હે ભરતકુળમાં શ્રેષ્ઠ જનમેજય ! એ પ્રમાણે વરૂણ દેવતાએ પાલન કરેલી અને શ્રીકૃષ્ણે જીતેલી પશ્ચિમ દિશાને જીતી માદ્રિનો પુત્ર સુંદર સ્વરૂપવાળો નકુળ ઇંદ્રપ્રસ્થમાં રહેલા ધર્મરાજ શ્રીમાન યુધિષ્ઠિર રાજા પાસે આવી, તેમને સર્વ અર્પણ કરીને બેઠો.

**इंद्रप्रस्थगतं वीर मभ्येत्य स युधिष्ठिरं ।**
**ततो माद्रीसूतः श्रीमान् धनं तस्मैन्यवेदयत् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि दिग्विजयपर्वणि नकुलप्रतीचीविजये गुर्जरभाषायां द्वात्रिंशोऽध्यायः ॥ ३२ ॥**

---

## અધ્યાય ૩૩ મો–રાજસૂય સમારંભ.

**वैशपायनं उवाच रक्षणात्धर्मराजस्य सत्यस्य परिपालनात् ।**
**शत्रुणां क्षपणाचैव स्वकर्मनिरताः प्रजाः ॥**

વૈશંપાયન કહે છે કે–ધર્મરાજ યુધિષ્ઠિર ધર્મની રક્ષા કરતા, સત્યનું પાલન કરતા, અને ચોરોનો નાશ કરતા તેથી સર્વ પ્રજા પોતપોતાના કર્મમાં કુશળ રહેતી હતી. યુધિષ્ઠિર રાજા સર્વ પ્રજા પાસેથી તેમને દુઃખ આપ્યા વગર કર લેતા, ને તેઓને શિક્ષા પણ ન્યાય પ્રમાણે કરતા હતા. તેમના રાજ્યમાં વરસાદ પણ પ્રજાની ઇચ્છા પ્રમાણે વરસતો, તેથી તેમનો સર્વ દેશ સમૃદ્ધિવાળો હતો. તેમના પુણ્યથી ગાયોની રક્ષા તથા ખેતી અને વ્યાપારદિક ઉદ્યોગ પણ સારી રીતે ચાલતા. કોઇ દિવસ ચોર તથા કપટીઓની ફરીયાદ થતી નહીં, રાજા તથા પ્રધાનાદિકોની ગેરવર્તણુક સંભળાતી ન હતી. ધર્મરૂપ યુધિષ્ઠિરના રાજ્યમાં દુષ્કાળ પડવાનો, ઘણો વર્ષાદ થવાનો, રોગ ચાલવાનો અને અગ્નિ લાગવાનો ભય ન હતો. તેમની પાસે બીજા દેશના રાજાઓ તેમને ખુશી કરવા, આશ્રય લેવા, તથા કર આપવા માટે આવતા હતા, પણ કોઇ જીતવાની ઇચ્છાથી આવતા નહિ. તેમના ભંડારોમાં દ્રવ્યની વૃદ્ધિ થતી હતી, તે સૈકડો વર્ષે પણ ખૂટી જાય એમ ન હતું. હવે પૃથ્વીના પતિ યુધિષ્ઠિર રાજાએ પોતાનાં વસ્ત્રો, ધાન્ય અને દ્રવ્યનો હિસાબ જોઇ રાજસૂય યજ્ઞ કરવાનું મન કર્યું, ત્યારે તેના સર્વ સ્નેહીઓએ મળી તથા એકએકે યુધિષ્ઠિરને કહ્યું કે, હે સમર્થ ! હવે તમારે નિરંતર યજ્ઞ કરવાનો વખત છે, માટે તે સુખેથી કરો. એમ સૌ વારંવાર કહેતા હતા. પછી કોઈ દિવસે નારાયણરૂપ, આદ્ય, વેદમય, પંડિતોને પણ અદૃશ્ય, સ્થાવર તથા જંગમરૂપ, જગતમાં શ્રેષ્ઠ, જગતને ઉત્પન્ન કરનાર, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન કાળને જાણનાર, સર્વ ઇંદ્રિયોના અધિષ્ટાતા. કેશી નામના દૈત્યનો નાશ કરનાર સર્વ યાદવોને આપત્તિ કાળમાં રક્ષા કરીને અભય આપનાર અને શત્રુઓનો નાશ કરનાર શ્રીકૃષ્ણ, વસુદેવને સેનાધિપતિનો અધિકાર સોંપી, યુધિષ્ઠિર રાજા વાસ્તે અનેક તરેહનું ઘણુંક દ્રવ્ય લઇ મોટી

સેનાથી વીંટાઇને, પોતાના રથના અવાજથી ઇંદ્રપ્રસ્થને ગજાવતા ગજાવતા પુરમાં આવ્યા. તે વખતે ઇંદ્રપ્રસ્થની સર્વ પ્રજાને જેમ સૂર્યનો ઉદય થયો હોય તેથી એકાએક હર્ષ થાય તેવો હર્ષ થયો. પછી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર રાજા પાસે આવી સર્વ દ્રવ્ય પરિપૂર્ણ કર્યું, યુધિષ્ઠિર રાજાએ પણ શ્રીકૃષ્ણનો ઘણો સત્કાર કરીને તેમને કુશળ સમાચાર પૂછ્યા. ધૌમ્યાચાર્ય અને વેદવ્યાસાદિક ઋષિઓ તથા ભીમસેન અને અર્જુનાદિ પોતાના ભાઇઓ સહિત પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ શ્રીકૃષ્ણને કહ્યું કે, હે શ્રીકૃષ્ણ ! તમારી કૃપાથી આ સર્વ પૃથ્વી મને પ્રાપ્ત થઇ છે, ને મેં દ્રવ્ય પણ ઘણું મેળવ્યું છે, માટે હે દેવકીના પુત્ર ! તે દ્રવ્ય વિધિથી બ્રાહ્મણોને આપવાની તથા યજ્ઞમાં ખર્ચવાની મને ઇચ્છા છે. હે મહાબાહો ! તમો તથા આ મારા નાના ભાઇઓ સહિત હું યજ્ઞ કરવાની ઈચ્છા રાખું છું; તેથી તમે મને યજ્ઞ કરવાની આજ્ઞા આપો. હે ગોવિંદ ! તમે પોતે યજ્ઞ કરવાની દીક્ષા લો, કેમકે તમે યજ્ઞ કરશો તો હું પાપરહિત થઇશ અથવા આ મારા નાના ભાઇઓ સહિત મને દીક્ષા લેવાની આજ્ઞા આપો, કારણ કે, તમારી આજ્ઞાથી જો હું યજ્ઞ કરીશ તો ઉત્તમ યજ્ઞની સમાપ્તિને પામીશ. વૈશંપાયન કહે છે કે, પછી શ્રીકૃષ્ણે સુંદર વાણીએ યુધિષ્ઠિરને કહ્યું કે, હે રાજન ! ચક્રવર્તી થવા યોગ્ય તમે રાજસૂય યજ્ઞ કરશો તો અમે કૃતાર્થ થઇશું. હું તો તમારૂં શ્રેય કરનાર છું, માટે તમે યજ્ઞ કરો ને તેમાં કામ કરવાની આજ્ઞા મને આપો, હું તમારા કહ્યા પ્રમાણે કરીશ. યુધિષ્ઠિર બોલ્યા કે, હે શ્રીકૃષ્ણ ! તમે મારી ઇચ્છા પ્રમાણે કરનાર છો, તેથી મારો મનોરથ પૂર્ણ થશે, ને આ કાર્યની પણ સિદ્ધિ થશે. વૈશંપાયન કહે છે કે, પછી શ્રીકૃષ્ણની રજા લઇને યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓ સહિત રાજસૂય યજ્ઞ કરવાની સર્વ સામગ્રી તૈયાર કરવા માટે સહદેવને તથા બીજા મંત્રિઓને આજ્ઞા આપી. બ્રાહ્મણોએ આ રાજસૂય યજ્ઞના અંગમાં જે કંઇ મંગળ પદાર્થો તથા સાહિત્યો કહ્યાં હોય, તે સર્વે તમે ધૌમ્યાચાર્યને પુછીને તેઓ જેમ કહે તે પ્રમાણે તૈયાર કરી લાવો. ઇંદ્રસેન, વિશોક તથા અર્જુનનો સારથી મારૂં ઇચ્છિત કરવા સારૂ અન્નાદિક પદાર્થો લાવવામાં સાવધ રહેશે. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ સહદેવ ! બ્રાહ્મણોને પ્રિય એવા રસ તથા સુગંધવાળાં મિષ્ઠાન્ન તૈયાર કરાવો. તે સાંભળી યુદ્ધ કરનારાઓમાં શ્રેષ્ઠ સહદેવે સર્વ સામગ્રી તૈયાર કરાવી યુધિષ્ઠિર રાજાને કહ્યું કે, ;તમારા કહ્યા પ્રમાણે સર્વ પદાર્થો તૈયાર કરાવ્યા છે. પછી હે જનમેજય ! વેદવ્યાસજીએ, મહાભાગ્યવાન અને સાક્ષાત્ વેદોજ જાણે મૂર્તિમાન હોય એવા બ્રાહ્મણોને બોલાવ્યા. પછી યજ્ઞમાં વેદવ્યાસ પોતે, બ્રહ્મા, આંગિરસ ઋષિ સામગ, મહા બ્રહ્મનિષ્ઠ ઋષિ યાજ્ઞવલ્કય અધ્વર્યું, તથા ધૌમ્યાચાર્ય સહિત વસુના પૌત્ર પૈલ મુનિ હોતા થયા અને ઋષિઓના પુત્રો તથા શિષ્યો હોમ કરનારા થયા. પછી તે ઋષિઓએ પ્રથમ પુણ્યાહવાચન કરી તથા “ યુધિષ્ઠિર રાજા રાજસૂય યજ્ઞ કરીને ચક્રવર્તી થાઓ ” એવો સંકલ્પ કરીને શાસ્ત્રવિધિથી યજ્ઞભૂમિની પૂજા કરી. ત્યાં યુધિષ્ઠિરની આજ્ઞાથી શિલ્પ પુરૂષોએ સ્ત્રિયોને બેસવા માટે દેવતાઓની શાળાઓ સરખી સુગંધવાળી સુંદર વિશાળ શાળાઓ તૈયાર કરી. પછી સર્વ રાજાઓમાં તથા પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ મંત્રિરૂપ સહદેવને આજ્ઞા આપી કે, સર્વ રાજાઓને બોલાવવા સારૂ જલદીથી ચાલનારા દૂતોને તરત મોકલો. તે સાંભળી સહદેવે દૂતોને કહ્યું કે, હે દૂતો ! સર્વ દેશોમાં જઇ બ્રાહ્મણો રાજાઓ, ક્ષત્રિયો, વૈશ્યો અને પ્રખ્યાત થયેલા શૂદ્રોને આમંત્રણ કરીને બોલાવી લાવો.

વૈશંપાયન કહે છે કે–હે રાજન ! પછી તે સર્વ દૂતો સહદેવની આજ્ઞા પ્રમાણે ઇંદ્રપ્રસ્થની સર્વ પ્રજાને આમંત્રણ કરી જલદીથી બીજા સર્વ દેશો પ્રત્યે ગયા, ને સર્વને આમંત્રણ કરી ઇંદ્રપ્રસ્થમાં બોલાવી લાવ્યા. હે ભારત ! બ્રાહ્મણોએ યુધિષ્ઠિર રાજાને યજ્ઞ કરવાની દીક્ષા આપી, જે ગ્રહણ કરીને તેઓ બ્રાહ્મણો, પોતાના ભાઇઓ, સંબંધિયો, પ્રધાનો અને અનેક દેશોથી આવેલા ક્ષત્રિયો સહિત યજ્ઞસ્થાન પ્રત્યે ગયા. તે સમયે તેઓ સ્વરૂપધારી સાક્ષાત્ ધર્મ સમાન શોભતા હતા. વળી ત્યાં સર્વ વિદ્યામાં કુશળ અને વેદ તથા વેદાંગને પાર પામેલા બીજા કેટલાક બ્રાહ્મણો દેશોદેશથી આવ્યા. તેઓને કુટુંબો સહિત રહેવા માટે યુધિષ્ઠિરની આજ્ઞાથી ઘણાં અન્ન તથા વસ્ત્રોથી ભરેલાં ઘરો તૈયાર કરી આપવામાં આવ્યાં. યુધિષ્ઠિરે સત્કાર કરેલા બ્રાહ્મણો પોતપોતાના કુટુંબો સહિત તેમાં રહ્યા. પછી ખાનપાન કરી તેઓ નિરંતર અનેક તરેહની વાતો કરતા તથા ત્યાં જે નટો અને નર્તકાદિક લોકો આવતા તેમને જોતા હતા. હે રાજન ! ત્યાં બ્રાહ્મણોનું ભોજન થતું, તથા હર્ષ પામેલા મહાત્મા પુરૂષો તેમને અનેક તરેહનાં દાનાદિક આપતા હતા. “ હે બ્રાહ્મણો ! તમે ભોજન કરો ” એવા ત્યાં નિરંતર શબ્દ સંભળાતા હતા. હે ભારત ! યુધિષ્ઠિર રાજાએ બ્રાહ્મણોને અસંખ્ય ગાયો, શય્યાઓ, સુવર્ણ અને દાસિયો આપી. પછી પુરૂષોમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર રાજાએ ભીષ્મ, દ્રોણાચાર્ય, ધૃતરાષ્ટ્ર, વિદુરજી, દુર્યોધનાદિ ભાઇઓ અને જે યુધિષ્ઠિરમાં પ્રીતિ રાખનારા હતા, તે સર્વેને બોલાવી લાવવા નકુળને હસ્તિનાપુર પ્રત્યે મોકલ્યો. તે સમયે પૃથ્વીને વિષે મહા શૂરવીર અને મહાત્મા એકલા યુધિષ્ઠિરનોજ તે યજ્ઞ, જેમ સ્વર્ગમાં ઇંદ્રનો યજ્ઞ થયો હતો તેમ થવા લાગ્યો.

**प्रावर्त्ततैवंयज्ञः स पांडवस्य महात्मनः ।**
**पृथिव्यामेकवीरस्य शक्रस्येवत्रिविष्टपे ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि राजसूयपर्वणि राजसूयदीक्षायां गुर्जरभाषायां त्रयस्त्रिंशोऽध्यायः ॥ ३३ ॥**



## અધ્યાય ૩૪ મો–પરોણાઓનું આગમન.

**वैशंपायन उवाच** **स गत्वा हास्तिनापुरं नकुलः समितिंजयः ।**
**भीष्ममामंत्रयांचक्रे धृतराष्ट्रं च पांडवः ॥**

વૈશંપાયન કહે છે કે–હવે સભાને જીતે એવા નકુળે હસ્તિનાપુર જઇ ભીષ્મ અને ધૃતરાષ્ટ્રને યજ્ઞમાં આવવાનું આમંત્રણ કર્યું, દ્રોણાચાર્યાદિકને પણ ત્યાં પધારવાનું કહ્યું. પ્રસન્ન થઇ તેઓ બ્રાહ્મણોને આગળ કરી ઇંદ્રપ્રસ્થ ગયા. એ પ્રમાણે યુધિષ્ઠિર રાજાનો રાજસૂય યજ્ઞ સાંભળી સર્વ દિશાઓમાંથી સૈકડો રાજાઓ પ્રસન્ન થઇને, યુધિષ્ઠિરને આપવા વાસ્તે અનેક તરેહનાં રત્નો લઇ, યજ્ઞનો સમારંભ જોવા તથા યુધિષ્ઠિર રાજાને મળવા ઇંદ્રપ્રસ્થ આવ્યા. ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતામહ, મહા બુદ્ધિમાન્ વિદુરજી, દુર્યોધનાદિ સર્વ ભાઇઓ, ગાંધાર દેશનો રાજા, મહા બળવાન શકુનિ, અચળ, વૃષક, રથિ, પુરૂષોમાં શ્રેષ્ઠ કર્ણ, મહા બળવાન શલ્ય, મહા પરાક્રમી બાહ્લિક, સોમદત્ત, ભૂરિશ્રવા, શલ્ય, અશ્વત્થામા, કૃપાચાર્ય,

દ્રોણાચાર્ય, જયદ્રથ, પુત્રસહિત યજ્ઞસેન, પૃથ્વીપતિ શાલ્વ, સમુદ્રની નજીક રહેનારા સર્વ મ્લેચ્છો સહિત પ્રાગજ્યોતિષનો રાજા, મહારથ ભગદત્ત, પર્વતોમાં રહેનારા રાજાઓ, બૃહદ્બળ, પૌંડ્રક, તથા વંગ, કલિંગ, આકર્ષ, કુંતલ, ગાલવ, અંધ્રક, દ્રવિડ, સિંહલ અને કાશ્મીર દેશના રાજાઓ, મહા તેજસ્વી કુંતીભોજ, ગૌરવાહન, મહા શૂરવીર બહ્લિકો, પોતાના બે પુત્રો સહિત વિરાટ, મહા બળવાન માવેલ્લ, પોતાના પુત્રસહિત યુદ્ધમાં દુર્મદ એવો શિશુપાળ, બળદેવજી, અનિરૂદ્ધ, કંક, સારણ, ગદ, પ્રદ્યુમ્ન, સાંબ, પરાક્રમી ચારૂદેષ્ણ, ઉલ્મુક, નિશઠ, વીર અને ગાવહાદિ મહારથ યાદવો, મધ્ય દેશના કેટલાક રાજાઓ તથા બીજા પણ અનેક દેશોના રાજાઓ અને રાજપુત્રો હસ્તિનાપુર આવ્યા. તે સર્વનો યુધિષ્ઠિર રાજાએ સત્કાર કર્યો ને તેમની આજ્ઞાથી સેવકોએ તેમને ઉતારા વાસ્તે અનેક તરેહના ભોજનના પદાર્થોથી ભરેલાં, નિર્મળ અને મધુર જળથી ભરેલી વાવોવાળાં, ચોતરફ વૃક્ષોથી શોભાયમાન, કૈલાસ પર્વતના શિખર જેટલાં ઉંચાં, મનને આનંદ આપનારાં, અનેક તરેહનાં રત્ને કરીને શોભાયમાન, ચારે બાજુએ શ્વેત કિલ્લાઓથી શોભતાં, સુવર્ણથી રચેલાં, મણિઓથી જેના જમાન જડી લીધેલી હતી એવાં. સુખે કરીને ચઢી શકાય એવા દાદરવાળાં સુંદર આસનાદિ સાહિત્યોવાળાં, પુષ્પનાં તોરણો જેમાં લટકી રહ્યાં હતાં એવાં અને અગુરૂચંદનના ધૂપની સુગંધ જેમાં મહેકી રહી હતી એવાં, હંસ અને ચંદ્ર સરખાં શ્વેત, મનુષ્યોએ જોવા લાયક, ચોતરફથી ખુલ્લી હવા આવે એવાં એક સરખા દ્વારવાળાં, અનેક તરેહના ગુણોએ કરી યુક્ત અને સુવર્ણાદિ વિચિત્ર ધાતુથી જડેલાં ઘરો આપ્યાં અને તેમાં તે સર્વ રાજાઓ સત્કાર પામીને રહ્યા. પછી તેઓ ઘણી દક્ષિણા આપનારા તથા ઘણા સભાસદોથી વિંટાયલા ધર્મરાજ યુધિષ્ઠિરને જોઈ ખુશી થયા. હે રાજન ! તે સભા પણ રાજાઓ તથા મહર્ષિ બ્રાહ્મણોએ કરીને ભરેલી હતી તેથી જેમ દેવતાઓથી ભરેલું સ્વર્ગ શોભે તેમ શોભતી હતી.

तत्सदः पार्थिवैः कीर्णं ब्राह्मणैश्च महर्षिभिः ।
भ्राजतेस्म तदा राजन्नाकपृष्ठं यथामरैः ॥

इति श्रीमहाभारते सभापर्वणि राजसूयपर्वणि निमंत्रितराजागमने गुर्जरभाषायां चतुस्त्रिंशोऽध्यायः ॥ ३४ ॥

---

## અધ્યાય ૩૫ મો-કામની વહેંચણ.

**વૈશંપાયન ઉવાચ** पितामहं गुरुंचैव प्रत्युद्गम्य युधिष्ठिरः ॥
अभिवाद्य ततो राजन्निदं वचनमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે કેઃ–હે જનમેજય ! પછી યુધિષ્ઠિર રાજા, ભીષ્મપિતા અને ગુરૂ દ્રોણાચાર્યાદિ પાસે આવી તેમને પગે લાગી આ પ્રમાણે કહેવા લાગ્યા. હે પિતામહ ! હે દ્રોણાચાર્ય ! હે કૃપાચાર્ય ! હે અશ્વત્થામા ! હે દુર્યોધન ! હે વિવિંશતી ! આ યજ્ઞમાં તમે સૌ મારી ઉપર અનુગ્રહ કરો, ને જે મારૂં ધન છે તે સર્વ તમારૂંજ છે એમ જાણો. હું તમારી, પ્રાર્થના કરૂં છું કે, જેમ મારૂં શ્રેય થાય તેમ કરો. આમ કહીને યુધિષ્ઠિર રાજાએ

તેઓને યથાયોગ્ય કામ સોપ્યાં. તેમાં ભક્ષ્ય ભોજ્યાદિ જમવાના પદાર્થો તૈયાર કરાવવાનું કામ દુઃશાસનને, બ્રાહ્મણોનો સત્કાર કરવાનું અશ્વત્થામાને, રાજાઓની તજવીજ રાખવાનું સંજયને, અને સુવર્ણ, રત્નો તથા અનેક રંગનાં તરેહવાર વસ્ત્રોની સંભાળ રાખવાનું તથા દાનો આપવાનું કામ કૃપાચાર્યને સોંપ્યું, તેમ બીજાઓને પણ જેને જેવું યોગ્ય હોય તેને તેવું કામ સોંપ્યું. સર્વ કાર્યની તપાસ રાખવાનું કામ ભીષ્મ અને દ્રોણાચાર્યે લીધું. વળી બાહ્લિક, ધૃતરાષ્ટ્ર, સોમદત્ત અને જયદ્રથ તો તે યજ્ઞમાં મુખ્ય થઇને હર્ષથી વ્યવસ્થા કરવા લાગ્યા. યજ્ઞમાં સર્વ ધર્મના જાણનાર વિદુરજી દ્રવ્ય વાપરનારા પુરૂષોથી વિંટાયલા શ્રીકૃષ્ણે, બ્રાહ્મણોને પ્રસન્ન કરવા વાસ્તે તેમના પગ ધોવાનું કામ લીધું હતું. હે રાજન ! યુધિષ્ઠિર રાજાને તથા તેમની સભાને જોવાની ઇચ્છાથી આવેલા રાજાઓમાંથી કોઇ પણ રાજા, યુધિષ્ઠિરને આપવા વાસ્તે દ્રવ્યના એક હજાર સિક્કાથી ઓછું લાગ્યો હતો. તેઓ સર્વે યુધિષ્ઠિર રાજાને અનેક તરેહનાં રત્નો આપતા, પણ પોતાના મનમાં માનતા કે, આ " હું રત્નો આપીશ તેણે કરીને રાજા કેમ સંતોષ પામશે. " કેમકે એ યજ્ઞ કરે છે, એમ માની તેઓ માંહોમાંહે સરસાસરસી કરીને યુધિષ્ઠિરને વિશેષ દ્રવ્ય આપતા હતા. હે રાજન ! મહાત્મા યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ જોવા સારૂ ઇંદ્રાદિ લોકપાલદેવતાઓ વિમાને ચઢી ત્યાં આવીને આકાશમાં ઉભા હતા. તેમના વિમાનને જેનાં શિખરોએ સ્પર્શ કર્યો હતો એવાં, દિવ્ય, વિમાનને આકારે બાંધેલા, અનેક તરેહનાં રત્નોથી જડેલાં ઉત્કૃષ્ટ સમૃદ્ધિવાળાં અને રાજાઓ તથા બ્રાહ્મણો જેમાં રહેલા હતા એવાં ઘરોએ કરીને યજ્ઞસભા શોભતી હતી. સમૃદ્ધિએ કરીને વરૂણ દેવતાની સ્પર્ધા કરનાર યુધિષ્ઠિર રાજાએ, છ અગ્નિએ કરીને મોટી દક્ષિણાવાળો રાજસૂય યજ્ઞ કર્યો, ને સર્વ મનુષ્યોને ઇચ્છિત પદાર્થો આપી તૃપ્ત કર્યાં અન્ન જેમાં ઘણું વપરાતું હતું, ભોજનના પદાર્થો તથા ભોજન કરનારાં મનુષ્યો જેમાં ઘણાં હતાં, અને રાજાઓ જેમાં રત્નોનાં નજરાણાં આપતા હતા એવો યજ્ઞનો સમારંભ થયો. પછી મંત્ર જાણવામાં તથા હસ્તક્રિયામાં કુશળ એવા બ્રાહ્મણોએ અગ્નિમાં હોમ કરતાં બાકી જે શેષ હુતદ્રવ્ય રહ્યું હતું, તેના સ્વિષ્ટકૃત આહુતી આપી, તેથી સર્વ દેવતાઓ તૃપ્ત થયા. એ પ્રમાણે તે યજ્ઞમાં જેમ દેવતાઓ તૃપ્ત થયા, તેમ દક્ષિણા, અન્ન અને ઘણા દ્રવ્યે કરીને બ્રાહ્મણો આનંદ પામ્યા અને સેવકો તથા ઇતર વર્ણો પણ સંતોષ પામી.

**यथा देवास्तथा विप्रा दक्षिणान्नमहाधनैः ।**
**ततृपुः सर्ववर्णाश्च तस्मिन्यज्ञे मुदान्विताः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि राजसूयपर्वणि यज्ञकरणे गुर्जरभाषायां पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥**



## અધ્યાય ૩૬ મો-શ્રીકૃષ્ણને અર્ઘપ્રદાન.

**वैशंपायन उवाच** ततो भिषेचनियेन्हि ब्राह्मणा राजभिः सह ।
अंतर्वेदीं प्रविविशुः सत्काराहामहर्षयः ॥

વૈશંપાયન કહે છે કેઃ-પછી રાજસૂય યજ્ઞના અંગમાં થતા સોમયાગને દિવસે સત્કાર પામવા લાયક મહર્ષિ બ્રાહ્મણોએ, રાજાઓ સહિત યજ્ઞ મંડપમાં પ્રવેશ કર્યો, તે સમગ્ર તેઓ બહુ શોભતા હતા. હે રાજન ! બ્રહ્મસભામાં મળેલા દેવતાઓ તથા દેવઋષિઓ યજ્ઞના કામથી જ્યારે નિવૃત્તિ પામતા, ત્યારે અનેક તરેહની મન ગમતી વાર્તાઓ તથા શાસ્ત્રાર્થ કરતા હતા. કેટલાક પૂર્વ પક્ષી થઇને પોતાનો મત સ્થાપન કરતા, તેનું કેટલાક ઉત્તર પક્ષી થઇને ખંડન કરતા હતા. એમ વારંવાર એક બીજાનો મત પરસ્પરે ખંડન મંડન કરીને તેઓ વિનોદ કરતા હતા. તેમાં કેટલાક ઋષિઓ શબ્દોના અર્થ તાણી તોડીને કરતા, અને કેટલાક યથાર્થ કરતા હતા. વળી કેટલાક ઋષિઓ અનેક તરેહના તર્કથી તથા શાસ્ત્રનાં ઉદાહરણોથી શબ્દોના ખરા અર્થને ઉલટાવી નાંખતા, ને બીજાઓએ કરેલા અર્થનો, જેમ શ્યેન પક્ષિઓ આકાશમાં માંસનો ત્યાગ કરે, તેમ ત્યાગ કરતા હતા. કેટલાક સર્વ ભાષ્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ કેટલાક ધર્મ અર્થને જાણવામાં કુશળ, તથા કેટલાક મોટા વ્રતવાળા ઋષિઓ અનેક તરેહની વાતો કરી હર્ષ પામતા હતા. મોટા વિસ્તારવાળો યજ્ઞ મંડપ, વેદમાં કુશળ એવા દેવતા, બ્રાહ્મણો અને ઋષિઓથી ભરેલો હતો, તેથી જેમ નક્ષત્રોએ કરીને આકાશ શોભે તેમ શોભતો હતો. તેની અંદર કોઇ શૂદ્ર અથવા જનોઈ વગરના માણસ ન હતા નહીં. હવે તે બુદ્ધિમાન્ અને મોટી શોભાવાળા ધર્મરાજ યુધિષ્ઠિરની યજ્ઞ વિધિમાં ઘણી સમૃદ્ધિ જોઇને, ઋષિ નારદ સંતોષ પામ્યા. તેમને એક મોટો વિચાર એ થયો કે, મંડપમાં સર્વ ક્ષત્રિયોનો સમાગમ થયેલો હતો તેને તેમણે મેં જે અંશાવતરણ પ્રકરણમાં તમને પૂર્વે બ્રહ્મલોકમાં થએલું વૃત્તાંત કહી સંભળાવ્યું હતું તે યાદ કરી દેવતાઓના સમાગમ જેવો જાણ્યો. કમળ જેવાં સુંદર નેત્રવાળા હરિ ભગવાનનું સ્મરણ કરીને પોતાના મનમાં વિચારવા લાગ્યા કે, દેવતાઓના શત્રુઓને નાશ કરનાર, સમર્થ અને શત્રુના પુરને જીતનાર સાક્ષાત્ નારાયણ, પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરીને ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયા છે. પૂર્વે પોતે સર્વ દેવતાઓને આજ્ઞા આપી હતી કે, તમે પૃથ્વી ઉપર અવતરો. એ પ્રમાણે દેવતાઓને આજ્ઞા આપીને મહા સમર્થ સર્વ ભૂત પ્રાણીને ઉત્પન્ન કરનાર અને પોતાના વંશનું ભરણપોષણ કરનારાઓમાં શ્રેષ્ઠ નારાયણ, પૃથ્વીમાં યદુ વંશને વિષે વસુદેવને ઘેર ઉત્પન્ન થઇને યાદવોમાં પોતાની શોભાએ કરી, જેમ નક્ષત્રોમાં ચંદ્ર શોભે તેમ શોભે છે. જેની ભુજાઓના બળની ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ ઉપાસના કરે છે, તે આ ભગવાન આજ મનુષ્ય સ્વરૂપ ધારણ કરીને વિરાજે છે, બળે કરીને યુક્ત આ સર્વ ક્ષત્રિયોનો નાશ કરવા ઇચ્છે છે. એ પ્રમાણે સર્વજ્ઞ, ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ઠ અને મહા બુદ્ધિમાન્ નારદ વિચાર કરવા લાગ્યા. યજ્ઞે કરી આરાધન કરવા યોગ્ય, સર્વમાં વ્યાપક અને સર્વના ઇશ્વર હરિ ભગવાનનું ધ્યાન કરીને યુધિષ્ઠિરના યજ્ઞમાં ઘણા માનથી તે બેઠા હતા. પછી ભીષ્મપિતાએ ધર્મરાજ યુધિષ્ઠિરને કહ્યું કે, હે ભારત ! હવે રાજાઓનું યથાયોગ્ય પૂજન કરો; તેમાં આચાર્ય, બ્રાહ્મણ, સંબંધી સંન્યાસી મિત્ર અને રાજા, એ છ જણા અર્ઘ પામવા લાયક

કહેલા છે. એ સર્વે આપણે ત્યાં ઘણેક કાળે આવેલા છે, માટે હે રાજન ! તેઓ પ્રત્યેકને માટે અર્ઘ લાવો; તેમાં પણ જે સમર્થ અને શ્રેષ્ઠ હોય તેને સારૂ પ્રથમ લાવો. યુધિષ્ઠિરે પૂછ્યું કે, હે પિતામહ ! તમે પ્રથમ કોને અર્ઘ આપવા ધારો છો ? જે યોગ્ય હોય તે કહો. વૈશંપાયન કહે છે કે મહા પરાક્રમી શંતનુના પુત્ર ભીષ્મે પોતાની બુદ્ધિથી નિશ્ચય કરીને કહ્યું કે, હે રાજન ! હું પૃથ્વીમાં પૂજા કરવા યોગ્ય શ્રીકૃષ્ણને માનું છું. કારણ કે તેઓ સર્વની વચમાં તેજ, બળ અને પરાક્રમે કરીને જેમ સર્વ તેજસ્વી પદાર્થોમાં સૂર્ય પ્રકાશમાન થઇને શોભે તેમ શોભે છે. વળી જેમ સૂર્યે કરી અંધકાર ટળી જઇને પ્રકાશ થાય અને વાયુએ કરી વાયુ વિનાના પુરૂષને હર્ષ થાય તેમ શ્રીકૃષ્ણભગવાને કરીને આપણી સભાને પ્રકાશ અને હર્ષ થાય છે, માટે પ્રથમ શ્રીકૃષ્ણની અર્ઘ આપીને પૂજા કરો. પિતામહની આજ્ઞા સાંભળી મહાપ્રતાપી સહદેવ શ્રીકૃષ્ણ વાસ્તે વિધિયુક્ત ઉત્તમ અર્ઘ લઇ આવ્યા, જે શ્રીકૃષ્ણે શાસ્ત્રમાં કહેલી પૂજાની વિધિએ ગ્રહણ કર્યો. હે જનમેજય ! એ પ્રમાણે શ્રી કૃષ્ણની પૂજા થઇ, તે મહા બળવાન ચેદિરાજ શિશુપાળથી સહન થયું નહીં; તે ભીષ્મ અને યુધિષ્ઠિર પાસે આવી સભામાંજ શ્રીકૃષ્ણને દૂષણ આપતાં આ પ્રમાણે કહેવા લાગ્યો.

स उपालभ्य भीष्मं च धर्मराजं च संसदि ।
अपाक्षिपद्वासुदेवं चेदिराजो महाबलः ॥

इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि कृष्णार्घदाने गुर्जरभाषायां षट्त्रिंशोऽध्यायः ॥ ३६ ॥



## અધ્યાય ૩૭ મો–શિશુપાળે કાઢેલો ઉભરો.

शिशुपाल उवाच नायमर्हति वार्ष्णेय स्तिष्ठत्स्विह महात्मसु ।
महीपतिषु कौरव्य राजवत्पार्थिवार्हणम् ॥

શિશુપાળ કહે છે કેઃ–હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! અહિંયાં પૃથ્વીના પતિ મહાત્મા સર્વ રાજાઓ બેઠા છતાં આ કૃષ્ણ રાજાની પેઠે પૂજા પામવા યોગ્ય નથી. તમોએ સ્નેહથી પૂજા કરી, એ તમારા જેવા મહાત્માને યોગ્ય નથી. હે પાંડવો ! તમે અજ્ઞાની હોવાથી સૂક્ષ્મ ધર્મને જાણતા નથી. તેમ સ્મૃતિઓનાં વાક્યોનો ત્યાગ કરનાર ગંગાનો પુત્ર ભીષ્મ પણ થોડી બુદ્ધિવાળો છે. હે રાજન ! તમે ધર્મિષ્ઠ થઇને કૃષ્ણની પ્રીતિથી પૂજા કરો છો તેથી જગતમાં અપમાન પામશો, ને ભીષ્મનું તો તમારાથી પણ અધિક અપમાન થશે આ રાજ્ય વગરનો કૃષ્ણ, અહીંની પેઠે બીજે ઠેકાણે રાજાઓની સમક્ષ પૂજા પામવાને કેમ યોગ્ય ગણાશે ? હે કુરૂવંશમાં શ્રેષ્ઠ ! કદી તમે કૃષ્ણને વૃદ્ધ માની એની પૂજા કરતા હો, તો વસુદેવ બેઠા છતાં તેનો પુત્ર પૂજા પામવા યોગ્ય કેમ ગણાય ? અથવા કૃષ્ણને તમે તમારૂં પ્રિય કરનાર તથા તમારામાં સ્નેહ રાખનાર માનીને પૂજ્યા હોય તો દ્રુપદ રાજા છતાં એ પૂજવા યોગ્ય કેમ કહેવાય ? વળી હે યુધિષ્ઠિર ! કદાપિ આ કૃષ્ણને તમે આચાર્યરૂપ માનીને પૂજ્યા હોય તો દ્રોણાચાર્ય છતાં એ પૂજા પામવા યોગ્ય નથી. અથવા તમે એને બ્રાહ્મણરૂપ માનતા હો, તો અવસ્થાએ કરી વૃદ્ધ વેદ વ્યાસ અહીં

બેઠા છતાં તમે એની પૂજા કેમ કરી? વળી પોતાની ઇચ્છા પ્રમાણે જેને મૃત્યુ છે એવા શંતનુના પુત્ર સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ ભીષ્મ છતાં આ કૃષ્ણની પૂજા તમે કેમ કરી? હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા રાજન! તમોએ સર્વ શાસ્ત્ર જાણનારા અશ્વત્થામા, સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ દુર્યોધન, તથા ભરત વંશના આચાર્ય કૃપાચાર્ય છતાં કૃષ્ણને કેમ પૂજ્યા! વળી કિન્નરોના અધિપતિ દ્રુમને મૂકી તથા પાંડુરાજા સરખા શ્રેષ્ઠ લક્ષણોવાળા અને દુઃખે કરીને પણ ન જીતાય એવા ભીષ્મક, રૂક્મિન, એકલવ્ય અને મદ્રદેશનો રાજા શલ્ય છતાં આ કૃષ્ણની તમે પૂજા કેમ કરી? હે ભરતવંશી યુધિષ્ઠિર! પરશુરામનો પ્રિય શિષ્ય, જેણે યુદ્ધમાં પોતાના બળે કરીને સર્વ રાજાઓને જીત્યા છે, એવા મહા બળવાન કર્ણનો ત્યાગ કરી તમે કૃષ્ણને કેમ પૂજ્યા? હે કુરૂકુળમાં શ્રેષ્ઠ! આ કૃષ્ણ બ્રાહ્મણ નથી, તેમ આચાર્ય અથવા રાજા પણ નથી, ત્યારે તમે એને ખુશી કરવા સારૂ એની પૂજા કરી છે; પણ હે ભારત! તમારે જ્યારે કૃષ્ણનીજ પૂજા કરવી હતી ત્યારે આ સર્વ રાજાઓને અપમાન લગાડવા માટે અહીં શું કામ બોલાવ્યા? હે કુંતીના પુત્ર! મહાત્મા એવા તમોને આ અમે સર્વ રાજાઓ જે કર આપીએ છીએ તે ભયથી યા લોભથી અથવા સમજાવ્યાથી આપતા નથી, પણ માત્ર ધર્મમાં તત્પર એવા તમોને ચક્રવર્તી થવાની ઇચ્છા છે તેથી આપીએ છીએ. તમોએ તો અમને ગણકાર્યા વગર આ રાજાઓની સભામાં જેનામાં પૂજા પામવાનાં કંઇ લક્ષણ નથી એવા કૃષ્ણની પૂજા કરી, એ ઉપરાંત રાજાઓનું બીજું શું અપમાન કહેવાય? એટલું કહી શિશુપાળ સભામાં મોટેથી કહેવા લાગ્યો કે, આ ધર્મપુત્ર યુધિષ્ઠિરનો જગતમાં ધર્માત્માપણાનો જે યશ હતો, તે આજે એકાએક નાશ પામ્યો છે, કારણ કે, એના વિના બીજો કોણ આ ધર્મભ્રષ્ટ કૃષ્ણની પૂજા કરે? વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા દુષ્ટ કૃષ્ણે પૂર્વે કંસનો નાશ કર્યો છે, અને મહાત્મા જરાસંધને પણ કપટથી મરાવ્યો છે. હવે યુધિષ્ઠિરમાં જે ધર્માત્માપણું હતું તે નાશ પામ્યું, કેમકે એમણે કૃષ્ણની પૂજા કરીને પોતાની નિર્બળતા જણાવી છે. આમ કહી વળી તે શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો કે, હે માધવ! કુંતીના પુત્ર આ પાંડવો જો ભય પામ્યા અથવા દીન થયા વા તપસ્વી પુરૂષો જેવા થયા હોય, તો તમારે તેમને તમોને યોગ્ય જે પૂજા હતી તે કહેવું હતું, પણ જ્યારે તેમણે તમારી રાજાની પેઠે પૂજા કરવા માંડી ત્યારે પૂજા પામવા લાયક નહીં એવા તમે તેઓને પૂજા કરવા દેવી ન હતી. આ તો જેમ હુતદ્રવ્યનો શેષભાગ મનુષ્ય વગરના સ્થળમાંથી કૂતરો લઇ જાય, તેમ તમને નહીં મળવા યોગ્ય પૂજા તમે ગ્રહણ કરીને ગર્વ ધરો છો. હે વાસુદેવ! તમારી પૂજા કરી પાંડવો તમારા આશ્રયની આશા રાખે છે, તે તમને પૂજે તેમાં આશ્ચર્ય નથી. હે કૃષ્ણ! જેમ નપુંસક પુરૂષ આગળ સ્ત્રિયોની ચેષ્ટા તથા આંધળા પુરૂષ આગળ સ્વરૂપમાન પદાર્થ વૃથા છે, તેમ રાજા વિનાના પુરૂષની રાજાની પેઠે પૂજા કરવી વૃથા છે. પછી તેણે સર્વ સભાને કહ્યું કે, આજે આપણે યુધિષ્ઠિર, ભીષ્મ અને કૃષ્ણને જોઇ લીધા. અહીં સૌ સરખા છે. એ પ્રમાણે કહી આસન ઉપરથી ઉભો થઇ શિશુપાળ ત્યાંથી કેટલાક રાજાઓ સહિત બહાર જવા લાગ્યો.

**इत्युक्त्वा शिशुपालस्तानुत्थाय परमासनात् ।**
**निर्ययौ सदसस्तस्मात् सहितो राजभिस्तदा ॥**

इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि शिशुपालक्रोधे गुर्जरभाषायां सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥



## અધ્યાય ૩૮ મો. શિશુપાળ સાંત્વન.

**वैशंपायनउवाच** ततो युधिष्ठिरो राजा शिशुपालमुपाद्रवत् ।
उवाच चैनं मधुरं सांत्वपूर्वमिदं वचः ॥

વૈશંપાયન કહે છે કેઃ-યુધિષ્ઠિર રાજા શિશુપાળ પ્રત્યે સાંત્વનાપૂર્વક મીઠી વાણીથી પછી આ પમાણે કહેવા લાગ્યા કે, હે પૃથ્વીપતિ શિશુપાળ ! તમે જે બોલો છો તે યોગ્ય નથી, કેમકે વૃથા દુષ્ટ વચનો બોલવાં એ મોટો અધર્મ છે. આ શંતનુના પુત્ર ભીષ્મ, જે પ્રમાણે ઉત્કૃષ્ટ ધર્મ જાણે છે, તે પ્રમાણે બીજો કોઇ રાજા જાણતો નથી, માટે તમે એ-ઓનું વૃથા અપમાન કરો મા. અહીં તમારાથી વૃદ્ધ ઘણા રાજાઓ છે તેમની તરફ જોઇને, તે સૌ જેમ શ્રીકૃષ્ણની પૂજાને સહન કરે છે, તેમ તમે પણ સહન કરો. હે શિશુપાળ ! જેમ આ ભીષ્મ શ્રીકૃષ્ણને તત્વથી જાણે છે, તેમ તમે જાણતા નથી. ભીષ્મ બોલ્યા કે, શિશુપાળને સમજાવીને પ્રસન્ન કરવો નહીં, કેમકે, એ સમજાવવા યોગ્ય નથી. જગતમાં વૃદ્ધ પુરૂષોમાં શ્રેષ્ઠ શ્રીકૃષ્ણની પૂજાનું એ અપમાન કરે છે પણ યુદ્ધ કરનાર પુરૂષોમાં શ્રેષ્ઠ એવો ક્ષત્રિય, યુદ્ધમાં બીજા ક્ષત્રિયોને જીતી તેમને વશ કરે, તે તેમનો ગુરૂ કહેવાય છે. તે પ્રમાણે આ સર્વ રાજાઓમાંથી, યુદ્ધને વિષે શ્રીકૃષ્ણના તેજે કરીને નહીં જીતાયેલો એવો એક પણ રાજા હું દેખતો નથી. શ્રીકૃષ્ણ અમારે એકનેજ પૂજવા યોગ્ય નથી, પણ ત્રણે લોકમાં સર્વને પૂજા કરવા યોગ્ય છે. એમણે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ એવા ઘણા ક્ષત્રિયોને જીત્યા છે, ને એમનામાં સર્વ જગત લય થાય છે તેથી અહીં મોટા વૃદ્ધ પુરૂષો બેઠેલા છે, તોપણ અમે શ્રીકૃષ્ણનુંજ પૂજન કરીએ છીએ હે શિશુપાળ ! તું આ પ્રમાણે બોલવા યોગ્ય નથી ને તને શ્રીકૃષ્ણમાં એવી બુદ્ધિ પણ મા થાઓ. હે રાજન ! મેં ઘણા જ્ઞાની પુરૂષોની સેવા કરી છે, ને તેમનાથી શ્રીકૃષ્ણના ગુણ સાંભળ્યા છે. મારી પાસે આવેલા પુરૂષોથી પણ આ વિશેષ બુદ્ધિમાન્ શ્રીકૃષ્ણના જન્મથી પૂતનાવધાદિ કર્મો ઘણાં સાંભળ્યાં છે, માટે હે શિશુ-પાળ ! પૃથ્વીમાં સર્વને સુખ આપનાર અને સત્પુરૂષોથી પૂજા પામેલા શ્રીકૃષ્ણની પૂજા અમે કેવળ મતલબથી અથવા સંબંધને લીધે કરી નથી. વળી અહીં આવેલાઓમાં બાળક હશે તેની પણ અમે પરીક્ષા નથી કરી, એમ તું જાણીશ નહિં સર્વની પરીક્ષા કરી જોઇ છે. અમે ગુણે કરીને જે વૃદ્ધ પુરૂષો છે, તેમને પણ મૂકીને શ્રીકૃષ્ણને પૂજા કરવા યોગ્ય માન્યા, તે તેમનાં યશ શૌર્ય અને વિજય જાણીને, તેમની પૂજા કરી છે. વળી હે શિશુ-પાળ ! બ્રાહ્મણોમાં જ્ઞાની, ક્ષત્રિયોમાં બળવાન, વૈશ્યમાં ધન ધાન્યવાળો અને શૂદ્રમાં સારા કુળમાં જન્મ લેનાર વૃદ્ધ કહેવાય છે, માટે અમે શ્રીકૃષ્ણની પૂજા એ કારણથી કરી છે, તે એ કે, એક તો શ્રીકૃષ્ણ વેદ અને વેદોના અંગોને જાણે છે, બીજું એમનામાં સર્વ કરતાં અધિક બળ છે. મનુષ્યમાં શ્રીકૃષ્ણ વિના બીજો કોણ શ્રેષ્ઠ નથી. એમનામાં ઉદારતા, મહત્તા, શાસ્ત્ર, શ્રવણ, શૌર્ય, લજ્જા, યશ, ઉત્તમ બુદ્ધિ, પ્રજ્ઞા, સમૃદ્ધિ, ધૈર્ય સંતોષ અને બળ,

એ સર્વ ગુણો રહેલા છે. વળી એ સર્વમાં જ્ઞાનવાન, આચાર્ય, પિતા અને ગુરૂ રૂપ છે, માટે અમે એમની પૂજા કરી છે. હે રાજાઓ ! તમે સર્વે ક્ષમા કરવા યોગ્ય છો. શ્રીકૃષ્ણ બ્રાહ્મણ, ગુરૂ, બ્રહ્મચારી, સંન્યાસી તથા રાજારૂપ છે. સર્વ જગતની ઉત્પત્તિ અને લય પણ આ અવિનાશી એવા શ્રીકૃષ્ણથીજ થાય છે, કેમકે, એ સર્વ જગતના કર્ત્તા રૂપ જેનું દેખવામાં આવતું નથી એવા આદિકરણ, અવિનાશી અને સર્વ ભૂત પ્રાણી માત્રથી જુદા છે. વળી પાંચ કર્મેન્દ્રિયો પાંચ જ્ઞાનેંદ્રિયો, અને પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, જરાયુજાદિ ચાર પ્રકારના પ્રાણીઓ, સૂર્ય ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, દિશાઓ, અને અગ્નિહોત્ર જેમાં મુખ્ય છે એવા સર્વ વેદો પણ શ્રીકૃષ્ણમાંજ રહેલા છે. જેમ સર્વ વેદોમાં ગાયત્રિ, મનુષ્યોમાં રાજા, નદીઓમાં સમુદ્ર, નક્ષત્રોમાં ચંદ્ર, તેજસ્વીઓમાં સૂર્ય, પર્વતોમાં મેરૂ અને સર્વ પક્ષિયોમાં ગરૂડ મુખ્ય છે, તેમ દેવતાઓ સહિત આ બ્રહ્માંડમાં શ્રીકૃષ્ણ મુખ્ય છે. તેમને અજ્ઞાની તેવો શિશુપાળ ઓળખતો નથી, તેથી બધે ઠેકાણે આ પ્રમાણે બોલે છે; કારણ કે, જેમ બુદ્ધિમાન્ પુરૂષ શોધ કરેથી ઉત્કૃષ્ટ ધર્મને જાણે છે, તેમ એ જાણતો નથી. બાળક અને વૃદ્ધો સહિત મહાત્મા રાજાઓમાંથી એવો કોણ છે કે જે શ્રીકૃષ્ણને પૂજવા અયોગ્ય માનીને તેમની પૂજા ન કરે ? હવે આ શિશુપાલ, ઘણી મહેનતથી થયેલી પૂજાને જાણીને એ વિષે જેમ એને કરવું યોગ્ય હોય તેમ ભલે કરે.

**अथैव दुष्कृतां पूजां शिशुपालो व्यवस्यति ।**
**दुष्कृतायां यथान्यायं तथाऽयं कर्तुमर्हति ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरणपर्वणि भीष्मवाक्ये गुर्जरभाषायामष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥**



## અધ્યાય ૩૯ મો-શ્રીકૃષ્ણ પૂજનથી રાજાઓ છેડાયા.

**वैशंपायनउवाच एवमुक्त्वा ततो भीष्मो विरराममहाबलः ।**
**व्याजहारोत्तरं तत्र सहदेवोर्थवद्वचः ॥**

વૈશંપાયન કહે છે કે,–એ પ્રમાણે કહીને મહા બળવાન ભીષ્મ નિવૃત્તિ પામ્યા ત્યારે સહદેવે હેતુ સહિત બોલવા માંડયું કે, હે રાજાઓ ! મેં કેશી દૈત્યનો નાશ કરનાર તથા અગણિત પરાક્રમવાળા શ્રીકૃષ્ણની પૂજા કરીને, સર્વ બળવાન પુરૂષોની સમક્ષ, પૂજાને સહન કરતો નથી તેના મસ્તક ઉપર પગ મૂકયા સરખું કર્યું છે, એમ હું કહું છું, તેનો મને તે જો સામો થઇને ઉત્તર આપશે તો હું તેનો નાશ કરીશ, ને અર્ઘ્યે કરીને પૂજા કરવા યોગ્ય જે બુદ્ધિમાન્ આચાર્ય, અને વડીલ પુરૂષો હશે, તેમની પૂજા કરીશ એમ તમે જાણો. વૈશંપાયન કહે છે કે,–હે રાજન ! એ પ્રમાણે સહદેવ ગર્વિષ્ટ અને બળવાન રાજાઓની વચમાં બોલ્યો, તોપણ બુદ્ધિમાન્ રાજાઓમાંથી કોઇ કશું બોલ્યો નહીં. તે સમયે સહદેવના મસ્તક ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ ને કોઇને જાણવામાં ન આવે એમ અંતરિક્ષમાં સાધુ સાધુ બોલાવા માંડયું. સર્વ સંશય ટાળનારા અને સર્વ લોકને જાણનારા નારદ સર્વ મનુષ્યોની વચમાં ખુલ્લી રીતે બોલ્યા કે, કમળ પત્ર સરખાં નેત્રવાળા શ્રીકૃષ્ણની જે કોઇ

પૂજા નથી કરતો, તે જીવતાં પણ મુવા સરખો છે, તેની સાથે કોઇ દિવસે ભાષણ કરવું પણ યોગ્ય નથી. વૈશંપાયન કહે છે કે,–પછી આ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને આ વૈશ્ય છે, એમ જાણનારા સહદેવે, જેઓ પૂજા કરવા યોગ્ય હતા તેમની પૂજા કરીને વિધિ કર્મ સમાપ્ત કર્યું. જ્યારે શ્રીકૃષ્ણની પૂજા થઇ ત્યારે ક્રોધે કરીને તાંબા જેવાં લાલ નેત્રવાળો શત્રુઓને પીડા પમાડનાર સુનીથ નામે રાજા સર્વ રાજાઓને કહેવા લાગ્યો કે, હું, સેનાપતિ થઇને ઉભો છું એમ તમે માનો, ને આવો આપણે સર્વ મળીને યાદવો તથા પાંડવો સાથે યુદ્ધ કરીએ. એ પ્રમાણે સર્વ રાજાઓને ઉશ્કેરીને તેમના સહિત તેણે યુધિષ્ઠિરના યજ્ઞમાં વિઘ્ન કરવાનો વિચાર કર્યો. તે સમયે શિશુપાલ જેમાં મુખ્ય છે એવા સર્વ રાજાઓ ક્રોધ કરવા લાગ્યા; તેથી તેમનો વર્ણ ફરી ગયેલો દેખાતો હતો. તેમણે સૌએ યુધિષ્ઠિરને ચક્રવર્ત્તી થવાનો અભિષેક તથા શ્રીકૃષ્ણનો સત્કાર જેમ ન થાય તેમ કરવાનો નિશ્ચય કર્યો. એ પ્રમાણે નિશ્ચય કરી ક્રોધ પામી, પોતાના બળને નહીં જાણનારા રાજાઓ, તેમના સ્નેહી પુરૂષોએ તેમને વાર્યા છતાં પણ અનેક તરેહનાં વચનો બોલવા લાગ્યા. તે સમયે તેમનાં શરીર, જેમ કોઇ પુરૂષ સિંહ પાસેથી માંસ ઉપાડી લે, ને તેથી ગર્જના કરતા એવા તે સિંહનું સ્વરૂપ શોભે તેમ શોભતાં હતાં. શ્રીકૃષ્ણે, જેનો પાર આવે નહીં ને જે નાશ ન પામે એવો ને રાજાઓરૂપી સમુદ્ર જેવી સેનાનો સમુદાય યુદ્ધ વાસ્તે સંકેત કરતો હતો તે જાણી લીધું.

**तं बलौघमपर्यंतं राजसागरमक्षयं ।**
**कुर्वाणं समयं कृष्णो युद्धाय बुबुधे तदा ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि अर्घाभिहरपर्वणि राजमंत्रणे गुर्जरभाषायामेकोनचत्वारिंशोऽध्यायः ३९ ॥**



## અધ્યાય ૪૦–મો. શિશુપાળવધ પર્વ–યુધિષ્ઠિરનું સાંત્વન.

**वैशंपायनउवाच** **ततः सागरसंकाशं दृष्ट्वा नृपतिमंडलं ।**
**संवर्तवाताभिहतं भीमं क्षुब्धमिवार्णवम् ॥**

વૈશંપાયન કહે છે કે,–પછી મહા તેજસ્વી અને ઇંદ્રની પેઠે શત્રુઓને નાશ કરનાર યુધિષ્ઠિર રાજાએ, તે રાજાઓના મંડળને વંટોળીઆ વાયુથી હણાઇને ભયંકર થયેલા અને ક્ષોભ પામેલા સમુદ્ર જેવું જોઇ બૃહસ્પતિ જેવા, બુદ્ધિમાન્ પુરૂષોમાં મુખ્ય અને કૌરવોના પિતામહ વૃદ્ધ ભીષ્મને કહ્યું કે, હે પિતામહ! આ સમુદ્ર જેવો રાજાઓનો જમાવ ક્રોધથી ચલાયમાન થયો છે, તેથી આપણા યજ્ઞમાં વિઘ્ન ન થાય અને બધી પ્રજાનું કલ્યાણ થાય, એવું જે કંઈ આપણને કરવા યોગ્ય હોય તે કહો. એ પ્રમાણે યુધિષ્ઠિરે પૂછવાથી ભીષ્મે કહ્યું કે, હે કુરૂવંશમાં સિંહરૂપ! આપણે શ્રીકૃષ્ણનો આશ્રય કરીને ઉત્તમ નીતિ પ્રમાણે ચાલ્યા છીયે, માટે તું કંઈ ભય પામ નહિ; કેમકે કૂતરો શું સિંહનો નાશ કરી શકે છે? હે રાજન! જેમ કોઇ સિંહ સુતો હોય ત્યાં આવી કૂતરાઓ એકઠા મળીને ભસે, તેમ આ વૃષ્ણિકુળમાં સિંહરૂપ શાંત થઇને બેઠેલા શ્રીકૃષ્ણની પાસે આ ક્રોધ પામેલા સર્વ રાજાઓ ભસે છે. તેમને અલ્પ પરાક્રમવાળો ચેદી દેશનો રાજા શિશુપાળ યમ લોક પ્રત્યે મોકલવા

સારૂ ઉશ્કેરીને સિંહ સરખા કરે છે, તેથી હે યુધિષ્ઠિર ! શ્રીકૃષ્ણ, હિરણ્યાક્ષ દૈત્યની પેઠે શિશુપાલનો નાશ કરીને તેમાં પોતાના પૂર્વના પાર્ષદ એટલે સેવકનું જે તેજ છે તે લઇ લેવાની ઇચ્છા કરે છે. આ સર્વ રાજાઓ સહિત શિશુપાલની બુદ્ધિનો લોપ થયો છે; કેમકે મનુષ્યોમાં સિંહરૂપ અને ત્રણે લોકમાં સર્વ ભૂત પ્રાણિયોને ઉત્પન્ન તથા લય કરનાર શ્રીકૃષ્ણ જેનો નાશ કરવાની ઇચ્છા કરે છે, તેની ( શિશુપાલની ) બુદ્ધિનો પ્રથમ નાશ થાય છે. વૈશંપાયન કહે છે કે,-હે ભારત ! એવાં ભીષ્મનાં વચન સાંભળી ચેદી દેશનો રાજા શિશુપાલ તેમને કઠોર વાણી સંભળાવવા લાગ્યો.

**इति तस्य वचः श्रुत्वा ततश्चेदिपतिर्नृपः ।**
**भीष्मं रूक्षाक्षरावाचः श्रावयामास भारत ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि युधिष्ठिराश्वासने गुर्जरभाषायां चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥**

## અધ્યાય ૪૧ મો-ભીષ્મને ઉપાલંભ.

**शिशुपाल उवाच** **विभीषिकाभिर्बह्वीभिर्भीषयन्सर्वपार्थिवान् ।**
**नव्यपत्रपसेकस्माद्वृद्धःसन्कुलपांसवः ॥**

શિશુપાલ કહે છે કેઃ-હે ભીષ્મ ! કુરૂકુળમાં કાજળ જેવા તમે વૃદ્ધ થઇને ભય ભરેલાં વાકયે સર્વ રાજાઓને ભય પમાડતાં કેમ શરમાતા નથી ? કાર્યરૂપ પરિણામને પામનાર જે માયા તથા તેમાં જે ચૈતન્ય-પરમાત્માનું પ્રતિબિંબ પડે છે તે પ્રતિબિંબ અને માયાના અધિષ્ઠાન રૂપ જે નિર્વિશેષ વસ્તુ ચૈતન્ય.પરમાત્મા છે તેને વિષે તત્પર એવા તમોએ શું ધર્મથી ઉલટું બોલવું યોગ્ય છે ? તમે સર્વ કૌરવોમાં ઉત્તમ છો, ને જેમ શુકાનવાળા તથા માલમાદિ ખલાસિયો જેમાં છે, એવા મોટા વહાણને બાંધેલું નાનું વહાણ સમુદ્રના પારને પામે, તથા જેમ શરીર અન્નના આધારથી ચાલે, તેમ આ કુરૂકુળમાં ઉત્પન્ન થયેલા સર્વે તમારાજ આધારથી વર્તે છે, પણ તમે કૃષ્ણનાં પૂતનાવધાદિ કર્મ કહીને અમારા મનને તાપ પમાડચો, તેથી હે ભીષ્મ ! એનું વખાણ કરનારા મૂર્ખ એવા જે તમે, તેની જીભના, કપાઇને સો કડકા કેમ થતા નથી ? કારણ કે કૃષ્ણ બાળકોથી તે વૃદ્ધ પુરૂષો લગી નિંદવા લાયક છે, એનું તમે વૃદ્ધ થઇને વખાણ કરવા ઇચ્છો છો, પણ એણે બાળકપણામાં પૂતનાનો નાશ કર્યો તેમાં આશ્ચર્ય જેવું શું છે ? વળી એણે યુદ્ધમાં કુશળ નહીં એવા ઘોડારૂપ કેશી તથા બળદરૂપ વૃષભ દૈત્યનો નાશ કર્યો, અને જડ કાષ્ટનું ગાડું પગની લાતથી ભાગી નાંખ્યું, તેમાં અદ્દભુત જેવું શું કર્યું ? તેમ એણે રાફડા જેવા ગોવર્ધન પર્વતને સાત દિવસ સુધી હાથમાં ધારણ કરી રાખ્યો, તેમાં પણ હું કંઇ આશ્ચર્ય જોતો નથી. એણે ગોવર્ધન પર્વતના શિખર ઉપર રમતાં રમતાં ઘણું અન્ન ખાધું, એમાં આ અહીં આવેલા રાજાઓ સૌ વિસ્મય પામતા હશે, પણ હું કંઈ વિસ્મય પામતો નથી. વળી એણે બળવાન કંસના રાજ્યમાં રહી તેનું અન્ન ખાઇ તેનો નાશ કર્યો, એ પણ કંઇ શાબાશી જેવું નથી. હે કુરૂકુળમાં અધમ ભીષ્મ ! હું અધર્મના જાણનાર એવા તમને જે

વાકય કહેવા ધારૂં છું તે તમે સત્પુરૂષોથી સાંભળ્યાં નહીં હોય. હે ભીષ્મ ! સ્ત્રિયો, ગાયો, બ્રાહ્મણો, અન્ન આપનાર અને જેને પોતાનો કરી માન્યો હોય, તેમના ઉપર શસ્ત્ર ન ચલાવવું એવો ધર્મ સંત પુરૂષો બતાવે છે. સંતપણું આ જગતમાં તમારે વિષે નિષ્ફલ ગયું એમ દેખાય છે. હે કૌરવોમાં દુષ્ટ ભીષ્મ ! તમે અજાણ્યાની પેઠે મારી પાસે કૃષ્ણનું વખાણ કરો છો, તેથી તમારૂં જ્ઞાતાપણું તથા વૃદ્ધપણું વૃથા ગયું. કારણ કે વૃષભ, અશ્વ અને સ્ત્રીને નાશ કરનારો કૃષ્ણ તમારા વાકયથી વખણાય છે, પણ એ વખાણવા યોગ્ય કેમ કહેવાય ? કદાચ કૃષ્ણ તમારા કહેવા પ્રમાણે પૂતનાવધાદિ કર્મ પોતા માટે ખરાં કરી આપશે, પણ એ સર્વ વૃથા છે, અને જેમ કોઇ પૃથ્વી ઉપર પડેલા પક્ષિનું બોલવું સારૂં હોય, પણ તેના ક્રૂર સ્વભાવથી તેનું આચરણ ખરાબ હોય તેમ કથા કહેનારો પુરૂષ સુંદર વાણીથી કથા કહે પણ તેમાં પોતાના ખરાબ સ્વભાવને લીધે ઘણું વધારીને ખોટું બોલે તેને કોઇ "આ તમે ખોટું કેમ બોલો છો ?" એમ કહી શિક્ષા કરતા નથી, પણ ઉલટી તેની પ્રશંસા કરે છે, તેમ હે ભીષ્મ ! તમે પણ તમારા ખરાબ સ્વભાવથી ખોટું બોલો છો, ને પાંડવોનો પણ એવોજ સ્વભાવ કરવા ઇચ્છો છો. સત્પુરૂષોના માર્ગથી ભ્રષ્ટ થએલા તમે ધર્મ તો જાણતા નથી, તો પણ તે જાણવાનું અભિમાન રાખીને પાંડવોને બતાવો છો. હે ભીષ્મ ! તમોએ જે પ્રમાણે કર્યું તે પ્રમાણે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ પુરૂષ પોતાને ધર્મનિષ્ઠ જાણીને કેમ કરે ? વળી હે ભીષ્મ ! ધર્મ જાણવાનો તથા મહા બુદ્ધિમાન્ હોવાનો ગર્વ રાખનારા તમોએ, શાલ્વ રાજાની ઇચ્છા રાખનારી અને ધર્મ જાણનારી અંબાનું હરણ કર્યું હતું અને જ્યારે તે અંબાએ તમારી પ્રાર્થના કરી ત્યારે તમે પોતાનું બ્રહ્મચર્ય મૂકી તેને વિષે કેમ ગમન કર્યું નહીં, જેને વાસ્તે અંબાને તમે હરણ કરી લાવ્યા હતા, તે તમારા ભાઈ વિચિત્રવીર્યે પણ તેને વિષે ગમન કર્યું નહીં. વળી તમારા દેખતાં અંબિકા તથા અંબાલિકાને વિષે બીજા પુરૂષે સંતાન ઉત્પન્ન કર્યાં, માટે હે ભીષ્મ ! તમારામાં શું ધર્મ છે ? તમે તો મોહથી અથવા નપુંસકપણાથી બ્રહ્મચર્ય ધારણ કર્યું છે તે વૃથા છે, એમાં સંશય નહી. હે ભીષ્મ ! તમારા યશની કયાંહિ વૃદ્ધિ થઇ હોય એમ હું દેખાતો નથી, કારણ કે તમોએ વૃદ્ધ પુરૂષોની સેવા કરી નથી, હે ભીષ્મ ! મનુષ્યોને સંતાનથી જેટલું સુખ થાય છે, તેના સોળમા હિસ્સા જેટલું પણ ઇચ્છિત પદાર્થોનું દાન આપેથી, વેદો ભણેથી અથવા ઘણી દક્ષિણાવાળા યજ્ઞો કરેથી પણ થતું નથી. વળી પુત્ર વિનાનો પુરૂષ જે વ્રત ઉપવાસ તથા બીજાં પણ અનેક તરેહનાં સત્કર્મ કરે, તે સૌ નિષ્ફળ જાય છે, માટે હે ખોટા ધર્મમાં વર્તનારા ભીષ્મ ! તમે જેમ એક હંસપક્ષી પોતાની જાતથી મૃત્યુ પામ્યો હતો, તેમ આજ ક્ષત્રિયોથી મૃત્યુ પામો. તે હંસપક્ષીનું વૃત્તાંત પૂર્વે કેટલાક જ્ઞાની પુરૂષોએ કહ્યું છે, જે હું તમને કહું છું—પૂર્વે સમુદ્રના કિનારા ઉપર અવસ્થાએ કરીને વૃદ્ધ, ધર્મનાં વચન કહેનારો, પોતાના બોલવાથી ઉલટ ચાલનારો અને સર્વ પક્ષીઓને શિખામણ આપનારો એક હંસ કહેતો હતો. જે સર્વ પક્ષીઓને નિરંતર રહેતો કે તમે સૌ "ધર્મ પ્રમાણે ચાલજો, અધર્મની રીતે ચાલશો માં" એવાં તેનાં વચન સાંભળી સર્વે હંસપક્ષીઓ ધર્મ પ્રમાણે ચાલતા, ને તેને ખાવાના પદાર્થો લાવી આપતા હતા. અને પોતાની પ્રજા વધવા માટે હંસની પાસે પોતાનાં ઇંડાં મૂકતા, ને તેની તે રક્ષા કરશે એવો ભરોંસો રાખીને, સમુદ્રના જળમાં પ્રવેશ કરી રહેતા હતા. પાપ કર્મ કરનાર તે હંસ તેમનાં ઇંડાં-

ઓનું ભક્ષણ કરી જતો. તે કોઇ હંસના જોવામાં આવ્યાથી તેણે ભય પામી તે વાત બીજા હંસો પાસે કરી. પછી તેમણે પણ તેજ પ્રમાણે જોયું. આ અધર્મ કરનાર છે, એમ માની ક્રોધ યુક્ત થઇને, તેમણે એકઠા થઈ તે હંસનો નાશ કર્યો, માટે હે ભીષ્મ ! જેમ તે સર્વ હંસોએ મળી અધર્મિ હંસનો નાશ કર્યો, તેમ તેનીજ પેઠે વર્તનારા તમને પણ આ ક્રોધ પામેલા સર્વ રાજાઓ નાશ પમાડશે. વળી આ જગતમાં પુરાણ જાણનાર પુરૂષોએ તે હંસને આ પ્રમાણે કહ્યું હતું કે, હે પક્ષી ! તારૂં અંતઃકરણ લોભી છતાં તું ધર્મનાં વચન બોલે છે, પરંતુ આ ઇંડાંનું ભક્ષણ કરવા રૂપી તારૂં કર્મ તારા બોલવાથી વિરૂદ્ધ છે.

अंतरात्मन्यभिहते रोषिपत्ररथाशुचि ।
अंडभक्षणकर्मैतत्तवबाचमतीयते ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि शिशुपालवाक्ये गुर्जरभाषायामेकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

## અધ્યાય ૪૨ મો. ભીમસેન ગુસ્સે થયો.

शिशुपाल उवाच समेवहुमतो राजा जरासंधो महाबलः ।
योऽनेनयुद्धंनेयेष दासोयमिति संयुगे ॥

શિશુપાલ કહે છે કે–હે ભીષ્મ ! મહા બળવાન જરાસંધ રાજા ઘણો વખાણવા લાયક છે, કારણ કે જેણે કૃષ્ણને દાસરૂપ માની એની સાથે યુદ્ધ કર્યું નહીં, પણ આ કૃષ્ણે ભીમ તથા અર્જુન સહિત જરાસંધને મારવા સારૂ જે કર્મ કર્યું, તેને કોણ વખાણે ? એણે બ્રાહ્મણનો વેષ લઇ દરવાજા વગર બીજે ઠેકાણેથી શહેરમાં પ્રવેશ કરી જરાસંધનો મહિમા જોયો; તો પણ તેણે આ કૃષ્ણને બ્રાહ્મણ માની એની પૂજા કરવા સારૂ પાદ્યાદિ અર્ઘ આપવા માંડ્યાં, જે એણે ગ્રહણ કર્યાં નહીં, વળી તે જરાસંધે કૃષ્ણને ભીમસેન તથા અર્જુન સહિત ભોજન કરવાનું કહ્યું, પણ એણે વૈરભાવથી તેની પણ ના કહી. હે મૂર્ખ ભીષ્મ ! તમે જો કૃષ્ણને જગતના કર્તા માનતા હો તો એણે બ્રાહ્મણનો વેષ લઇને બ્રાહ્મણનો ધર્મ કેમ પાળ્યો નહીં ? માટે હે ભીષ્મ ! તમોએ સત્પુરૂષોના માર્ગથી ભ્રષ્ટ કરેલા પાંડવો તમારાં વચનનેજ શ્રેષ્ઠ માને છે, એ મને આશ્ચર્ય લાગે છે ! જેઓને સર્વ ધર્મ બતાવનાર તમે છો, તો તમારાં વચન તેઓ શ્રેષ્ઠ કરી માને એમાં આશ્ચર્ય નથી. વૈશંપાયન કહે છે કે–એવાં શિશુપાલનાં વિવેક વગરનાં કઠોર વચન સાંભળી મહા પ્રતાપી અને બળવાન પુરૂષોમાં શ્રેષ્ઠ ભીમસેન ક્રોધ પામ્યો. તેનાં કમળ સરખાં નેત્ર હતાં તે બિંબફળ જેવાં લાલ થઈ ગયાં ને તેણે પોતાની ભૃકુટિ ચઢાવી અને દાંતે ઓઠ દાબ્યા, તેથી તેનું મુખ પ્રલય સમયમાં સર્વનો નાશ કરવા ઇચ્છનારા કાળ જેવું દેખાવા લાગ્યું અને તે સર્વ રાજાઓના જોવામાં આવ્યું. ભીમસેન શિશુપાલને મારવા સારૂ તેની પાસે જવા લાગ્યો ત્યારે મહા સમર્થ અને મોટી ભુજાવાળા ભીષ્મે તેને કાર્તિકસ્વામિની પેઠે પકડી રાખ્યો, ને ઘણાં વચનો કહી શાંત કર્યો. ભીષ્મપિતાનાં વચન માથે ચઢાવી ભીમસેન, જેમ સમુદ્ર, વર્ષાદ નિવૃત થયા પછી કિનારાનું ઉલ્લંઘન કરીને આગળ વધતો નથી,

તેમ આગળ બચ્યો નહી, પરંતુ હે જનાધિપ! જ્યારે ભીમસેન ક્રોધયુક્ત થયો, ત્યારે મહા શૂરવીર શિશુપાલ લગાર પણ કંપ્યા વગર પોતાના પરાક્રમથી ઉભો થયો અને ભીમસેનને વારંવાર પોતાની સામે આવતો જોઇને જેમ સિંહ ક્રોધ પામેલા મૃગને ગણકારે નહીં તેમ તેને જરાએ ગણુગાર્યો નહિ. મહા પ્રતાપી ચેદિ દેશનો રાજા શિશુપાળ હસતાં હસતાં બોલ્યો કે, હે ભીષ્મ! જેમ પતંગીઓ અગ્નિના તેજે કરીને બળી મરે તેમ મારા પરાક્રમથી ભીમસેન નાશ પામે, ને તેને આ સર્વ રાજાઓ જુવે, માટે તમે એને મૂકી દ્યો. શિશુપાલનાં વચન સાંભળી કુરૂકુળમાં ઉત્તમ અને બુદ્ધિમાન પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ભીષ્મ ભીમસેનને આ પ્રમાણે કહેવા લાગ્યા.

**ततश्चेदिपतेर्वाक्यं श्रुत्वा तत्कुरुसत्तमः ।**
**भीमसेनमुवाचेदं भीष्मो मतिमतांवरः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि भीमक्रोधे गुर्जर-भाषायां द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥**



## અધ્યાય ૪૩ મો-શિશુપાળને કોણ મારશે ?

**भीष्मउवाच चेदिराजकुलेजात स्त्र्यक्षएष चतुर्भुजः ।**
**रासभारावसदृशं ररास च ननाद च ॥**

ભીષ્મ કહે છે કે:—હે ભીમસેન ! જ્યારે આ શિશુપાળ ચેદિ દેશના રાજાના કુળમાં ઉત્પન્ન થયો, ત્યારે તેને ત્રણ નેત્ર અને ચાર ભુજાઓ હતી. જન્મીને જ્યારે તેણે ગધેડાની પેઠે શબ્દ કર્યો ત્યારે સંબંધિયો સહિત તેનાં માતાપિતા ત્રાસ પામ્યાં. તેનું સ્વરૂપ જોઇને સ્ત્રી, પ્રધાન અને પુરોહિત સહિત સૌ ચિંતા યુક્ત થયાં ને મૂઢ થયેલા દમઘોષ રાજાએ તેને ત્યાગ કરવાની ઇચ્છા કરી; પરંતુ એટલામાં આકાશવાણી થઇ કે, હે રાજન ! સર્વથી બળે કરીને અધિક એવો આ તમારો પુત્ર છે માટે તમે એની ધ્યાનપૂર્વક રક્ષા કરો. હે નરાધિપ ! તમારા પુત્રની સામે કાળ અથવા યમ પણ આવી શકશે નહીં, ને કદી કાળ આવશે તો તેને એ શસ્ત્રે કરીને નાશ કરશે. આટલું કહીને આકાશવાણી બંધ થઇ, ત્યારે પુત્રપર સ્નેહ હોવાથી તાપ પામીને એની મા બોલી કે, જેણે મારા પુત્ર સંબંધી એવી વાણી કહી તે મહા સમર્થ કોઈ દેવતા અગર કોઈ બીજો હશે, તોપણ હું તેને હાથ જોડીને પગે લાગુ છું ને તેની પાસેથી ફરીથી સાંભળવા ઇચ્છુંછું કે, આ મારા પુત્રનું મૃત્યુ કોનાથી થશે ? ત્યારે ફરીથી આકાશવાણીએ કહ્યું કે, તમારા પુત્રને મનુષ્યો કરતાં બે ભુજાઓ અધિક છે, તે જેના ખોળામાં બેઠેથી ખરી પડશે, તથા જેને જોયાથી એનું ત્રીજું નેત્ર અંદર સમાઈ જશે, તેનાથી એનું મૃત્યું થશે. પછી હે ભીમસેન ! એ પ્રમાણે રાજાને ત્યાં ચાર ભુજા તથા ત્રણ નેત્રવાળો અને ગધેડાની માફક શબ્દ કરનાર પુત્ર મોટો થયો, તે સાંભળી પૃથ્વીપરના સર્વ રાજાઓ તેને જોવા સારૂ ગયા. તેમનો રાજા યથાયોગ્ય પૂજાદિવડે સત્કાર કરતો, ને તે એક એક રાજાના ખોળામાં પોતાના પુત્રને બેસાડી જોતો. એ પ્રમાણે તેણે પોતાના બાળકને હજારો રાજાઓના ખોળામાં બેસાડી જોયો, પણ તેની વધારાની

બે ભુજાઓ તથા ત્રીજા નેત્ર વિષે આકાશવાણીના કહેવા પ્રમાણે થયું નહીં. પછી એ વાત દ્વારકાંપુરી ગઇ. મહા બળવાન બળદેવજી તથા શ્રીકૃષ્ણ, પોતાની ફોઇ દમઘોષ રાજાની સ્ત્રીને મળવા સારૂ તેને ઘેર આવી રાજાને તથા તેને પગે લાગ્યા, ને તેમને સેના તથા ભંડારની વૃદ્ધિ અને આરોગ્યના સમાચાર પૂછી બેઠા. શિશુપાલની માએ પ્રીતિથી બળદેવજી તથા શ્રીકૃષ્ણનો ઘણો સત્કાર કર્યો, ને પોતાના પુત્રને શ્રીકૃષ્ણના ખોળામાં બેસાડ્યો કે તેજ સમયે તેની બે ભુજાઓ ખરી પડી, તથા લલાટમાં રહેલું ત્રીજું નેત્ર અંદર સમાઇ ગયું. તે જોઇ ખેદ તથા ભય પામીને શિશુપાળની માએ શ્રીકૃષ્ણને કહ્યું કે, હે મહાબાહો! હે શ્રીકૃષ્ણ! તમે દુઃખી મનુષ્યોને ધીરજ આપનારા અને ભય પામેલાઓને અભય આપનારા છો, માટે ભયે કરીને પીડા પામેલી હું, તેને એક વરદાન આપો. એવું સાંભળી શ્રીકૃષ્ણે તેને કહ્યું કે, હે ધર્મ જાણનાર દેવિ! તમે કાંઇ ખેદ કરશો માં, કારણ કે તમને મારાથી કંઇ ભય થવાનો નથી. તમે મારા પિતાનાં બહેન થાઓ છો, માટે નહીં આપી શકાય એમ હશે, તો પણ હું તમને એક વરદાન આપીશ, માટે તમારી શું ઇચ્છા છે તે કહો? શ્રીકૃષ્ણનાં વચન સાંભળીને તે બોલી કે, હે મહા બળવાન! યદુકુળમાં સિંહરૂપ શ્રીકૃષ્ણ! તમારે મારા પુત્ર શિશુપાળના અપરાધ ક્ષમા કરવા, એવું હું વરદાન માગું છું. શ્રીકૃષ્ણે કહ્યું કે, હે ફોઇ! આ તમારો પુત્ર મારા સો અપરાધ કરશે ત્યાં સુધી હું ક્ષમા કરીશ, માટે તમે તમારા મનમાં કંઇ ભય રાખતાં નહિ. આમ કહી વળી બોલ્યા કે, ગર્વિષ્ટ થયેલો આ પાપરૂપ અને મંદ બુદ્ધિવાળો શિશુપાળ તને અમસ્તોજ બોલાવે છે.

एव मे नृपः पापः शिशुपालः समंदधीः ।
त्वांसमाह्वयते वीर गोविंद वरदर्पितः ॥

**इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि शिशुपालवृत्तांतकथने गुर्जरभाषायां त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥**



## અધ્યાય ૪૪ મો–'મા સાહસ' કહેનારનું ભયંકર સાહસ.

भीष्मउवाच नैषाचेदिपतेर्बुद्धि र्ययात्वाह्वयतेऽच्युतं ।
नूनमेष जगद्भर्त्तुः कृष्णस्यैव विनिश्चयः ॥

ભીષ્મ કહે છે કે–હે ભીમસેન! શિશુપાળ જે બુદ્ધિએ કરીને શ્રીકૃષ્ણ પ્રત્યે બોલે છે, તે એની પોતાની બુદ્ધિ નથી, કેમકે જગતનું પોષણ કરનાર શ્રીકૃષ્ણનીજ ઇચ્છા છે, વળી હે ભીમસેન! કાળે જેને ઘેર્યો છે એવો આ પોતાના કુળમાં કજ્જલરૂપ શિશુપાળ જેમ મારી નિંદા કરે છે, તેમ કરવાને પૃથ્વીમાં બીજો કોણ સમર્થ છે? કારણ કે આ શિશુપાળ ભગવાનના તેજનો અંશ છે, જે તેજ શ્રીકૃષ્ણ પાછું લઇ લેવા ઇચ્છે છે; ને જે તેજને લીધેજ શિશુપાળ આપણને ગણકાર્યા વગર પોતાની મરજી પ્રમાણે મર્યાદા મૂકીને બોલે છે. વૈશંપાયન કહે છે કે ભીષ્મનાં વચન સાંભળી ક્રોધ પામીને શિશુપાળે કહ્યું કે, હે ભીષ્મ! તમે આ કૃષ્ણનો મહિમા બંદિજનની પેઠે ગાઓ છો, તે એના અમારા જેવા શત્રુઓનો ગાઓ, ને જો તમને કોઇ બીજાની પ્રશંસા કરવાની મરજી હોય તો આ કૃષ્ણને

મૂકીને બીજા કોઇ રાજાની પ્રશંશા કરો. જુઓ આ જેણે જન્મ લઇને પૃથ્વીને ભેદ પમાડી છે એવો સર્વ રાજાઓમાં ઉત્તમ દરદ નામે મોટો રાજા છે. વળી આ ઇંદ્ર સમાન બળવાન અને મોટા ધનુષની પ્રત્યંચા ખેંચનાર અંગદેશનો રાજા કર્ણ છે; જેનાં બે દિવ્ય કુંડળો તથા પ્રકાશમાન કવચ સૂર્યે નિર્માણ કરેલાં છે, જેણે યુદ્ધમાં દુઃખે કરીને પણ ન જીતાય એવા જરાસંધને બહુ યુદ્ધથી જીતીને, તેના શરીરને ભેદ પમાડ્યા સરખું કર્યું હતું, તેનાં વખાણ કરો. દ્રોણાચાર્ય તથા અશ્વત્થામા પણ અહિં છે, જે બેમાંથી એક પણ ક્રોધ પામે તો આ સ્થાવર જંગમ આખી પૃથ્વીનો નાશ કરી શકે; કારણ યુદ્ધમાં હું તેમની બરોબર કોઈ રાજાને દેખતો નથી. પણ હે ભીષ્મ ! તમે તેમની પણ સ્તુતિ કરવા ઇચ્છતા નથી. વળી આખી પૃથ્વીમાં જેના બરોબર બીજો કોઈ નથી એવો અને સર્વ રાજાઓમાં મુખ્ય આ દુર્યોધન, અસ્ત્રવિદ્યામાં જેણે શ્રમ કર્યો છે એવો દ્દઢ પરાક્રમી જયદ્રથ, જગતમાં પ્રસિદ્ધ પરાક્રમવાળો કિન્નરોનો રાજા મહા શૂરવીર દ્રુમ, શરદ્વાનના પુત્ર કૃપાચાર્ય, ધનુષ ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ રુકિમન, મહાપરાક્રમી ભીષ્મક, પૃથ્વીનો પતિ દંતવક્ત્ર, ભગદત્ત, યૂપકેતુ, જયત્સેન, જરાસંધનો પુત્ર સહદેવ, વિરાટ, દ્રુપદ, મહા બળવાન શકુનિ, વિંદ, અનુવિંદ, પાંડ્ય, શ્વેતરાજા, મહા ભાગ્યવાન શંખ, મહા ગર્વિષ્ટ વૃષસેન મહા પરાક્રમી એકલવ્ય અને મહારથિ કાલિંગ, એ બધા રાજાઓને અવગણી તમે આ કૃષ્ણનું કેમ વખાણ કરો છો ? એ ઉપરાંત પણ તમારી બીજા કોઈની સ્તુત કરવાની મરજી હોય તો આ શલ્યાદિ રાજાઓ છે તેમની સ્તુતિ કેમ કરતા નથી ? હે ભીષ્મ ! તમે કોઇ દિવસે ધર્મનાં વચન બોલનારા વિદ્વાન્ પુરૂષોનાં વાક્ય સાંભળ્યાં નથી, તો હું તમને સમજાવવા કેમ સમર્થ થાઉં ? કારણ કે જેણે વિદ્વાન્ પુરૂષોનો આશ્રય કર્યો નથી, તે પુરૂષને પોતાની નિંદા અને સ્તુતિ સાંભળવામાં તથા પારકી નિંદા અને સ્તુતિ કરવામાં પ્રીતિ હોય છે. હે ભીષ્મ ! સ્તુતિ કરવા લાયક નહીં એવા આ કૃષ્ણની તમે મોહથી અથવા ભક્તિથી સ્તુતિ કરો છો, પણ તે કોઇ સ્વીકારશે નહીં. વળી કંસની ગાયોનું પાલન કરનાર અને દુષ્ટ અંતઃકરણવાળા આ કૃષ્ણને તમે બ્રહ્મરૂપ માનીને એને વિષે સર્વ જગત્ લય થાય છે, એમ કેમ કહો છો ? પણ હે ભીષ્મ ! મેં તમને હમણાંજ કહ્યું છે, કે પૃથ્વી ઉપર પડેલા કોઈ પક્ષિની પેઠે તમારૂં બોલવું તમારા સ્વભાવ પ્રમાણે નથી. તે એ રીતે કે પૂર્વે હિમાદ્રિ પર્વતની ગુફામાં રહેનારી કોઇ જાતની પક્ષિણીનું બોલવું "મા સાહસ" એટલે સાહસ કર્મ ન કરશો" એવું હતું, પણ તે પોતે સિંહના મોઢા પાસે જઇ પૃથ્વી ઉપર પડતી, ને જ્યારે સિંહ મોઢું ઉઘાડતો ત્યારે તેણે ખાધેલું માંસ જે તેની દાઢોમાં ચોંટી રહ્યું હોય તે લઇને ખાઈ જતી હતી, ને તેથીજ જીવતી હતી. એ પ્રમાણે તે પોતે સાહસ કર્મ કરતી, પણ તેને પોતાના સ્વભાવથી જાણતી ન હતી; તેમ હે અધર્મિભીષ્મ ! તમે પણ સદા ધર્મનાં વચન બોલો છો, પણ તેથી ઉલટું કરો છો. આ જગતમાં દ્વેષ ઉત્પન્ન થાય એવાં કર્મ કરનારો તમારા જેવો બીજો કોઇ નથી, તો પણ તમે આ સર્વ રાજાઓની કૃપાથી જીવો છો ? વૈશંપાયન કહે છે કે—હે જનમેજય ! શિશુપાળનાં અપ્રિય વચન સાંભળી ક્રોધ પામેલા ભીષ્મ તે સાંભળે તેમ બોલ્યા કે, આ શિશુપાળના કહેવા પ્રમાણે હું આ સર્વ રાજાઓની કૃપાથી જીવું છું ! પણ હું તો આને તૃણ બરોબર પણ ગણકારતો નથી. એવાં ભીષ્મનાં વચન સાંભળી સર્વ રાજાઓએ મોટા શબ્દ કર્યા. તેમાં કેટ-

લોક હસવા લાગ્યા, કેટલાક ભીષ્મની નિંદા કરવા લાગ્યા, ને કેટલાક કહેવા લાગ્યા કે આ પાપરૂપ આપણી નિંદા કરનારા અને અવસ્થાએ કરીને વૃદ્ધ ભીષ્મને હવે આપણે ક્ષમા કરવી યોગ્ય નથી. હે રાજાઓ ! ક્રોધ પામેલા આપણે સર્વ મળીને આ દુષ્ટ મતિવાળા ભીષ્મને પશુની પેઠે નાશ કરીએ, વા અગ્નિમાં નાખીને બાળી દઇએ. એ પ્રમાણે તે રાજાઓનાં વચન સાંભળીને મહા બુદ્ધિમાન અને કુરૂકુળના પિતામહ ભીષ્મે તે બધાઓને કહ્યું કે, હે રાજાઓ ! જે પ્રમાણે તમે બોલો છો તે પ્રમાણે કરીને તમે પોતાનાં વાકયની સાર્થકતા કરો, એમ હું દેખાતો નથી માટે હું તમને કહું તે સાંભળો. આ મેં તમારા સર્વના મસ્તક ઉપર પગ મૂકયા સરખું કર્યું છે, માટે તમે મને પશુની પેઠે નાશ કરો, વા અગ્નિમાં નાંખીને બાળીં નાંખો પણ અમે જેની પ્રથમ પૂજા કરી છે એવા આ શ્રીકૃષ્ણ અહીં બેઠા છે, માટે જેની બુદ્ધિ મરવા સારૂ ઉતાવળ કરતી હોય તે યુદ્ધમાં ચક્ર અને ગદા ધારણ કરનાર માધવને બોલાવે, ને મૃત્યુ પામીને એ યાદવરૂપ શ્રીકૃષ્ણના શરીરમાં પ્રવેશ કરે.

कृष्णमाह्वयतामद्य युद्धे चक्रगदाधरं ।
यादवस्यैव देवस्य देहं विशतुपातित: ॥

इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि भीष्मवाक्ये गुर्जरभाषायां चतुश्चत्वारिंशोऽध्याय: ॥ ४४ ॥



## અધ્યાય ૪૫ મો. શિશુપાળનો વધ.

वैशंपायन उवाच तत श्रुत्वैव भीष्मस्य चेदिराडुरुविक्रम: ।
युयुत्सुर्वासुदेवेन वासुदेवमुवाच ह ॥

વૈશંપાયન કહે છે કે–ભીષ્મનાં વચન સાંભળીને ચેદિ દેશનો રાજા ઘણા પરાક્રમવાળો શિશુપાળ, શ્રીકૃષ્ણ સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી તેમને કહેવા લાગ્યો કે, હે કૃષ્ણ ! હું તમને મારી સાથે યુદ્ધ કરવા સારૂ બોલાવું છું. આજે હું પાંડવો સહિત તમારો નાશ કરીશ; કારણ કે તેમણે સર્વ રાજાઓને મૂકી તમારી પૂજા કરી, તેથી તમે શોભો છો. વળી ચાકર જેવા રાજ્ય વગરના દુષ્ટ મતિવાળા અને પૂજા પામવાને અયોગ્ય એવા તમારી જે કોઇ અજ્ઞાનપણાથી પૂજા કરે તેને પણ નાશ કરવા, એવી મારી ઇચ્છા છે. એ પ્રમાણે કહીને રાજાઓમાં સિંહરૂપ અને ક્રોધ પામેલો શિશુપાળ ગર્જના કરીને ઉભો થયો. મહા પરાક્રમી શ્રીકૃષ્ણે તે સાંભળે તેમ સર્વ રાજાઓને કહ્યું કે, હે રાજાઓ ! આ મારી ફોઇનો પુત્ર નિર્લજ એવો શિશુપાળ અમારો યાદવોનો પરમ શત્રુ છે; કારણ કે નિર્લજ કર્મ કરનારા શિશુપાળે, અમે જ્યારે પ્રાગજ્યોતિષપુર પ્રત્યે ગયા ત્યારે છુપાછુપ દ્વારકાં આવી તેને બાળી દીધી હતી; રૈવર્તક પર્વત ઉપર ક્રીડા કરતા યાદવોને મારી બાંધીને એ પોતાના પુર પ્રત્યે લઇ ગયો હતો, વળી એ પાપીએ અમારા પિતાના યજ્ઞમાં વિઘ્ન કરવા સારૂ, રક્ષક પુરૂષો સહિત અશ્વમેધના ઘોડાને બાંધ્યો હતો, તેમજ બીજા પુરૂષની ઇચ્છા નહી કરનારી બભ્રૂ નામના યાદવની સ્ત્રી, જ્યારે હસ્તિનાપુરથી દ્વારકાં જતી હતી ત્યારે સૌવીર-

દેશમાં આવતાં તેના ઉપર મોહ પામી આ શિશુપાળ તેનું હરણ કરી ગયો હતો. વળી એ લાજ વગરનાએ કારૂષ દેશના રાજા વાસ્તે કપટથી તેના સરખો વેશ લઇને, વિશાપુરીના રાજાની કન્યા ભદ્રાનું પણ હરણ કર્યું હતું. હે રાજાઓ ! એ ઉપરાંત શિશુપાળે અમને છૂપી રીતે ઘણાં દુ:ખો દીધાં છે, જે સર્વે મેં એની માતા મારી ફોઇ હોવાને લીધે સહન કર્યા. પણ આ હમણાં તો એણે તમો સર્વ રાજાઓની સાનિધ્ય મારી નિંદા કરવાનો અપરાધ કર્યો છે, માટે હું એ વાંકમાં આવેલા અને રાજાઓની સભામાં નાશ કરવા લાયક શિશુપાલનો અપરાધ ક્ષમા કરવા સમર્થ નથી. વળી હમણાં જેને મરવાની ઇચ્છા છે, એવા આ મૂર્ખ શિશુપાલે પુર્વે પોતાનો વિવાહ કરવા સારૂ રૂકિમણીની માગણી કરી હતી પણ રૂકિમણી જેમ શૂદ્રને વેદની શ્રુતિ ન મળે તેમ તેને મળી નહી. વૈશંપાયન કહેછે કે શ્રીકૃષ્ણનાં આવાં કઠણ વાકયો સાંભળીને સર્વે રાજાઓ શિશુપાલની નિંદા કરવા લાગ્યા, ને મહા પ્રતાપી શિશુપાળ તો હસીને મોટા શબ્દથી કહેવા લાગ્યો કે, હે કૃષ્ણ ! વાકયદાનથી પ્રથમ મને મળેલી રૂકિમણી સંબંધી આ રાજાઓની સભામાં વાત કરતાં તમે કેમ લજ્જાતા નથી ? કારણ તમારી પેઠે સભામાં આડી વાતો કોણ બોલે ? હે કૃષ્ણ ! તમે મારી મા પાસે જે વાકયો કહ્યાં છે, તે પ્રમાણે ચાલીને કદી મારો અપરાધ ક્ષમા કરી પ્રસન્ન થશો, અથવા નહીં ક્ષમા કરીને ક્રોધ પામશો, તો તેથી મને શું થનાર છે ? વૈશંપાયન કહે છે કે–હે રાજન ! એ પ્રમાણે શિશુપાળનું બોલવું સાંભળીને મધુ દૈત્યને મારનાર શ્રીકૃષ્ણે, તેજ સમય પોતાના મનમાં દૈત્યના સમુદાયનો નાશ કરનાર ચક્રને યાદ કર્યું, કે તેજ વખતે તે ત્યાં આવી તેમને પ્રાપ્ત થયું. તેને હાથમાં લઇ બોલવામાં ચતુર એવા શ્રીકૃષ્ણ મોટા શબ્દથી બોલ્યા કે, હે રાજાઓ ! પૂર્વે આ શિશુપાળની માના માગવાથી મેં તેના પુત્રના સો અપરાધ ક્ષમા કરવાનું વરદાન આપ્યું હતું, તેથી શિશુપાળના આજ સુધીમાં થયેલા સર્વ અપરાધ ક્ષમા કર્યા છે. પણ હવે તે સો અપરાધ પૂરા થવાથી હું તમો સર્વ રાજાઓના દેખતાં આ શિશુપાળનો વધ કરૂંછું. હે જનમેજય ! એવી વાણી કહી શત્રુઓનો નાશ કરનાર ક્રોધ પામેલા શ્રીકૃષ્ણે ચક્રે કરીને શિશુપાળનું મસ્તક કાપી નાંખ્યું, કે તેજ સમયે મહાબાહુ શિશુપાળ મૃત્યુ પામીને, વજ્રે કરી કાપી નાંખેલી પાંખવાળો પર્વત પડે તેમ પૃથ્વી ઉપર પડયો; ને તેના શરીરમાંથી નીકળેલા સૂર્ય સરખા પ્રકાશમાન તેજે, શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને તેમના સ્વરૂપમાં પ્રવેશ કરયો. તે જોઇને સર્વ રાજાઓને આશ્ચર્ય જેવું લાગ્યું. એ પ્રમાણે જ્યારે શ્રીકૃષ્ણે શિશુપાળનો વધ કરયો, ત્યારે વાદળાં વગર વર્ષાદ વર્ષવા લાગ્યો, આકાશમાંથી પ્રકાશિત વિજળી પડી, તેથી પૃથ્વી પણ કંપાયમાન થઇ. તે સમયે કેટલાક રાજાઓ શ્રીકૃષ્ણને જોઇ કંઈ બોલ્યા નહીં, કેટલાક ક્રોધ પામીને પોતાના હાથ મસળવા લાગ્યા, કેટલાક ક્રોધથી મૂર્છિત જેવા થઇને દાંતે કરી હોઠ દાબવા લાગ્યા, કેટલાક માંહોમાંહે શ્રીકૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા, તથા કેટલાક શિશુપાલના મૃત્યુથી હર્ષ-અથવા ખેદ કંઇ પણ નહીં પામતા મધ્યસ્થ જેવા થઇ બેસી રહ્યા. તે વખતે શ્રીકૃષ્ણનું પરાક્રમ જોઇને કેટલાક મહાન્ ઋષિઓ તથા મહા બળવાન રાજાઓ, શ્રીકૃષ્ણની સ્તુતિ કરતા કરતા તેમની પાસે આવી તેમનાં વખાણ કરવા લાગ્યા. હે જનમેજય ! તે પછી યુધિષ્ઠિર રાજાએ પોતાના ભાઇઓને કહ્યું કે, મહા શૂરવીર દમઘોષ રાજાના પુત્ર શિશુપાલને હવે અગ્નિસંસ્કાર કરો. યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમસેનાદિકે શિશુપાળને અગ્નિસંસ્કારાદિક કર્યા. પછી સર્વ રાજાઓ સાથે મળી યુધિષ્ઠિરે શિશુ-

પાળના પુત્રને ચેદિ દેશના રાજ્યનો અભિષેક કર્યો. હે રાજન ! ધર્મરાજ યુધિષ્ઠિરે આનંદ રૂપ જેનો પ્રારંભ હતો, શિશુપાળાદિ વિઘ્ન જેનાં નિવૃત્ત થયાં હતાં, તથા અન્નાદિ ભક્ષ્ય તથા ભોજ્યાદિ પદાર્થો જેમાં ઘણાં વપરાયાં હતાં, એવા ઘણી સમૃદ્ધિવાળા, અને પ્રારંભથી તે સમાપ્તિ પર્યંત શાર્ઙ્ગધનુષ ચક્ર તથા ગદાને ધારણ કરનાર શ્રીકૃષ્ણથી રક્ષાએલા યજ્ઞની સમાપ્તિ કરીને અવભ્રથ સ્નાન કર્યું. સર્વ રાજાઓએ તેમની પાસે આવીને કહ્યું કે, હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થયેલા યુધિષ્ઠિર ! તમોએ ચક્રવર્ત્તીપણું પામી મોટાઇ મેળવીને અજમીઢ વંશીઓનો યશ વધાર્યો એ ઘણું સારૂં કર્યું. આ યજ્ઞરૂપી કર્મે કરીને ધર્મ પણ કર્યું, માટે હવે અમે અમારા દેશ પ્રત્યે જવાની રજા માગીએ છીએ. તમે આપવા ને પૂજવા યોગ્ય છો. તેમનાં વચન સાંભળી ધર્મરાજ યુધિષ્ઠિરે તેમની યથાયોગ્ય પૂજા કરીને પોતાના ભાઇઓને કહ્યું કે, આ સર્વ રાજાઓ પ્રીતથી આપણે ત્યાં આવ્યા હતા, તે હવે મારી રજા લઇને પોતાના દેશો પ્રત્યે જાય છે, તેમને તમે ઇંદ્રપ્રસ્થની સીમા સુધી મૂકવા જાઓ. ધર્મમાં વર્ત્તનારા ભીમસેનાદિ યુધિષ્ઠિરના કહેવા પ્રમાણે એક એક રાજાને મૂકવા સારૂ ગયા. તેમાં વિરાટ રાજાને મહા પ્રતાપી ધૃષ્ટદ્યુમ્ન, મહારથિ યજ્ઞસેન રાજાને અર્જુન, ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રને ભીમસેન, અશ્વત્થામા સહિત દ્રોણાચાર્યને સહદેવ, પુત્ર સહિત સુબલ રાજાને નકુળ, પર્વતોના રાજાઓને દ્રૌપદીના તથા સુભદ્રાના પુત્રો અને બીજા પણ સર્વ ક્ષત્રિયોને પાંડવો મૂકવા ગયા. એ પ્રમાણે સર્વ રાજાઓ તથા બ્રાહ્મણો ગયા પછી મહાપ્રતાપી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, હે કુરૂકુળમાં ઉત્પન્ન થએલા યુધિષ્ઠિર ! તમે રાજસૂય યજ્ઞની સમાપ્તિ કરી એ ઘણું સારૂં થયું. હવે હું પણ દ્વારકાં જવાની રજા લઉં છું, યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યું કે, હે ગોવિંદ ! તમારી કૃપાથી આ યજ્ઞ પૂર્ણ થયો છે, ને સર્વ રાજાઓ પણ મને વશ થઇ અનેક તરેહની ભેટો આપી ગયા છે, માટે હે નિષ્પાપ ! તમોને જવાની રજા આપવા માટે મારી વાણી કેમ ચાલે ? હે શૂરવીર ! તમારે તો અવશ્ય દ્વારકાં પ્રત્યે જવું છે, પણ મને તમારા વગર ક્યાંહિં સુખ મળશે નહીં. એ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યું તેથી પ્રસન્ન થઇને ધર્માત્મા શ્રીકૃષ્ણે, યુધિષ્ઠિર સહિત કુંતી પાસે જઇને કહ્યું કે, હે ફોઇ ! તમારા સર્વ પુત્રો ચક્રવર્તી થયા, તેમને યજ્ઞ કરવાની ઇચ્છા હતી તે સિદ્ધ થઇ, અને તેઓ ઘણા દ્રવ્યવાન થયા માટે તમે હવે ખુશીમાં રહો અને મને દ્વારકાં જવાની રજા આપો. શ્રીકૃષ્ણે સુભદ્રા તથા દ્રૌપદીને અનેક તરેહનાં વાક્યોથી પ્રસન્ન કરીને સ્નાનાદિ ક્રિયા કરી. પછી બ્રાહ્મણોને બોલાવી તેઓ પાસે સ્વસ્તિવાચન કરાવીને શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર સહિત ઘરમાંથી બહાર નીકળ્યા. તે સમયે મહાબાહુ દારૂક, વાદળા જેવો મોટો સુંદર રથ જોડીને લાવ્યો. શ્રીકૃષ્ણ, ગરૂડનું ચિન્હ જેમાં હતું એવી ધ્વજાવાળા રથને જોઇ તેની જમણી બાજુએ આવી, તેમાં બેસીને દ્વારકાં જવા સારૂ રવાના થયા. તેમને પોતાના ભાઇઓ સહિત યુધિષ્ઠિર રાજા પગે ચાલીને ઇંદ્રપ્રસ્થની સીમા સુધી વળાવાને ગયા. પછી શ્રીકૃષ્ણ પોતાનો રથ બે ઘડીવાર ઉભો રાખી યુધિષ્ઠિરને કહેવા લાગ્યા કે, હે પૃથ્વીપતિ યુધિષ્ઠિર ! તમે નિરંતર સાવધાન થઇને તમારી પ્રજાનું, જેમ મેઘ સર્વ ભૂત પ્રાણીઓનું તથા બાલણો મોટા વૃક્ષોનું પાલન કરે તેમ પાલન કરો, ને જેમ સર્વ દેવતાઓ ઇંદ્રના આશ્રયથી જીવે છે તેમ તમારા ભાઇઓ તમારા આશ્રયથી જીવો. એ પ્રમાણે બીજી પણ અનેક તરેહની વાતો કરી શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર એક બીજાની રજા લઇને છૂટા પડયા. પાંડવો પોતાના

ગૃહ પ્રત્યે આવ્યા, ને શ્રીકૃષ્ણ દ્વારકાં ગયા. હવે મનુષ્યોમાં શ્રેષ્ઠ દુર્યોધન રાજા અને સુબલ રાજાનો પુત્ર શકુનિ, એ બે જણ તે દિવ્ય સભામાં રહ્યા હતા, તે તરફ જોઇએ.

**एको दुर्योधनो राजा शकुनिश्चापि सौबल: ।**
**तस्यां सभायां दिव्यायामूषतुस्तौ नरर्षभौ ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि शिशुपालवधपर्वणि शिशुपालवधे गुर्जरभाषायां पंचचत्वारिंशोऽध्याय: ॥ ४५ ॥**

## અધ્યાય ૪૬ મો. દ્યૂતપર્વ—મહાયુદ્ધની આગાહી.

**वैशंपायन उवाच समाप्ते राजसूये तु क्रतुश्रेष्ठे सुदुर्लभे ।**
**शिष्यै: परिवृतो व्यास: पुरस्तात्समपद्यत ॥**

વૈશંપાયન કહે છે કે—હવે નિરંતર દુર્લભ એવો સર્વ યજ્ઞમાં શ્રેષ્ઠ રાજસૂય યજ્ઞ સમાપ્ત થયો ત્યારે શિષ્યોથી પરિવૃત્ત વ્યાસ યુધિષ્ઠિર પાસે આવ્યા. ભાઇઓએ સહિત યુધિષ્ઠિર રાજાએ તેમને સુવર્ણનું આસન આપીને પૂજા કરી. પછી વ્યાસજીએ તેમને બેસવાની આજ્ઞા આપી ત્યારે ભાઇઓથી પરિવૃત્ત યુધિષ્ઠિર રાજા આસને બેઠા. મહા સમર્થ વ્યાસજીએ તેમને કહ્યું કે, હે કુંતીના પુત્ર ! તમોએ આ રાજસૂય યજ્ઞ કરીને મોટાઇ મેળવી અને કુરૂકુળનો યશ વધાર્યો એ સારૂં કર્યું. હવે હે પૃથ્વીપતિ ! તમારાથી પૂજાયેલો હું તમારી પાસેથી જવાની રજા માગું છું. તેમનાં વચન સાંભળી પગે લાગીને યુધિષ્ઠિરે કહ્યું કે, હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! મને એક સંશય ઉત્પન્ન થયો છે તે નિવૃત્ત કરનાર તમારા વિના બીજો કોઇ નથી. હું તમોને પૂછું છું કે, પૂર્વે નારદે આકાશમાંથી વજ્રપાત થવાના, અંતરિક્ષમાં ધૂમકેતુ દેખાવાના, અને પૃથ્વી કંપવાના ઉત્પાત કહ્યા હતા, તે જ્યારે શિશુપાળ મૃત્યુ પામ્યો ત્યારે થયા. પણ તેનું કંઇ ફળ થયું નહીં, તેનું કારણ શું તે મને કહો ? વૈશંપાયન કહે છે કે, યુધિષ્ઠિરનાં વચન સાંભળી પરાશરના પુત્ર વ્યાસજીએ કહ્યું કે, હે રાજન ! તેર વર્ષ પછી તમારે નિમિત્ત એકઠા થયેલા સર્વ ક્ષત્રિયોનો વિનાશ, દુર્યોધનના અપરાધથી અને ભીમસેન તથા અર્જુનના બળે કરીને થશે. તમોએ કહેલા ઉત્પાતનું તે ફળ જાણવું. એ મારાં વચનમાં વિશ્વાસ આવવા માટે હું કહું છું કે, આજની રાત્રીના અંતમાં તમને સ્વપ્ન આવશે. તેમાં નંદીશ્વર પોઠીઆ ઉપર બેઠેલા મહાદેવજીને, તમે કૈલાસ પર્વત જેવડા મોટા સ્વરૂપવાળા અને યમ રાજાની દક્ષિણ દિશા તરફ જોઇ રહેલા દેખશો. તમે તેથી કંઈ ખેદ પામશો નહિ; કારણ કે, જે ભાવી છે તે કદી ટળવાનું નથી. હવે હે રાજન ! તમારૂં કલ્યાણ થાઓ, ને તમે સાવધન રહીને પૃથ્વીનું પાલણ કરો, હું કૈલાસ પર્વત પ્રત્યે જઇશ. વૈશંપાયન કહે છે કે, એમ કહી શિષ્યો સહિત વ્યાસજી કૈલાસ પર્વત પ્રત્યે ગયા. પછી શોકયુક્ત યુધિષ્ઠિર રાજાએ મોટો નિશ્વાસ મૂકી, વ્યાસજીના કહેવા પ્રમાણે જે અવશ્ય ભાવી હશે તે કદી ટળનારૂં નથી, એમ વિચારી પોતાના ભાઇઓને કહ્યું કે, હે પુરૂષોમાં સિંહરૂપ ભાઇઓ ! મને વ્યાસજીએ જે વાક્યો કહ્યાં તે તમોએ સાંભળ્યાં. હવે મારે નિમિત્ત તેર વર્ષ પછી સર્વ ક્ષત્રિયોનો વિનાશ થવાનો છે, વાસ્તે મેં જ મરવાની મતિ કરી છે, કારણ

કે જ્યારે એમ બને ત્યારે મારે કરવાને શું કરવું? તે સાંભળી અર્જુને કહ્યું કે, હે રાજન્! બુદ્ધિનો નાશ કરે એવો તમે ખેદ કરો માં, પણ જે ઉપાય કરવો ઘટે તે વિચાર કરીને આરંભો. વ્યાસજીના વાક્યનો વિચાર કરી યુધિષ્ઠિર બોલ્યા કે, હે ભાઇઓ! તમારૂં કલ્યાણ થાઓ, ને હું જે પ્રતિજ્ઞા લઉંછું તે સાંભળો. હું કોઇ દિવસ ભાઇઓ અથવા રાજાઓને અપ્રિય વચન બોલીશ નહીં, તેમના કહેવા પ્રમાણે વર્ત્તીશ, ને તેમની પાસે સારાં વાક્યો બોલીને તેમની સાથે મેળાપ રાખીશ. કારણ કે ભેદ રાખવો એજ કલેશનું મૂળ છે. વાસ્તે હું કોઇથી ભેદ રાખીશ નહીં, ને તેથી મારો આલોકમાં અપયશ પણ થશે નહિ. મોટા ભાઇ યુધિષ્ઠિરનાં વચન સાંભળી ભીમસેનાદિ ભાઇઓએ પણ યુધિષ્ઠિરના શ્રેયમાં પ્રીતિ રાખી તેમના કહેવા પ્રમાણે વર્ત્તવાનો નિશ્ચય કર્યો. હે ભરતકુળમાં શ્રેષ્ઠ! એ પ્રમાણે સર્વ રાજાઓ ગયા પછી બંધુઓ સાથે નિશ્ચય કરીને, યુધિષ્ઠિર રાજાએ પ્રધાનાદિકો સહિત પોતાના પુરમાં પ્રવેશ કર્યો.

गतेषु क्षत्रियेंद्रेषु सर्वेषु भरतर्षभ ।
युधिष्ठिरः सहामात्यः प्रविवेश पुरोत्तमम् ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरसमये गुर्जरभाषायां षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥



## અધ્યાય ૪૭ મો–જળસ્થળ ભ્રમથી દુર્યોધનનું ઉપહાસ્ય.

वैशंपायन उवाच वसन्दुर्योधनस्तस्यां सभायां पुरुषर्षभ ।
शनैर्ददर्शतां सर्वां सभां शकुनिना सह ॥

વૈશંપાયન કહે છે–હે પુરૂષોમાં શ્રેષ્ઠ! હવે તે સભામાં રહેલા દુર્યોધને શકુનિ સહિત આખી સભા ધીરે ધીરે જોવા માંડી, તો તેમાં તેણે હસ્તિનાપુરમાં નહીં દીઠેલાં અનેક તરેહનાં ચિત્રો જોયાં. સભામાં દુર્યોધન રાજા સ્ફટિક મણિની જમીન આગળ આવતાં, તેને જળ માનીને પોતાનાં વસ્ત્રો ઉંચાં લઇને ચાલ્યો, પણ ભ્રમ થવાથી જમીન ઉપર પડી જવાયું. લજ્જા પામી ખેદયુક્ત થઇને, નિશ્વાસ મૂકતો મૂકતો નીચું મોં કરી તે આગળ ચાલ્યો. પછી સ્ફાટિકમણિ સરખાં જળ તથા કમળોવાળી એક તલાવડી પાસે આવ્યો, ને તેને સ્થળ માનીને આગળ ચાલતાં તેમાં પડી ગયો. તે જોઇને મહાબળવાન ભીમસેન તથા યુધિષ્ઠિરના સેવકો હસ્યા. યુધિષ્ઠિરની આજ્ઞાથી સેવકોએ દુર્યોધનને પહેરવા સારૂ શ્રેષ્ઠ વસ્ત્રો આપ્યાં. તે સમયે દુર્યોધનને એવી હાલતમાં જોઇને, ભીમસેન, અર્જુન, નકુળ, તથા સહદેવાદિ બધા હસવા લાગ્યા. ક્રોધ પામેલા દુર્યોધને ભ્રમથી પડી જવાની વાત છુપાવવા માટે પોતાનો ક્રોધ જણાવ્યો નહીં, ને તેમની સામે પણ જોયું નહિ. યુધિષ્ઠિરે મોકલેલાં વસ્ત્રોને મૂકી તલાવડીના જળમાં તેણે તરવા માંડયું; જળને તરીને તે પાછો જમીન ઉપર આવ્યો. તે જોઇને સભામાં બેઠેલાં મનુષ્યોએ વળી તેનું હાસ્ય કર્યું. પછી દુર્યોધન રાજાએ, સ્ફટિક મણિની ભીંતમાં એક બંધ કરેલા દ્વાર જેવું ચિત્ર હશે, તેને ઉઘાડેલું દ્વાર માની તેમાંથી જવા માંડયું, તો તે દ્વાર તેના માથામાં વાગ્યું અને ચકરી આવ્યા જેવો થઇ તે ઉભો રહ્યો.

પછી તેના જેવુંજ સ્ફાટિકમણિના કમાડવાળું એક બીજું દ્વાર હતું, તે પોતાને હાથે ઉઘાડી દુર્યોધન તેમાંથી નીકળી જઈ આગળ ચાલ્યો તો વળી પડી ગયો. ત્યાંથી ઉઠીને તે એક ઉઘડેલો દરવાજો હશે ત્યાં ગયો, પણ તેને બંધ માનીને ત્યાંથી પાછો ફર્યો. હે રાજન્! એ પ્રમાણે તે સભામાં અનેક તરેહથી મોહ પામેલો અને રાજસૂય યજ્ઞની મોટી સમૃદ્ધિ જોઇને ખેદયુક્ત થયેલો દુર્યોધન, યુધિષ્ઠિર રાજાની રજા લઇને હસ્તિનાપુર જવા સારૂ રવાના થયો. યુધિષ્ઠિરની સમૃદ્ધિનો વિચાર કરતાં તાપ પામેલા દુર્યોધનને યુધિષ્ઠિરનું રાજ્ય હરણ કરી લેવાની પાપબુદ્ધિ થઇ. હે રાજન! ઉદાર મનવાળા પાંડવોને તથા તેમને વશ થયેલા સર્વ રાજાઓને જોઇ, બાળકથી તે વૃદ્ધ પર્યંત સર્વ મનુષ્યોને તેમનું હિત ઇચ્છનારા જાણી ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનના શરીરનો વર્ણ ઝાંખો થઈ ગયો. રસ્તામાં ચાલતાં ચાલતાં તે યુધિષ્ઠિર રાજાની સભા અને સમૃદ્ધિનો વિચાર કરતો ને ગાંડાની માફક બકતો હતો. તેને શકુનિએ ઘણીવાર બોલાવ્યો, પણ તેણે કંઇ જવાબ આપ્યો નહીં. તેને વિચારમાં પડેલો જોઇને શકુનિએ પૂછ્યું કે, હે દુર્યોધન! આ તું નિશ્વાસ મૂકયા કરે છે. તને એવું શું દુઃખ ઉત્પન્ન થયું છે? દુર્યોધને કહ્યું કે, હે શકુનિ! મહાત્મા અર્જુનના પ્રતાપથી જીતાયેલી આ સર્વ પૃથ્વી યુધિષ્ઠિરને વશ થવાથી તથા પૃથ્વીમાં ઇંદ્રના યજ્ઞ જેવો તેમનો યજ્ઞ જોઇને, નિરંતર ક્રોધ અને તાપ પામેલો હું જેમ ગ્રીષ્મ ઋતુમાં સૂર્યના કિરણોથી થોડું જળ સુકાય, તેમ સુકાઉં છું. વળી હે શકુનિ! શ્રીકૃષ્ણે શિશુપાળનો નાશ કર્યો ત્યારે કોઇ રાજાએ તેનો પક્ષ કર્યો નહીં કારણ કે પાંડવો રૂપી અગ્નિએ કરી સર્વ રાજાઓ તાપ પામ્યા હતા. જો કે શ્રીકૃષ્ણે શિશુપાળનો વધ કર્યો તોપણ રાજાઓએ ક્ષમા કર્યો વળી મહાત્મા પાંડુ રાજાના પુત્ર પાંડવોના પ્રતાપથી યજ્ઞ પણ સિદ્ધ થયો, ને જેમ કર આપનારી પ્રજા રાજા પાસે બેસીને કર આપે, તેમ સર્વ રાજાઓએ યુધિષ્ઠિરને અનેક તરેહનાં રત્નો તેમની પાસે બેસીને આપ્યાં. શ્રેષ્ઠ રત્નો રૂપી સમૃદ્ધિ પાંડવોને પ્રાપ્ત થઇ. તે હું સહન કરી શકતો નથી, ને ઘણો તાપ પામું છું, એમ કહી દુર્યોધન, પોતાના મનમાં વિચાર કરી અગ્નિએ કરી જાણે બળતો હોય તેમ તાપ પામીને, ગાંધાર દેશના રાજાના પુત્ર શકુનિને કહેવા લાગ્યો કે, હે શકુનિ! હું અગ્નિમાં બળી મરીશ, વા ઝેર ભક્ષણ કરીશ અથવા જ-ળમાં ડૂબી મરીશ. પણ જીવીશ નહીં. જગતમાં પોતાની સમૃદ્ધિથી શત્રુઓની સમૃદ્ધિ વધારે જાઇને હું તે સહન કરી શકતો નથી. જેમ કોઈ સ્ત્રી પોતાના પતિને સ્વાધિન હોવાથી પોતાની સૉકની સમૃદ્ધિ સહન કરે છે, તેમ હું કંઇ પાંડવોની સમૃદ્ધિ સહન કરી શકતો નથી. હું અર્જુનાદિકથી શસ્ત્રવિદ્યા અને બળમાં કંઇ ઓછો નથી, તેમ નપુંસકની પેઠે અસમર્થ પણ નથી. હે શકુનિ! મારા જેવો પુરૂષ પાંડવોનું રાજ્ય, સમૃદ્ધિ અને યજ્ઞ જોઇને કેમ તાપ ન પામે? હું તેમની રાજ્ય સમૃદ્ધિ લઈ લેવાને અસમર્થ છું, કારણ કે, મારી સહા-યતા કરનાર કોઇ દેખાતો નથી માટે મરવાનો વિચાર કરૂં છું, ને કુંતીના પુત્ર પાંડવોની કોઇ દિવસ નાશ ન પામે એવી સમૃદ્ધિ જોઇને, પરાક્રમ વૃથા અને દૈવ શ્રેષ્ઠ! એમ માનું છું. હે સુબલ રાજાના પુત્ર! પૂર્વે મેં યુધિષ્ઠિરને નાશ કરવાના ઘણા ઉપાય કર્યા, પણ તે સર્વે વૃથા ગયા ને હવે તો જળમાં રહેલું કમળ જેમ વૃદ્ધિ પામે, તેમ તે સમૃદ્ધિએ કરીને નિત્ય વૃદ્ધિ પામે છે. અમે ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રો તેમનાથી કમી થતા જઇએ છીએ માટે દૈવજ બળવાન છે. હે શકુનિ! એ પ્રમાણે પાંડવોની સમૃદ્ધિ તથા જેમાં મને ભ્રમ થયો

એવી તે સભા, અને તેની રક્ષા કરનારાઓએ મારૂં જે હાસ્ય કર્યું તે સર્વે જોઇને હું અગ્નિ જેવો તાપ પામું છું. હે માતુલ! તમે મને નિરંતર દુઃખી અને ક્રોધે કરીને મરવાની ઇચ્છાવાળો જાણીને એ વાત ધૃતરાષ્ટ્રને જાણ કરો.

समामभ्यनुजानीहि मातुलाद्य सदुःखितं ।
अमर्षं च समाविष्टं धृतराष्ट्रे निवेदय ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥

## અધ્યાય ૪૮ મો. દ્યૂત રમાડવાની પેરવી.

शकुनिरुवाच दुर्योधनतेमर्षः कार्यः प्रतियुधिष्ठिरं ।
भागधेयानिहिस्वानि पांडवा भुंजते सदा ॥

શકુનિ કહે છે કે—હે દુર્યોધન! પાંડવો જે કંઇ પોતાના નશીબનું હશે તે ભોગવે છે, માટે તારે કંઇ યુધિષ્ઠિર પ્રત્યે ક્રોધ કરવો નહીં. હે શત્રુઓને નાશ કરનાર દુર્યોધન! પૂર્વે પાંડવોને નાશ કરવા સારૂ તેં અનેક તરેહના ઉપાય કર્યા, પણ તે સૌ વૃથા ગયા, ને તેઓ પોતાના દૈવથી મુકાયા. તેમને દ્રૌપદી સ્ત્રી રૂપે પ્રાપ્ત થઇ, તેથી પુત્રો સહિત દ્રુપદ રાજા તેમની સહાયતા કરનાર થયા. વળી તેમને પૃથ્વી મેળવી આપવામાં મહાપરાક્રમી શ્રીકૃષ્ણ સહાયતા કરનાર છે, ને તેમને પોતાના પિતાનું રાજ્ય મળ્યું છે. ભીમસેન તથા અર્જુનાદિકના પરાક્રમથીજ યુધિષ્ટિર મોટાઇને પામ્યા છે, તેમાં ખેદ શું? વળી અર્જુને અગ્નિને સંતોષ પમાડી તેની પાસેથી ગાંડીવ ધનુષ, અક્ષય બાણોનાં ભાથાં અને બીજાં પણ અનેક તરેહનાં શસ્ત્રો મેળવ્યાં, ને તે ધનુષના પ્રતાપથી તથા પોતાની ભુજાઓના બળથી રાજાઓને વશ કર્યા, તેમાં પણ ખેદ શું? વળી ક્ષત્રિય ધર્મમાં કુશળ એવા અર્જુને અગ્નિના દાહનમાંથી મયદાનવને બચાવીને, તેની પાસેથી જેમાં તને ભ્રમ થયો એવી સભા કરાવી; જેને મયદાનવની આજ્ઞાથી તેના રાક્ષસ ચાકરો વહન કરે છે, તે સંબંધી પણ ખેદ શાને માટે કરવો? હે દુર્યોધન! તું કહે છે જે, મારી સહાયતા કરનાર કોઇ નથી, તે તારૂં બોલવું વૃથા છે. તારા સર્વ ભાઇઓ, પુત્ર સહિત મહા પરાક્રમી દ્રોણાચાર્ય, સૂતપુત્ર કર્ણ, મહારથિ કૃપાચાર્ય, સર્વ ભાઇઓ સહિત હું અને ભૂરિશ્રવા, એ સૌ તારી સહાયતા કરનાર છીએ, માટે તું એ સર્વની સહાયતાથી સમગ્ર પૃથ્વીને જીતી શકીશ. દુર્યોધને કહ્યું કે, હે શકુનિ! તમે કહ્યા એવા તે માહારથિઓની અને તમારી સહાયતાથી હું સમગ્ર પૃથ્વીને જીતું, એમ તમે માનતા હો તો હું પાંડવોને જરૂર જીતીશ. સર્વ રાજાઓ તેમને વશ છે, માટે તેમને જીત્યાથી સર્વ પૃથ્વી અને તે સભા મારી થશે. શકુનિએ કહ્યું કે, હે દુર્યોધન! અર્જુન, શ્રીકૃષ્ણ, ભીમસેન, યુધિષ્ઠિર, નકુલ, સહદેવ અને પુત્રોએ સહિત દ્રુપદ રાજા, એ સર્વે મહારથિઓ, મોટા ધનુષધારી અને યુદ્ધમાં મહા મદોન્મત્ત છે, જેમને દેવતાઓ પણ જીતવાને સમર્થ નથી. તેઓ યુદ્ધે કરીને જીતાય એમ હું માનતો નથી, માટે યુધિષ્ઠિરને જીતવાનો એક ઉપાય કહું તે પ્રમાણે તું પ્રીતિથી કર. દુર્યોધન બોલ્યો કે, હે શકુનિ!

સાવધાન રહેલા મારા સ્નેહીઓથી પાંડવો જીતી શકાય એવો ઉપાય મને બતાવો. શકુનિએ કહ્યું કે, હે દુર્યોધન ! કુંતીના પુત્ર યુધિષ્ઠિર દ્યૂત રમવામાં પ્રીતિવાળા છે, પણ રમતાં આવડતું નથી, તેથી રમવા સારૂ બોલાવો, કારણ કે જો રાજાને રમવા સારૂ બોલાવ્યો હોય તો તે રમવાથી નિવૃત્ત થઇ શકતો નથી; ને ત્રણ લોકમાં મારા સરખો દ્યૂત રમવામાં કોઇ કુશળ નથી. તું જો તેને બોલાવીશ તો હે પુરૂષોમાં ઉત્તમ ! પાસાની રમતમાં કુશળ એવો હું, તેનું રાજ્ય તથા સર્વ સમૃદ્ધિ હરણ કરી લઇશ, એમાં સંશય નથી. આ આપણા મનસુબાની વાત તું ધૃતરાષ્ટ્ર રાજા પાસે કર, ને તે જો રજા આપે તો હું યુધિષ્ઠિરનું સર્વસ્વ જીતી લઇશ. દુર્યોધન કહે છે કે હે સૌબલ ! એ વાત કુરૂકુળમાં મુખ્ય ધૃતરાષ્ટ્રને કહેવા હું સમર્થ નથી, માટે તમે કહો.

त्वमेव कुरुमुख्याय धृतराष्ट्राय सौबल ।
निवेदय यथान्यायं नाहं शक्ष्ये निवेदितुं ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां मष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥

## અધ્યાય ૪૯ મો. ધૃતરાષ્ટ્ર ને દુર્યોધનની ચિંતાનું નિવેદન.

वैशंपायन उवाच अनुभूय तु राज्ञस्तं राजसूयं महाक्रतुं ।
युधिष्ठिरस्य नृपते गांधारीपुत्रसंयुतः ॥

વૈશંપાયન કહે છે-હવે શકુનિએ ગાંધારીના પુત્ર દુર્યોધનની સાથે મનુષ્યોના અધિપતિ યુધિષ્ઠિર રાજાનો યજ્ઞ જોઇ દુર્યોધનનાં વચન સાંભળી તેનો મત જાણીને, બુદ્ધિ રૂપી જેને નેત્ર છે એવા ધૃતરાષ્ટ્ર રાજા પાસે જઇને કહ્યું કે, હે ધૃતરાષ્ટ્ર ! દુર્યોધનના શરીરનો વર્ણ બદલાઇને ફીકો થઈ ગયો છે. તે શરીરે સુકાઈ ગયો છે, ને તેનો ગર્વ પણ નાશ પામ્યો છે. શત્રુરૂપ પાંડવોની સહન થઇ શકે નહીં એવી મોટાઈ જોઇ તે ઝાંખો પડી ગયો છે. તેનો તમે કંઈ વિચાર કરતા નથી. તમારા મોટા પુત્ર દુર્યોધનના મનમાં મોટો શોક ઉત્પન્ન થયો છે, જે તમે કેમ જાણતા નથી ? શકુનિનાં વચન સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાની પાસે બેઠેલા દુર્યોધનને કહ્યું કે, હે કુરૂવંશમાં ઉત્પન્ન થએલા પુત્ર દુર્યોધન ! તું આ મોટી ચિંતામાં શા કારણથી પડ્યો છે ? તે મને જો સાંભળવા યોગ્ય હોય તો કહે. શકુનિ મને કહે છે જે, " દુર્યોધન શરીરે સુકાઇ ગયો છે, ને તેના શરીરનો વર્ણ ફરી જઇને ફીકો પડી ગયો છે. " પણ હે પુત્ર ! જો હું દીર્ઘ વિચાર કરૂં છું, તો તારા મનમાં શોક ઉત્પન્ન થવાનું કંઈજ કારણ દેખતો નથી, કેમકે આ આપણી મોટી સમૃદ્ધિ બધી તારે સ્વાધીન છે. વળી તારા ભાઇઓ તથા સર્વ સ્નેહિઓ કોઇ દિવસ તારૂં અપ્રિય કરતા નથી. તું નિત્ય સુંદર વસ્ત્રો પહેરે છે, માંસ સહિત અન્નનું ભોજન કરે છે, અને જાતવાન રૂડા અશ્વો ઉપર બેસે છે, તથાપિ તું શરીરે સુકાઇ ગયો, અને તારા શરીરનો વર્ણ ફરી ગયો એ શું ? હે દુર્યોધન ! તને સુંદર સ્ત્રીઓ, અમુલ્ય શય્યાઓ, શ્રેષ્ઠ ગૃહો અને દેવતાઓને દુર્લભ એવાં વિહાર કરવાનાં સ્થાનકો મળેલાં છે, અને બાકી પણ જે તારા મોઢા-

માંથી નીકળે તે તને મળવા છતાં તું દીન પુરૂષની પેઠે શોક કેમ કરે છે ? દુર્યોધને કહ્યું કે, હે પિતા ! હું નપુંસક પુરૂષની પેઠે ભોજન કરૂં છું અને વસ્ત્રો પણ પહેરૂં છું, પણ વખતથી થતા ફેરફારને ઉલ્લંઘન કરવાની ઈચ્છાથી ઘણો ક્રોધ પામું છું. જે પુરૂષ શત્રુથી ઉત્પન્ન થતા ક્લેશને નિવૃત્ત કરવા સારૂ ક્રોધયુક્ત થઇ શત્રુનો પરાભવ કરે, તેનેજ સર્વ મનુષ્યો પુરૂષ કહે છે. વળી હે પિતા ! જે રાજા સંતોષ રાખે, તેની સમૃદ્ધિ અને અભિમાન નાશ પામે છે, ને જે દયા તથા શત્રુનો ભય રાખે, તેના સંબંધીઓ ઘણા છતાં પણ તેને મોટાઇ મળતી નથી. હે પિતા ! મેં કુંતીના પુત્ર યુધિષ્ઠિરની મોટી સમૃદ્ધિ જોઇ તેથી હું જે ભોજન કરૂં છું તે મને પસંદ પડતું નથી; મારા શત્રુઓ સમૃદ્ધિથી વધી ગયા અને તેમના કરતાં હું ઓછો રહ્યો તે જોઇને મારા શરીરનો વર્ણ બદલાઇ ગયો છે. હું શરીરે સુકાઇ જઇ દીન જેવો લાગું છું. યુધિષ્ઠિર રાજા સ્નાન સંધ્યાદિ કર્મ કરનારા અઠ્યાશી હજાર બ્રાહ્મણોનું, તેમના દરેકના ત્રીસ ત્રીસ ચાકરોએ સહિત પોષણ કરે છે ને તેમના ઘરમાં દરરોજ બીજા દશ હજાર બ્રાહ્મણો સુવર્ણના પાત્રમાં ભોજન કરે છે. યુધિષ્ઠિરને કાંબોજ દેશનો રાજા, કદળી મૃગના વિચિત્ર વર્ણવાળાં ચર્મ તથા અમૂલ્ય ઉનનાં વસ્ત્રો મોકલે છે. વળી હે રાજન ! સેંકડો હાથણિયો, હજારો ગાયો, ત્રણસો ઘોડા, સેંકડો ઉંટ તથા ઘોડીઓ યુધિષ્ઠિરને ત્યાં ફર્યા કરે છે. રાજસૂય યજ્ઞમાં સર્વ રાજાઓએ આવી તેમને અનેક તરેહની ભેટો તથા રત્નો આપ્યાં. યુધિષ્ઠિરના યજ્ઞમાં તેમને જેવી દ્રવ્યની આવક થઇ, તેવી કોઇ બીજાના યજ્ઞમાં આવક થઇ હોય એવું મેં જોયું તેમજ સાંભળ્યું પણ નથી. આપણા શત્રુઓને અસંખ્ય દ્રવ્યની આવક જોઇ તેનો વિચાર કરતાં મને દુઃખ થાય છે. સેંકડો બ્રાહ્મણો તથા ખેડૂતો, યુધિષ્ઠિરને આપવા સારૂ ત્રણ ખર્વ દ્રવ્ય લાવી તેમના ઘરના દરવાજા પાસે વારવા છતાં પણ ઉભા રહ્યા હતા ! ગાયોનું પાલન કરનારા ગોવાળીઆ યુધિષ્ઠિરને આપવા સારૂ ઘીથી ભરેલાં સુવર્ણના ઘડાઓ રૂપી દ્રવ્ય લઇને આવ્યા હતા. પણ તેઓ અંદર પ્રવેશ કરી શકતા નહતા. વળી જેમ ઇંદ્રને અભિષેક કરવા માટે સર્વ વનસ્પતિઓ કાંસાના પાત્રમાં મધાદિ રસ લઇ આવી હતી, તેમ યુધિષ્ઠિરના અભિષેક સારૂ તે સૌ લાવવામાં આવ્યું હતું. પૂર્વ, દક્ષિણ, તથા પશ્ચિમ સમુદ્રાદિ તીર્થોનું જળ આણવામાં આવ્યું હતું. જ્યાં પક્ષીઓ વગર બીજા કોઈથી જઇ શકાતું નથી એવા ઉત્તર દિશાના સમુદ્રનું જળ દેવતાઓ લાવ્યા હતા, તથા અર્જુન ત્યાંથી ઘણું દ્રવ્ય લાવ્યો હતો. વરૂણના કહેવાથી સમુદ્ર, સુવર્ણની દોરીઓવાળા અને રત્નજડિત શિંકામાં શંખ લઇ આવ્યો હતો, જેણે કરી બ્રાહ્મણો સહિત શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને અભિષેક કર્યો. તે બધું જોઇને મને જ્વર આવવા જેવું થયું. હે રાજન ! તેમના યજ્ઞમાં બીજું એક અદ્ભુત જેવું કર્મ થયું. જે હું કહું તે સાંભળો યુધિષ્ઠિરે, જ્યારે એક લાખ બ્રાહ્મણ ભોજન કરી લે, ત્યારે સર્વને જાણ કરવા સારૂ એકવાર શંખનાદ કરવાનો નિયમ બાંધ્યો હતો. તે પ્રમાણે ત્યાં વારંવાર શંખનાદ થતા હતા તે જોઇને હું પણ હર્ષ પામતો હતો. વલી રાજાઓથી ભરેલી યુધિષ્ઠિરની સભા જેમ નક્ષત્રોએ કરીને આકાશ શોભે તેમ શોભતી હતી, ને તે યજ્ઞમાં બ્રાહ્મણોને ભોજન પિરસનારા સર્વ રાજાઓ અનેક તરેહનાં રત્નો લઇને જેમ પ્રજા રાજાને કર આપે, તેમ યુધિષ્ઠિરને આપતા હતા ! હે રાજન્ ! યુધિષ્ઠિરના જેવી સમૃદ્ધિ ઇંદ્ર, યમ, વરૂણ, અને કુબેરની પણ નથી ! એવી સમૃદ્ધિ જોઇને મારૂં મન તાપ પામે છે, મને સુખની પ્રાપ્તિ થતી નથી.

શકુનિ બોલ્યો કે, હે સત્ય પરાક્રમી દુર્યોધન ! તમે યુધિષ્ઠિરની જે સમૃદ્ધિ જોઇ તે લઇ લેવાનો હું ઉપાય કહું તે સાંભળો—હે ભારત ! પૃથ્વીમાં હું પાસાની રમત જાણનારાઓમાં સૌથી સરસ છું, ને રમનાર પુરૂષનું મન જાણી લઉં છું. કુંતીના પુત્ર યુધિષ્ઠિરને દ્યૂત રમવું પ્રિય છે, પણ તે રમી જાણતો નથી, તેથી તેને રમવા સારૂ બોલાવો, યુધિષ્ઠિરને દ્યૂત રમવા અથવા યુદ્ધ કરવા વાસ્તે જો બોલાવ્યા હોય, તો તે જરૂર આવ્યા વગર રહેશે નહીં. પછી હું તેને દ્યૂત રમાડી કપટથી તેની સર્વ સમૃદ્ધિ જીતી લઇશ. વૈશંપાયન કહે છે કે—એ પ્રમાણે શકુનિએ કહ્યા પછી દુર્યોધને ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે રાજન ! પાસાની રમત જાણનારો શકુનિ, દ્યૂતે કરીને યુધિષ્ઠિરની સમૃદ્ધિ લઇ લેવાનો ઉત્સાહ રાખે છે, માટે તમે રજા આપો. એવું સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે, હે દુર્યોધન ! આપણા મિત્ર મહા બુદ્ધિમાન્ વિદુરજી છે તેમની સલાહ પ્રમાણે હું હરકોઇ કામ કરૂં છું, માટે તેમને મળીને આ કાર્યનો નિશ્ચય કરીશ; કારણ કે લાંબો વિચાર કરનાર વિદુરજી આપણું તથા પાંડવોનું હિત થાય, એવો ધર્મરૂપ નિશ્ચય કરીને કહેશે. દુર્યોધન બોલ્યો કે, હે પિતા ! વિદુર તો તમને મળીને આ કાર્ય કરવાનું માંડી વળાવશે, એમાં સંદેહ નથી, ને જો તમે તેમ કરશો તો હું મૃત્યુ પામીશ. પછી તમે વિદુરે સહિત સુખી થઇ સર્વ પૃથ્વી ભોગવજો, મારૂં શું કામ છે ! વૈશંપયાન કહે છે કે—એવાં દુર્યોધનનાં ખેદયુક્ત વચન સાંભળી તેનાજ મતમાં રહેલા ધૃતરાષ્ટ્ર રાજાએ પોતાના નોકરોને કહ્યું કે, દેશ દેશથી શિલ્પી પુરૂષોને બોલાવી તેમને આજ્ઞા કરો કે દુર્યોધનનું મન શાંત થવા સારૂ હજારો સ્તંભોએ કરી વિસ્તાર પામેલી, સો દરવાજાવાળી, મારા મનને આનંદ આપનારી, જોવાલાયક, સુખે કરી જેમાં પ્રવેશ થઈ શકે એવી અને રત્નોથી જડેલી એક સભા તૈયાર કરે. એ પ્રમાણે ચાકરોને આજ્ઞા આપ્યા પછી, વિદુરજીને પૂછ્યા વગર જેને હરકોઈ કામ કરવાનો નિશ્ચય થતો નથી, એવા ધૃતરાષ્ટ્ર રાજાએ દ્યૂતમાં ઘણા ગેરફાયદા છે એમ મનવા છતાં પણ વિદુરજીને બોલાવરાવ્યા. દૂતે જઇને ધૃતરાષ્ટ્રના કાર્યની વાત વિદુરને કરી, તે સાંભળી મહા બુદ્ધિમાન્ વિદુરે "આ કલેશ તથા સર્વના વિનાશનું મૂળ પેદા થયું" એમ કહ્યું. પછી તેઓ પોતાના મોટા ભાઇ ધૃતરાષ્ટ્ર પાસે આવી તેમને પગે લાગીને બોલ્યા કે, હે રાજન્ ! તમે જે નિશ્ચય કર્યો તે ઠીક છે એમ હું માનતો નથી. દ્યૂત રમેથી તમને પાંડવો સાથે ભેદ થાય તેમ માં કરો. ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે વિદુર ! જો દેવતાઓની મારી ઉપર કૃપા હશે તો, દ્યૂત રમેથી મારા પુત્રોની સાથે પાંડુના પુત્રોને કલેશ થશે નહી; કદી એ કામ કરેથી સારૂ અથવા નરતું થશે તો, તે દૈવ સમજવું એમાં સંશય નથી. દ્યૂતની તૈયારી કરો, ને હું એમ માનું છું કે, મારી પાસે દ્રોણાચાર્ય, ભીષ્મ તથા તમે બેસો છો તેથી કંઇ અન્યાય થશે નહીં. તમે વાયુ જેવી ગતિ કરનાર ઘોડાઓ જેને જોડ્યા હોય એવા રથમાં બેસી યુધિષ્ઠિરને અહીં બોલાવી લાવો. શીઘ્ર ઇંદ્રપ્રસ્થ પ્રત્યે જાઓ, પણ તેને આપણો નિશ્ચય કહેશો માં. હે વિદુર ! હું દૈવનેજ બળવાન માનું છું, કારણ દ્યૂત રમવાનો નિશ્ચય થયો છે ! હે રાજન ! એ પ્રમાણે ધૃતરાષ્ટ્રે કહ્યાથી દુઃખયુક્ત થએલા બુદ્ધિમાન્ વિદુરજી, "આ વિચાર યોગ્ય નથી." એમ ચિંતન કરતા કરતા મહા ચતુર ભીષ્મની પાસે ગયા.

इत्युक्तो विदुरो धीमान्नेदमस्तीति चिंतयन ।
आपगेयं महाप्राज्ञमभ्यगच्छत्सुदुःखितः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जर भाषायां प[redacted]ऽध्यायः ॥ ४९ ॥

## અધ્યાય ૫૦ મો. સભામાં દુર્યોધનને થયેલો શ્રમ.

जनमेजय उवाच कथं समभवद्द्यूतं भ्रातृणां तन्महात्ययं ।
यत्र तद्व्यसनं प्राप्तं पांडवैर्मे पितामहैः ॥

જનમેજય કહે છે કે,-હે વૈશંપાયન ઋષિ ! જેનાથી મારા પિતામહ પાંડવોને મોટું દુઃખ થયું અને ભાઇઓનો વિનાશ થયો, એવું દ્યૂત કેમ રમાયું? હે બ્રહ્મને જાણનારાઓમાં શ્રેષ્ઠ ! જ્યાં દ્યૂત રમાયું ત્યાં તારાઓ રૂપી કોણ કોણ રાજાઓ બેઠા હતા ? વળી દ્યૂત રમવાની પ્રશંસા કોણે કરી અને કોણે ના કરી ? હે બ્રાહ્મણોમાં ઉત્તમ ! હું રાજાઓના વિનાશનું મૂળ જે દ્યૂત, તેનું વૃત્તાંત વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, માટે મને કહો. સુત કહે છે કે-હે શૌનક ! એ પ્રમાણે જનમેજય રાજાએ પૂછવાથી વ્યાસના શિષ્ય, મહાપ્રતાપી તથા વેદનું તત્વ જાણનાર વૈશંપાયને કહ્યું કે, હે ભારત ! તમને એ વૃત્તાંત સાંભળવાની ઇચ્છા છે માટે હું કહું છું કે, અંબિકાના પુત્ર ધૃતરાષ્ટ્ર રાજાએ વિદૂરનો મત જાણી એકાંતમાં દુર્યોધનને ફરીથી કહ્યું કે, હે ગાંધારીના પુત્ર દુર્યોધન ! તું દ્યૂત રમવાની વાત છોડી દે, કારણ કે મહા બુદ્ધિમાન્ વિદુર એ કામ કરવાની પ્રશંસા કરતા નથી. તે કદી પણ આપણું અહિત થાય એમ કહે નહીં, વાસ્તે તેમણે કહ્યું એ આપણું હિત છે એમ હું માનું છું. હે પુત્ર ! વિદુરના કહેવા પ્રમાણે તું કરીશ તો તારૂં કલ્યાણ થશે, કારણ કે, નારદ ઋષિ તથા મહાબુદ્ધિમાન્ બૃહસ્પતિએ જે શાસ્ત્ર ઇંદ્રને કહ્યું હતું, તે રહસ્ય સહિત મહા કવિ વિદુર જાણે છે. તેમના કહેવા પ્રમાણે હું સર્વ કાર્ય કરૂં છું, કેમકે જેમ યાદવોમાં મહા બુદ્ધિમાન્ ઉદ્ધવ શ્રેષ્ઠ છે, તેમ સર્વ કૌરવોમાં વિદુર શ્રેષ્ઠ છે. હે પુત્ર ! તું દ્યૂતની વાત છોડી દે, કારણ તેથી વૈર થવા સંભવ છે. વૈરથી રાજ્ય નાશ પામે છે ! વળી શાસ્ત્રમાં કહ્યું છે કે માતા પિતાએ પુત્રનું કલ્યાણ થાય એમ કરવું; માટે હું તને કહું છું કે તને પિતા પ્રપિતામહનું રાજ્ય મળ્યું છે, તેં શાસ્ત્રમાં કરવા કહેલાં નીતિ વગેરેનું અધ્યયન કર્યું છે, અને અમોએ ઉછેરેલો તું સર્વ ભાઇઓમાં મોટો હોવાથી રાજ્યગાદી ઉપર બેઠો છે, પણ પોતાનું શ્રેય જાણતો નથી. હે મહાબાહો ! બીજાઓને ન મળે એવા ભોજનના પદાર્થો તથા વસ્ત્રો તને પ્રાપ્ત થાય છે, ત્યારે તું શું કરવા શોક કરે છે ? તું તારા પિતામહના મોટા શ્રેષ્ઠ દેશનું રાજ્ય કરે છે, ને સર્વને આજ્ઞા આપતાં જેમ સ્વર્ગમાં ઇંદ્ર શોભે તેમ શોભે છે. તે તું જાણવા છતાં તને દુઃખ આપનાર શોકનું મૂળ કારણ શું છે ? તે મને કહે ? દુર્યોધન બોલ્યો કે, હે પિતા ! જે પુરૂષ પોતાને શ્રેષ્ઠ અન્નનું ભોજન કરનાર અને સુંદર વસ્ત્રો પહેરનાર માની શત્રુની સમૃદ્ધિ જોઇ ક્રોધ ન કરે, તેને સૌ અધમ કહે છે, માટે હે સમર્થ પિતા ! આપણી સાધારણ સમૃદ્ધિ જોઈ હું પ્રસન્ન નથી થતો. કુંતીના પુત્ર યુધિષ્ઠિરની મોટી સમૃદ્ધિ તથા તેને વશ થયેલી સર્વ પૃથ્વી જોઇ વ્યથા પામું છું, તોપણ મારૂં મન સ્થિર રાખીને જીવું છું. હે પિતા ! યુધિષ્ઠિરને ત્યાં કુકુર દેશના રહેવાસી બંદુકાદિ હથીઆરો બનાવનારા લુહારો, નોકર થઇને રહેલા છે. વળી તેમને ભેટ આપવા વાસ્તે હાથમાં રત્નો લઇને

આવેલા શુદ્ર લોકોને તો તેઓએ દૂર કાઢી મૂક્યા હતા. હે પૃથ્વીપતિ! યુધિષ્ઠિરે મને શ્રેષ્ઠ અને મોટો જાણી સત્કારથી જે રત્નાદિ ભેટો આવે તે લેવાનું કામ સોંપ્યું હતું. હે રાજન! અમૂલ્ય રત્નો, અશ્વો તથા હસ્તિઓ આદિ જે ભેટમાં આવ્યાં તે મેં નજરે જોયાં, પણ મને તેમનું મૂલ્ય અથવા તેઓ કયા દેશમાં ઉત્પન્ન થએલાં છે, તે જાણવામાં આવ્યું નહીં. હે પિતા! ત્યાં ઘણા દૂર દેશના રાજાઓએ આણેલા ભેટોના પદાર્થો હું મારા હાથથી લેતો, પણ તે ઘણા આવવાથી મને લેવાનો અવકાશ મળતો નહીં અને હું થાકી જતો હતો. વળી હે ભરત! મયદાનવે બિંદુસરથી સ્ફાટિક મણિઆદિ અનેક તરેહનાં રત્નો લાવીને, પગથિયાદિક જેમાં બનાવેલાં હતાં એવી સભાની જમીનને જળથી ભરેલી તલાવડી માનીને મેં વસ્ત્રો ઉંચાં લીધાં, તે જોઇને ભીમસેન હસ્યો, ત્યારે તેને નાશ કરવા સારૂ મને ક્રોધ ઉત્પન્ન થયો, પણ મેં વિચાર કર્યો કે, જો હાલ ભીમસેનનો નાશ કરવા જેવો ક્રોધ કરીશ, તો મારી શિશુપાળ જેવી ગતિ થશે. એમ વિચારી હું શાંત રહ્યો. હે પિતા! શત્રુએ મારૂં હાસ્ય કર્યું, તેથી મને ઘણો તાપ થાય છે. વળી તે સભામાં ઉઘડેલાં કમળોથી શોભાયમાન એક તલાવડીને જોઇ "આ જમીન છે" એમ માની હું ચાલવા ગયો તો તેમાં પડી ગયો. પાંડવો સહિત શ્રીકૃષ્ણે તથા સ્ત્રિઓ સહિત દ્રૌપદીએ મારૂં હાસ્ય કર્યું, તેથી મારૂં મન ઘણું વ્યથા પામે છે. પછી મને ભીના વસ્ત્રવાળો જોઇને યુદ્ધિષ્ઠિરે ચાકરો સાથે વસ્ત્ર મોકલી આપ્યાં, તે વખતે મારા મનમાં ઘણું દુઃખ થયું. હે રાજન! ત્યાં મને બીજો પણ મોહ થયો જે હું કહું તે સાંભળો. એક ઉઘડેલા દ્વાર સરખી સ્ફાટિકમણિની ભીંતને જોઇ "આ દરવાજો છે" એમ માની મેં ત્યાંથી જવા માંડ્યું, કે તે ભીંત મારા કપાળમાં વાગી. ચકરી આવવાથી મને કાંઇ દેખાયું નહીં, તે જોઇને નકુલ તથા સહદેવે મને પોતાની દિલગીરી દર્શાવી પકડી રાખ્યો. સહદેવે તો મને વિસ્મય પમાડતાં વારંવાર કહ્યું કે "હે રાજન્! આ દરવાજો છે માટે અહીંથી જાઓ!" તે સમયે સભામાં ભીમસેને "હે ધૃતરાષ્ટ્રના પુત્ર!" એમ મને મોટા શબ્દથી બોલાવીને હસતાં હસતાં કહ્યું કે, "રાજન! દરવાજો અહીંથી છે! વળી મેં તે સભામાં, પૂર્વે કોઇ દિવસ જેનાં નામ પણ નથી સાંભળ્યાં એવાં રત્નો જોયાં, જેથી મારૂં મન ઘણું સંતાપ પામ્યું છે.

**नामधेयानि रत्नानां पुरस्तान्नश्रुतानि मे ।**
**यानि दृष्टानि मेतस्यां मनस्तपतितच्चमे ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥**

## અધ્યાય ૫૧ મો. દુર્યોધનને થયેલો સંતાપ.

**दुर्योधनउवाच** **यन्मयापांडवेयानां दृष्टंतच्छृणुभारत ।**
**आहृतंभूमिपालैर्हि वसुमुख्यंततस्ततः ॥**

દુર્યોધન કહે છે કે–હે ભારત! ચોતરફથી રાજાઓએ પાંડવો માટે આણેલું દ્રવ્ય મેં જોયું તે તમને કહું છું સાંભળો–હે રાજન! આપણા શત્રુઓના વસ્ત્ર તથા રત્નાદિ પદાર્થોરૂપ દ્રવ્ય જોઇને હું મૂઢ જેવો થઇ ગયો, મને તેમની કિંમત તથા તે કયા દેશમાં ઉત્પન્ન થયેલાં

હતાં તે ગણત્રીમાં આવ્યું નહીં; તેમ મારા શરીરનું ભાન પણ રહ્યું નહીં. હું તમને કહું છું કે, તેમને કાંબોજ દેશના રાજાએ, બકરા, ઉંદર તથા બિલાડાના વાળનાં બનાવેલાં અને સુવર્ણની દોરીઓ તથા ટપકીઓવાળાં ઓઢવાનાં વસ્ત્રો, મૃગચર્મ, તેતરપક્ષિઓ જેવા વર્ણવાળા ત્રણસો અશ્વો, અખોડ તથા ઇંગુલીઆના ભક્ષણથી પુષ્ટ થયેલી ત્રણસો ઘોડી અને ત્રણસો ઊંટ આપ્યાં. વળી ધર્મ જાણનાર અને મહાત્મા યુધિષ્ઠિરને આપવા વાસ્તે ખેતીનો ધંધો કરનાર બ્રાહ્મણો તથા શૂદ્રો ત્રણ ખર્વ દ્રવ્ય લાવ્યા હતા. પણ તેમને કોઇએ અંદર જવા દીધા નહિ તેથી તેઓ દરવાજા પાસેજ ઊભા. પાંડવોને આપવા સારૂ ગોવાળિયા લોકો ઘીથી ભરેલા સુવર્ણના સુંદર ઘડા લાવ્યા હતા પણ તેમને અંદર જવાનો અવકાશ મળ્યો નહીં. વળી ભૃગુકચ્છ દેશના રહેવાસી રાજાઓએ, સુંદર દેહવાળી, મોટા કેશવાળી, અને સુવર્ણના અલંકારોથી શોભાયમાન કાર્પાસિક દેશમાં રહેનારી એક લાખ દાસી, તથા ગાંધાર દેશમાં ઉત્પન્ન થયેલા ઘોડાઓ અને બીજીપણ કેટલીક ભેટ લાવીને આપી. વર્ષાદ ન આવે ત્યારે નદીઓના જળથી ધાન્ય ઉત્પન્ન કરનારા અને સમુદ્રને કિનારે તથા પેલે પાર રહેનારા કિતવો સહિત રામકો, પારદો અને આભીરો, અનેક તરેહનાં રત્નો, ગાયો, સુવર્ણ, ખચરો, ઊંટો, તરેહવાર રસો અને શાલ આદિ ઉનનાં વસ્ત્રો લઇ આવી દરવાજા પ્રત્યે રોકણ થવાથી ઉભા થઇ રહ્યા હતા. પ્રાગ્જ્યોતિષપુરનો અધિપતિ તથા મ્લેચ્છનો રાજા ભગદત્ત, યવનો સહિત વાયુ જેવી ગતિ કરનાર જાતવંત અશ્વો તથા બીજા પણ કેટલાક પદાર્થો લઇને ત્યાં આવ્યો હતો, પણ તે અંદર આવવા પામ્યો નહીં. તેણે હિરા તથા મણિયો જેમાં જડેલાં હતાં એવું એક આભૂષણ અને હિરા તથા માણેકથી જડેલી મૂઠવાળી તરવાર મોકલી આપ્યાં એટલે સભાની અંદર જવા પામ્યો. વળી મેં યુધિષ્ઠિરને આપવા સારૂ શ્યામ કંઠવાળા મોટા શરીરવાળા અને પાસે આવનારાને દૂર ફેંકી નાંખે એવા દશહજાર ખચરો લેઇને આવેલા એક પગવાળા મનુષ્યોને જોયા. જેઓ ત્રણ ત્રણ આંખોવાળા, પાઘડી તથા પગ સુધી વસ્ત્રોવાળા મોટા રૂંવાંવાળા, અને મનુષ્યોનું ભક્ષણ કરનાર હતા, તેમાંથી કેટલાકોએ જ્યારે વંક્ષુ નદીના કિનારા પ્રત્યે ઉત્પન્ન થયેલું ઘણું સુવર્ણ તથા રૂપું યુધિષ્ઠિરને આપ્યું ત્યારે સભામાં પ્રવેશ કર્યો; કેટલાકોએ વર્ષાદના દિવસમાં કાગબલી નામના છત્રાકાર રોપા થાય છે, જેને લોકો કાગડાનાં છત્ર કહે છે, તેના જેવા રંગવાળા, પોપટ જેવા રંગના, ઇંદ્રના વજ્ર જેવા પ્રકાશિત, વાદળા સમાન વર્ણવાળા અને મનસરખી ગતિ કરનાર ઘણા અશ્વો તથા સુવર્ણ આપીને પ્રવેશ કર્યો. વળી યુધિષ્ઠિરને આપવાને ચીનાઓ, શકો, ઓડ્રો, વનમાં રહેનારા બર્બરો, વાર્ષ્ણેયો, હારહૂણો, હિમાદ્રિ પર્વતમાં રહેનારા કૃષ્ણો, નીપો તથા ઊપો, કાળી ડોકવાળા, મોટા શરીરવાળા, અને સો જણને ઊડાવી દે એવા બળવાન દશ હજાર ગધેડા બાલ્હીક અને ચીનદેશના અનેક તરેહના રંગદાર સારા કુમાસવાળાં ઊનનાં રંકુ નામે હરિણના વાળના, તથા રેશમ અને સૂત્રનાં બનાવેલાં મોટાં ગુચ્છાવાળાં અને કમળસરખા વર્ણવાળાં મોટાં વસ્ત્રો, કોમળ મૃગચર્મો, તીક્ષ્ણ ધારવાળી લાંબી તરવારો, શ્રેષ્ઠ શક્તિઓ, ફરશિઓ પશ્ચિમ દેશમાં બનવેલા તીક્ષ્ણ ધારવાળા કુહાડા, અનેક તરેહના રસો, સુગંધી પદાર્થો અને હજારો રત્નો લઇને આવ્યા હતા, પણ અંદર પ્રવેશ કરવા નહીં દેવાથી દરવાજા પાસે ઉભા રહ્યા હતા. શકો, તુષારો, કંકો રોમશો અને બીજા પણ કેટલાક શિંગડાવાળા પુરૂષો, મોટા અને બહુ ગતિ કરનારા દશ ક્રોડ

હાથીઓ, સેંકડો અશ્વો અને અસંખ્યાત સુવર્ણાદિ અનેક તરેહની ભેટો લઇને આવ્યા હતા, પણ નિવારણ કર્યાથી સભાના દ્વાર પ્રત્યે ઉભા હતા, તેમણે યુધિષ્ઠિરને અમૂલ્ય આસનો, મણિ સુવર્ણ અને હસ્તિદાંતથી બનાવેલી પાલખીઓ, શય્યાઓ, વિચિત્ર કવચો, અનેક તરેહનાં શસ્ત્રો, સુંદર ઘોડાઓ જોડેલા તથા વ્યાઘ્ર ચર્મના પડદાવાળા સુવર્ણના અનેક તરેહના રથો, વગેરે આપીને સભામાં પ્રવેશ કર્યો. એ પ્રમાણે ઘણું દ્રવ્ય આપીને પૂર્વદિશાના રાજાઓએ મહાત્મા યુધિષ્ઠિરના યજ્ઞમંડપમાં પ્રવેશ કર્યો.

**एतद्दत्वामहद्द्रव्यं पूर्वदेशाधिपा नृपाः ।**
**प्रविष्टा यज्ञसदनं पांडवस्य महात्मनः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां मेकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥**



## અધ્યાય ૫૨ મો. વિવિધ દેશની ભેટો.

**दुर्योधन उवाच** **दायंतु विविधं तस्मै शृणु मे गदतोऽनघ ।**
**यज्ञार्थे राजभिर्दत्तं महांतं धनसंचयम् ॥**

દુર્યોધન કહે છે કે–હે નિષ્પાપ ! રાજાઓએ યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ વાસ્તે અનેક તરેહના દ્રવ્યનો ઢગલો કરી આપ્યો, હું તે વિસ્તારથી કહું છું, સાંભળો–મેરૂ અને મંદરાચલ પર્વતોની વચમાં સૈલોદા નામની નદીની આસપાસ વાંસના વૃક્ષોની છાયા સેવવાવાળા, સરખું માન પામવા લાયક, શરીર ઉપર મોટા વાળવાળા અને મોટા કેશવાળા ખસો, પારદો, કુલિંદો, તંગણો અને પરતંગણો નામના લોકો, સુવર્ણની રજથી ભરેલાં ઘણાં પાત્રો તથા ચંદ્ર સરખી કાંતિવાળા શ્વેત ચંમર અને અનેક તરેહના મણિઓ લઇને આવ્યા હતા. વળી પર્વતોના બળવાન રાજાઓ, પોતાની સાથે હિમાદ્રિ પર્વતમાં ઉત્પન્ન થયેલું ઠંડું મધ. ઉત્તર કુરૂ દેશમાંના જલ સહિત પુષ્પો, અને કૈલાસ પર્વતની ઉત્તર બાજુમાંની અનેક તરેહની ઓષધિયો લઇને યુધિષ્ઠિરની સભાના દ્વાર પ્રત્યે નિવારણ કર્યાથી ઉભા હતા. હે સમર્થ પિતા ! મેં ત્યાં હિમાદ્રિ, મેરૂ, મંદરાચલ, કારૂષ અને લૌહિત્ય પર્વતોના રાજાઓને તથા ફળમૂલનું ભોજન કરનારા, ચામડાનાં વસ્ત્રો પહેરનારા, ભયંકર શસ્ત્રોવાળા અને ક્રૂર કર્મ કરનારા ભિલોને જોયા. જેઓ શ્વેત તથા કાળું અગુરૂ, રત્નો, સુવર્ણ અનેક તરેહના સુગંધિ પદાર્થો, દશહજાર ભિલ્લ જાતિની દાસિયો, મહેલમાં રાખ્યાથી રમણીય લાગે એવાં દૂર દેશમાં ઉત્પન્ન થયેલાં પક્ષિયો અને પર્વતોમાંથી મળેલા હિરા તથા મણિઓ લઇને આવ્યા હતા, પણ તેમને રોકવાથી તેઓ સભાનાં દ્વાર પ્રત્યે ઉભા હતા. વળી દરદો, દર્વો, મહા શૂરવીર યમકો, ઔદુંબરો, બાહ્લિકો સહિત દુર્વિભાગો અને ભયંકર હંસકાયનાદિ રાજાઓ, શ્રેષ્ઠ જાતિવાળા, પુણ્યવાન, શસ્ત્રો ધારણ કરનારા કાશ્મીર, ત્રિગર્ત્ત, ભદ્ર, કેકય અને કુકુર દેશના રાજાઓ, અંબષ્ટો, પહ્લવો સહિત વસ્ત્રો સંભાળનારા તીક્ષ્ર્યો, માળદેશના ક્ષુદ્ર રાજાઓ સહિત વસાતલો, મૌલેયા, પૌંડ્રિકો, કુકુરો, શકો, પુંડ્રો અને અંગ, વંગ, શણુવતિ તથા ગયાજી દેશના રાજાઓ, યુધિષ્ઠિરને આપવા વાસ્તે અનેક

તરેહનું દ્રવ્ય લઇને આવ્યા હતા. વળી કલિંગ, મગધ, તામ્રલિપ્ત, સુપુંડ્રક અને દૌવાલિક દેશોના તથા સમુદ્રની પાસેના રાજાઓ આવ્યા હતા. તેમાં કેટલાક ધોયેલાં રેશમી વસ્ત્રો પહેરનારા સોળ વર્ષ અંદરની વયવાળા અને કાનરૂપી વસ્ત્રોવાળા હતા. તેમને સભાના દ્વારપાળોએ કહ્યું કે "રાજાના હુકમથી અંદર જવાશે" ત્યારે તેમણે એક એક સુવર્ણના અંકુશો સહિત, હળના દાંતા સરખા દાંતવાળા, કમળનાં પુષ્પો જેવા વર્ણવાળા, ઝુલોએ કરીને શોભિતા, પર્વતો જેવા શરીરવાળા અને મદોન્મત્ત એવા એક એક હજાર હસ્તિઓ આપ્યા, એટલે તેમને સભાના દ્વારમાં પ્રવેશ કરવાની રજા મળી. બીજા પણ ઘણાક રાજાઓ રત્નો લઇને આવ્યા હતા. યુધિષ્ટિરને ઇંદ્રના સેવક ચિત્રરથ નામના ગંધર્વે, વાયુ જેવી ગતિવાળા ચારસો ઘોડા તુંબરૂ નામના ગંધર્વે આંબાનાં પાન જેવા વર્ણવાળા એકસો અસ્વ આપ્યા; શકર નામે દેશના રાજા કૃતીએ સેંકડો હસ્તિઓ આપ્યા. ત્યાં મત્સ્ય દેશનો રાજા વિરાટ, સુવર્ણની માળાઓ પહેરેલા મદોન્મત્ત બે હજાર હસ્તિઓ લાવ્યો હતો. પાંશુ દેશના રાજા વસુદાને છવીશ હસ્તિઓ તથા સુવર્ણની માળાઓ પહેરેલા, વેગવાળા બળવાન અને યુવાન એવા બે હજાર અશ્વો લાવીને યુધિષ્ટિરને ભેટ કર્યા હતા. હે પૃથ્વીપતિ ! યજ્ઞસેન રાજાએ પાંડવોના યજ્ઞ વાસ્તે તેમને ચૌદ હજાર દાસીઓ, સ્ત્રિયોવાળા દશ હજાર દાસો, હસ્તિઓ જેમાં જોડેલા હતા એવા છવીશ રથો તથા પોતાનું સર્વ રાજ્ય આપ્યું. વળી હે પિતા ! વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થએલા શ્રીકૃષ્ણે પણ યુધિષ્ઠિરને ચૌદ હજાર શ્રેષ્ઠ હસ્તિઓ આપ્યા, ને કહ્યું કે "અર્જુન મારો આત્મા છે. ને તેનો આત્મા હું છું." હે પિતા ! એ બરાબર છે, કારણ અર્જુન વાસ્તે શ્રીકૃષ્ણને તેમને વાસ્તે અર્જુન પોતના પ્રાણનો પણ ત્યાગ કરે એમ છે. ચોળ અને પાંડ્ય રાજાઓ પોતાની સાથે સુરભી નામની ગાય, ચંદન, સુવર્ણના ઘડાઓમાં ભરેલાં રસો, મલય તથા દર્દુર પર્વતોમાંનું અગુરૂ ચંદન, મણિઓ, પ્રકાશમાન રત્નો, સુવર્ણ અને બારીક કુમાસનાં વસ્ત્રો લઇને આવ્યા હતા, પણ તેમને તે સભાના દરવાજા પાસે ઉભા રહેવાનું ઠેકાણું પણ ન મળ્યું. વળી શરીરે સ્યામ વર્ણવાળા, લાલ નેત્રોવાળા અને મણિ જડિત વસ્ત્રો પહેરેલા સિંહલ દેશના રાજાઓ, સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ સેંકડો વૈડૂર્ય મણિઓ તથા મોતિ લઇને આવ્યા હતા, પણ તેમને રોકવાથી તેઓ સભાના દ્વાર પ્રત્યે ઉભા હતા. બ્રાહ્મણો, પાંડવોએ જીતાયલા સર્વ ક્ષત્રિયો વૈશ્યો અને શૂદ્રો, પ્રીતિથી યુધિષ્ટિરને પ્રસન્ન કરવા સારૂ અનેક તરેહનાં પદાર્થો લઇને યજ્ઞમાં આવ્યા હતા, સર્વ મ્લેચ્છો તથા અનેક દેશોમાંની સર્વ વર્ણની પ્રજાઓ આવી હતી. યુધિષ્ટિરનું ગૃહ સ્વર્ગ સરખું શોભતું હતું. એ પ્રમાણે સર્વ રાજાઓ આપણા શત્રુ પાંડવોને અનેક તરેહનું દ્રવ્ય આપતા હતા, જે જોઇને મને મરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. હવે હે રાજન ! તેમના સેવકો વિષે કહું તે સાંભળો. ઘોડેસ્વારો સહિત હસ્તિઓ ઉપર બેસનારા, યોદ્ધાઓની ત્રીસ હજાર સેનાઓ એક કરોડ રથમાં બેસનારા, અને અસંખ્ય પ્યાદાઓ છે. જેઓને વાસ્તે યુધિષ્ઠિર રાજા નિત્ય ખાંડીઓ લેખે અનાજ રંધાવે છે, તેનો સંગ્રહ પણ કરી શકે છે; અને ધાન્યનું ઘણું દાન કરે છે, જે લઇને ગરીબ લોકો તેમને આશીર્વાદ આપે છે, જેનો મોટો શબ્દ થાય છે. યુધિષ્ઠિરને ત્યાં કોઇ પણ વર્ણને ખાનપાન વગર તથા શ્રેષ્ઠ વસ્ત્રો અને અલંકારો વગર મેં જોયું નહીં. વળી યુધિષ્ઠિર અઠચાસી હજાર ઋષિયોનું પોષણ કરે છે, જેઓ પ્રસન્ન થઇને કહે છે કે, "તેના શત્રુઓનો નાશ થાઓ" વળી તેને

ઘેર દશ હજાર બ્રહ્મચારીયો તથા સંન્યાસિયો સુવર્ણના પાત્રમાં હમેશ ભોજન કરે છે, હે પૃથ્વીપતિ ! તેમને ત્યાં જે કુબડા અને વામન રૂપવાળા મનુષ્યો ભોજન વાસ્તે આવે છે, તેઓને દ્રૌપદી ભોજન કરાવે છે, એ મેં નજરે જોયું છે. હે ભારત ! યુધિષ્ઠિરને સૌએ કર આપ્યો, પણ તેમના સંબંધિપણાથી પાંચાલ દેશના રાજાએ તથા તેમના સખારૂપ અંધક અને વૃષ્ણિ કુળના યાદવોએ કર આપ્યો નહીં.

ब्बौकरौ न प्रयच्छेतां कुंतीपुत्राय भारत ।
सांबंधिकेनपांचालाः सख्येनांधकवृष्णयः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥



## અધ્યાય ૫૩ મો. યજ્ઞ વૈભવનું વર્ણન.

**दुर्योधन उवाच** आर्यास्तुयेवैराजानः सत्यंसधामहाव्रताः ।
पर्याप्तविद्यावक्तारो वेदांतावभृथप्लुताः ॥

દુર્યોધન કહે છે કે—વળી સત્યવાદિ, મોટા વ્રતવાળા, પ્રાપ્ત થયેલી વિદ્યા બોલનાર, વેદાંતના અભ્યાસરૂપી જેમણે અવભૃથ સ્નાન કર્યું છે એવા ધૈર્યવાન, લજ્જાવાન, ક્ષત્રિય ધર્મમાં કુશળ અને જેમને રાજ્યભિષેક થયેલા છે, એવા સર્વ આર્ય રાજાઓ યુધિષ્ઠિરની ઉપાસના કરતા હતા, તેઓ યજ્ઞમાં બ્રાહ્મણોને આપવા સારૂ ગાય દોહોવાના રૂપા તથા કાંસાનાં પાત્રો સહિત હજારો ગાયો લઇને આવ્યા હતા, તેમને મેં જોયા. હે ભારત ! યજ્ઞ થઇ રહ્યા પછી યુધિષ્ઠિરના અવભથ સ્નાનને વાસ્તે સર્વ રાજાઓ સહિત્યો લાવ્યા. તેમાં બાલ્હિક રાજા સુવર્ણનો બનાવેલો રથ લાવ્યો જેમાં સુદક્ષણી રાજાએ કાંબોજ દેશમાં ઉત્પન્ન થયેલા શ્વેત અશ્વો જોડયા. વળી મહા બળવાન સુનીથ રાજા રથની ધોંસરી નીચે રાખવાનું કાષ્ટ, ચેદિ દેશનો રાજા રથની ધ્વજા, દક્ષિણ દેશનો રાજા પુષ્પોની માળાએ', મગધ દેશનો રાજા મુકુય, મોટા ધનુષનો ધરનાર ફાસુદાન રાજા હસ્તિ, મત્સ્ય રાજા દ્રવ્યથી ભરેલાં ગાડાંઓ, એકલવ્ય રાજા જોડા, ઉજ્જનનો રાજા અભિષેક વાસ્તે ઘણા સ્થળનું જળ, ચેકિતાન રાજા બાણોનું ભાથું, કાશીરાજા ધનુષ અને શલ્ય રાજા શ્રેષ્ઠ મૂઠવાળી તરવાર તથા અભિષેકનાં પાત્રો સહિત છીકું લાવ્યો હતો. પછી ધૌમ્યાચાર્ય તથા મોટા તપવાળા વ્યાસ નારદ, દેવળ ઋષિ અને અસિત મુનિને આગળ કરીને યુધિષ્ઠિરને અભિ-ષેક કરવા વાસ્તે તૈયાર થયા. તે વખતે પરશુરામ સહિત વેદોને પાર પામેલા અને સર્વ મંત્રો જાણનારા બીજા પણ કેટલાક બ્રાહ્મણો, જેમ સ્વર્ગમાં ઇંદ્રની પાસે સાત ઋષિયો આવે તેમ ઘણી દક્ષિણા આપનાર યુધિષ્ઠિરની પાસે આવ્યા. યુધિષ્ઠિર ઉપર શ્રેષ્ઠ પરાક્રમી સાત્યકિ યાદવે છત્ર, ભીમસેન તથા અર્જુને પંખાઓ. અને નકુલ તથા સહદેવે ચમરો ધર્યાં હતાં. પછી સમુદ્રે જઇ વિશ્વકર્માએ સુવર્ણથી મઢેલો વરૂણનો શંખ યુધિષ્ઠિરને આપ્યો તે શંખે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને અભિષેક કર્યો, જે જોઇને મને મોટું દુઃખ થયું. યુધિષ્ઠિરને થયેલા અભિષેકનું જળ પ્રવાહે કરીને પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ દિશાના સમુદ્રો પ્રત્યે ગયું; પણ ઉત્તર સમુદ્ર પ્રત્યે ગયું નહીં. કારણ ત્યાં પક્ષિયો વગર બીજાની ગતિ નથી. પછી ત્યાં

વારંવાર શંખના મોટા શબ્દો થયા. જે સાંભળી હર્ષથી મારાં રૂવા ઉભાં થયાં, પણ તેજ રહિત એવા કેટલાક રાજાઓ તો પડી ગયા. તે વખતે બળવાન, પરાક્રમી, અને એક બીજાઓને હેત બતાવનારા ધૃષ્ટદ્યુમ્ન, પાંચ પાંડવો, સાત્યકિ યાદવ, તથા શ્રીકૃષ્ણ, એ આઠ જણાઓ બેભાન થયેલા સર્વ રાજાઓને તથા મને જોઇને હસ્યા. હર્ષયુક્ત અર્જુને સુવર્ણના શિંગડાવાળી પાંચસો ગયો શ્રેષ્ટ બ્રાહ્મણોને આપી. હે પિતા ! હમણાં યુધિષ્ઠિર જેવા સર્વથી અધિક, શ્રેષ્ઠ અને સમૃદ્ધિવાન છે, તેવા રંતિદેવ, નાભાગ, યૌવનાશ્વ, શ્રાદ્ધદેવમનુ, વેનના પુત્ર પૃથુ, ભગીરથ યયાતિ, તથા નહુષ રાજા પણ ન હતા. એ પ્રમાણે યુધિષ્ઠિર હરિશ્ચંદ્ર રાજાની પેઠે રાજસૂય યજ્ઞ પુરો કર્યો તે તથા હરિશ્ચંદ્રના જેવી તેમની સમૃદ્ધિ જોઈ તમે જીવવામાં કેમ શ્રેય માનો છો ? હે નરાધિપ ! વિધાતાએ ચારયુગનું બંધારણ કર્યું છે, ને જેઓ અધિક હતા તેઓ પડતા જાય છે. હે કુરૂકુળમાં શૂરવીર ! એ પ્રમાણે જોઇને, મને ઘણો વિચાર કરતાં પણ સુખની પ્રાપ્તિ થતી નથી, તેથી હું સુકાઈ ગયો છું અને શોકને લીધે મારો વર્ણ ફીકો પડી ગયો છે.

एवंदृष्ट्वा नाभिविंदमिशर्म समीक्षमाणोपि कुरुप्रवीर ।
तेनाहमेवं कृशतांमतश्च विवर्णतां चैव सशोकतां च ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥



## અધ્યાય ૫૪ મો. ધૃતરાષ્ટ્રે કરેલું સાંત્વન.

धृतराष्ट्र उवाच त्वंवैज्येष्ठोज्यैष्ठिनेयः पुत्रमापांडवान्द्विषः ।
द्वेष्टाह्यसुखमादत्ते यथैवनिधनं तथा ॥

ધૃતરાષ્ટ્ર કહે છે કે—હે પુત્ર ! તું મારી પ્રથમ સ્ત્રીનો મોટો પુત્ર થઇને પાંડવોનો દ્વેષ કર માં, કારણ દ્વેષ કરનાર પુરૂષ મૃત્યુરૂપી દુઃખને પામે છે. તારા જેવા પુરૂષે, શત્રુના કપટને જાણનાર, તારી બરોબર દ્રવ્યવાન, તારી સાથે મિત્રાઇ રાખનાર, અને તારો કોઇ દિવસે દ્વેષ નહીં કરનાર એવા યુધિષ્ઠિરનો દ્વેષ કરવો યોગ્ય નથી. હે પુત્ર ! તેમના બરોબર સેવકો તથા પરાક્રમવાળો તું મોહથી તેમની સમૃદ્ધિની ઇચ્છા કર નહીં, શોકનો ત્યાગ કરીને સમતા રાખ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કદાપિ તું યુધિષ્ઠિરની યજ્ઞ જેવી વિભૂતિની ઇચ્છા કરતો હોય તો, બ્રાહ્મણોને બોલાવી યજ્ઞ કર, જેમાં તને યુધિષ્ઠિરની પેઠે સર્વ રાજાઓ પ્રીતિથી અનેક તરેહનાં રત્નો અલંકારો તથા ઘણું દ્રવ્ય લાવી આપશે. હે દુર્યોધન ! પારકા દ્રવ્યની આશા રાખનાર પુરૂષ ખરાબ હાલત પામે છે, પણ જે પુરૂષ સ્વધર્મમાં નિષ્ઠા રાખીને પોતાનું જે દ્રવ્ય હોય તેમાં સંતોષ રાખે છે, તેને અનેક તરેહનાં સુખનો વધારો થાય છે. પારકા દ્રવ્યાદિ પદાર્થો લઇ લેવાનો કંઈ પણ ઉદ્યોગ કરવો નહીં, પોતાના ઉદ્યોગમાં સાવધાન રહી, પોતાને જે દ્રવ્યાદિ મળ્યાં હોય, તેની રક્ષા કરવામાં સાવચેતી રાખવી, એજ વૈભવ મેળવવાનું લક્ષણ છે. વળી જે પુરૂષ વિપત્તિમાં દુઃખ પામતો નથી, શાણપણાથી પોતાનો ઉદ્યોગ કરવામાં પરાક્રમ રાખે છે, તથા અસાવ-

માન અને નમ્રતાવાળો હોય છે, તેને પોતાની મેળે અનેક તરેહના સુખની પ્રાપ્તિ થાય છે. હે દુર્યોધન ! તું પાંડવોરૂપી તારી ભુજાઓને કાપ માં, અને તેઓ પણ કૈરવોરૂપી પોતાની ભુજાઓને કાપે નહીં તેમ કર. ભાઈઓરૂપ પાંડવોના દ્રવ્ય સારૂ તેમનો તથા તેમના મિત્રોનો દ્રોહ કર માં. હે પુત્ર ! જો તું પાંડવોનો દ્વેષ નહીં કરે તો તેઓ પણ તારો દ્વેષ કરશે નહીં; તેમનું જે દ્રવ્ય છે તે તારૂંજ છે, એમ માન, કારણ તારા તથા તેમના પિતામહ એકજ છે. વળી મિત્રનો દ્રોહ કરેથી મોટો અધર્મ થાય છે, વાસ્તે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! યજ્ઞમાં દ્રવ્ય આપનાર ઇચ્છિત કામનાઓનો અનુભવ લેનાર, સ્ત્રિયો સાથે ક્રીડા કરનાર અને પીડા રહિત, એવો તું શાંતિ પામ.

अंतर्वेद्यां ददद्वित्तं कामानमुभवन् प्रियान् ।
क्रीडन् स्त्रीभिर्निरातंकः प्रशाम्य भरतर्षभ ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां चतुःपंचाशत्तमोऽध्यायः ५४ ॥

## અધ્યાય ૫૫ મો. દુર્યોધનની દુષ્ટ વૃત્તિ.

**दुर्योधन उवाच** यस्य नास्ति निजाप्रज्ञा केवलं तु बहुश्रुतः ।
न स जानाति शास्त्रार्थं दर्वी सूपरसानिव ॥

દુર્યોધન કહે છે કે—હે પિતા ! જેને પોતાની બુદ્ધિ નથી, ને કેવળ બીજાઓનો મત સાંભળે છે, તે પુરૂષ જેમ કડછી કઢીના રસને ન જાણે, તેમ પોતાના કાર્યની મતલબને જાણતો નથી. પણ તમે તો જાણવા છતાં જેમ એક વહાણમાં બે માલમો હોય, તેમનો એક માલમ પોતાની નીચેના બીજા માલમને અનેક તરેહનાં વાક્ય કહીને વહાણ ચલાવવામાં મોહ પમાડે તેમ મને મોહ પમાડો છો. શું તમે પોતાના સ્વાર્થને જાણતા નથી કે મારો દ્વેષ કરો છો. હે પિતા ! જેમને તમે શિખામણ આપો છો એવા આ તમારા પુત્રો તમારા વાક્યને માન્ય કરશે નહીં, કારણ દ્યૂતે કરીને શત્રુઓની સમૃદ્ધિ આપણને જલદીથી મળી શકે એમ છે તોપણ તમે યજ્ઞ કરવાનું કહો છો ! કેમકે હે પિતા ! બીજાના કહેવા પ્રમાણે હરેક કામ કરનારો પુરૂષ પોતાની મતલબના કાર્યમાં મુંઝાઇ જાય છે, તેથી તેની આજ્ઞાનું પાલન કરવાને ચહાતા એવા પુરૂષો તેના કહેવા પ્રમાણે ચાલતા નથી. હે રાજન ! શ્રેષ્ઠ, બુદ્ધિમાન અને વૃદ્ધ પુરૂષોને સેવનાર અને જીતેંદ્રિય એવા તમે, પોતાના કાર્ય સંબંધી નિશ્ચય કરી રાખનાર અમોને ઘણો મોહ પમાડો છો, પણ બૃહસ્પતિએ લૌકિક રીતિથી રાજાઓની રીતિ જુદી તરેહની કહી છે માટે સાવધાન રાજાઓએ પોતાના અર્થનો સદૈવ વિચાર કરવો. હે મહારાજ ! ક્ષત્રિયોએ તો જય મેળવવો એજ તેમની વૃત્તિ છે, વાસ્તે તેમાં ધર્મ વા અધર્મનો વિચાર કરવો નહિ. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! શત્રુની શ્રેષ્ઠ સમૃદ્ધિને લઇ લેવાની ઇચ્છાવાળા પુરૂષે, જેમ સારથિ ચાબુકે ઘોડાઓને પીડા પમાડે તેમ હરેક ઉપાયથી શત્રુને પીડા પમાડવી; કારણ પ્રસિદ્ધ વા ગુપ્ત એવો જે ઉપાય શત્રુને પીડા કરે એજ શસ્ત્ર ન કહેવાય ? હે રાજન ! જે શત્રુભાવ રાખતો હોય તેજ શત્રુ હોય એમ

નથી, પણ જેને જેનાથી સંતાપ થતો હોય તે પણ તેનો શત્રુ છે. અસંતોષ રાખવો એજ સમૃદ્ધિ પ્રાપ્ત કરવાનું મૂળ કારણ છે, વાસ્તે હું પાંડવોની સમૃદ્ધિની ઇચ્છા રાખું છું. પોતાની મોટાઈ વધવા સારૂ ઉપાય કરવો, તે શ્રેષ્ઠ ન્યાય છે, કારણ કે જે રાજા પોતાનું ઐશ્વર્ય તથા દ્રવ્યમાં મમતા ન રાખે, તેના શત્રુઓએ હરેક ઉપાય કરીને તેનું સર્વસ્વ હરણ કરી લેવું; એજ રાજાનો ધર્મ છે. વળી પૂર્વે ઇંદ્રે કોઇનો દ્રોહ ન કરવો, એમ નિશ્ચય કરીને નમુચિ નામના દૈત્યનું મસ્તક કાપ્યું હતું, કારણ શત્રુને વિષે એવી વૃત્તિ રાખવી એમ પરંપરાથી ચાલે છે, માટે તેણે તે પ્રમાણે કરીને તે વૃત્તાંતને માન્ય કરાવી હતી. વળી જેમ દરમાં રહેલા જીવ સર્પે ગળી જવાથી નાશ પામે છે, તેમ શત્રુ સાથે વિરોધ નહી કરનાર રાજા તથા પરદેશમાં નહી ફરનાર સંન્યાસી નાશ પામે છે. હે પૃથ્વીપતિ! હરકોઈ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય જાતિના પુરૂષનો શત્રુ સમાનજાતિવાળો હોતો નથી, પણ કેવળ સમાન વૃત્તિવાળો હોય છે; માટે શત્રુના પક્ષની વૃદ્ધિ જોઇને જે પુરૂષ તેને નાશ કરવાનો ઉપાય ન કરે તે જેમ શરીરમાં ઉત્પન્ન થએલો વ્યાધિ વૃદ્ધિ પામી શરીરનો નાશ કરે તેમ શત્રુ તેનું સર્વ મૂળ સહિત છેદન કરી નાખે છે. વળી જે શત્રુ થોડા પરાક્રમવાળો હોય પણ જો નિત્ય પરાક્રમે કરી વૃદ્ધિ પામતો હોય તો તે જેમ પેદા થતો રાફડો નિત્ય વૃદ્ધિ પામીને પોતાની નજીક રહેલા વૃક્ષને ઢાંકી દઇ તેનો પરાભવ કરે છે તેમ પોતાના શત્રુને પરાભવ પમાડે છે, માટે હે અજમીઢના વંશમાં ઉત્પન્ન થએલા પિતા! તમને શત્રુઓની લક્ષ્મી પ્રીતિ કરનાર માં થાઓ, કેમકે તેમની સમૃદ્ધિ લઇ લેવી એજ નીતિ છે. જેને પરાક્રમી પુરૂષોએ પોતાના મસ્તક ઉપર ભારની પેઠે ગ્રહણ કરવી જોઇએ. વળી પોતાને પ્રિય અર્થોની વૃદ્ધિ થવાની ઇચ્છા રાખનારો પુરૂષ પોતાની જ્ઞાતિમાં જેમ ઉત્પન્ન થએલો દેહ નાશ નહી પામવાથી આસ્તે આસ્તે વૃદ્ધિ પામે છે, તેમ કદી વૃદ્ધિ પામે, પણ દ્રવ્યાદિ પદાર્થોએ કરી વૃદ્ધિ પામવાનું કારણ તો કેવળ પરાક્રમજ છે. જ્યાં સુધી મેં પાંડવોની સમૃદ્ધિ જોઇ ન હતી ત્યાં સુધી મારા મનમાં કંઇ ખેદ નહતો. પણ હવે તો મેં નિશ્ચય કર્યો છે, જે કાંતો હું તેમની સમૃદ્ધિને પામું, વા યુદ્ધમાં નાશ પામી સુઇ રહું. હે પૃથ્વીપતિ! પાંડવો નિરંતર મોટાઈ પામે છે અને અમે હીન થતા જઇએ છીએ, માટે મારે જીવીને શું કરવું?

**एतादृशस्य किमेद्य जीवितेन विशांपते ।**
**वर्धंते पांडवा नित्यं वयं त्वस्थिरवृद्धयः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि दुर्योधनसंतापे गुर्जरभाषायां पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥**

## અધ્યાય ૫૬ મો. શકુનિનો ચઢાવો.

**शकुनिरुवाच** यां त्वमेतां श्रियं दृष्ट्वा पांडुपुत्रे युधिष्ठिरे ।
तप्यसे तां हरिष्यामि द्यूतेन जयतांवर ॥

શકુનિ કહે છે કે—હે જીતનારાઓમાં શ્રેષ્ઠ દુર્યોધન! તું પાંડુરાજાના પુત્ર યુધિષ્ઠિરની સમૃદ્ધિ જોઇને તાપ પામે છે તે હું દ્યૂતે કરીને હરી લઇશ. દ્યૂતમાં જે દાવ મંડાય છે

તે રૂપી મારૂં ધનુષ, પાસાઓરૂપી મારા બાણો, તેમના દાણારૂપી મારા ધનુષની પ્રત્યંચા અને દ્યૂત રમવાના સ્થાનરૂપી મારો રથ છે, એમ તું જાણુ. વળી દ્યૂત રમવામાં કુશળ પુરૂષ નહીં રમી જાણનારને જીતે છે, માટે તમે કુંતીના પુત્ર યુધિષ્ઠિરને બોલાવો, હું નિશ્ચય યુદ્ધ કર્યા વગર મારાં કહેલાં સાધનોથી જીતીશ. વૈશંપાયન કહે છે કે–હે રાજન! શકુનિનાં એવાં વચન સાંભળીને દુર્યોધને કહ્યું કે, હે પિતા! પાસાની વિદ્યામાં કુશળ આ શકુનિ દ્યૂતે કરીને પાંડુરાજાના પુત્ર પાંડવોની સમૃદ્ધિ લઇ લેવાનો ઉત્સાહ રાખે છે, માટે હવે તમે તેમ કરવાની આજ્ઞા આપવા યોગ્ય છો. ધૃતરાષ્ટે કહ્યું કે, હે દુર્યોધન! હું નિત્ય હરેક કામ મહાત્મા વિદુરજીની સલાહ લઇને કરૂં છું માટે તેમને મળીને આ કામ કરવા બાબત નિશ્ચય કરીશ. દુર્યોધન બોલ્યો કે, હે પિતા! તમે વિદુરની સલાહ લેવાનું કહો છો, પણ તે તો તમારી બુદ્ધિ ફેરવી નાંખશે, એમાં સંશય નથી; કારણ કે તે જે પ્રમાણે પાંડવોને ચહાય છે તેમ અમને ચહાતા નથી. હે કુરૂવંશમાં ઉત્પન્ન થયેલા પિતા! કોઇપણ પુરૂષે પોતાનું હરેક કામ બીજાની સલાહથી કરવું નહીં કારણ કે, કાર્ય કરનાર અને સલાહ આપનાર બેઉનો વિચાર સરખો હોતો નથી. વળી જે પુરૂષ પ્રથમ ધારી રાખેલા કામમાં પછવાડેથી અધર્મ માની તે ન કરે, ને પોતાના શરીરની રક્ષા કરવા ચહાય, તો તે વર્ષાઋતુમાં વર્ષાદના જળથી ભીંજાયેલાં ગંડસ્થલવાળા હસ્તિની પેઠે ખેદ પામે છે; માટે હે પિતા! જ્યાં સુધી શરીરમાં રોગ અથવા મૃત્યુ પ્રાપ્ત થયું ન હોય, ત્યાંસુધી સમર્થ પુરૂષે જેમ પોતાનું સારૂં થાય તેમ કરવું, ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે પુત્ર! મને બળવાન પાંડવો સાથે વૈર કરવું, એ સર્વથા સારૂં લાગતું નથી, કારણ કે બળવાન સાથે વૈર કરનારો પુરૂષ પોતાની સારી હાલતમાંથી ખરાબ હાલતમાં જઇ પડે છે. જેનાથી મોટો કલેશ થાય અને માંહોમાંહે તીક્ષ્ણ બાણો તથા તરવારોનો વર્ષાદ વરસે, એવા અનર્થ રૂપ દ્યૂતને તું કેમ સારૂ માને છે? દુર્યોધને કહ્યું કે, હે ભારત! પૂર્વે થઈ ગયેલા નળાદિ રાજાઓ દ્યૂત રમ્યા હતા. દ્યૂતથી કંઇ યુદ્ધ અથવા નાશ થતો નથી, વાસ્તે હે પિતા! તમે આજ શકુનિના વાક્યને માન્ય રાખી જલદી સભા તૈયાર કરવાની આજ્ઞા આપો. હે કુરૂકુળમાં શ્રેષ્ઠ! પક્ષે કરીને દ્રવ્યાદિની પ્રાપ્તિ થયેથી જે સુખ મળે, તેનાથી પણ આપણને વધારે સુખ દ્યૂતે કરીને મળશે, કારણ કે, તેથી આપણા શત્રુ પાંડવોની સમૃદ્ધિ આપણને મળશે. પાંડવો સાથે દ્યૂત રમવાની તૈયારી કરાવો. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે નરેંદ્ર! તું જેનાથી સારૂં થવાનું નથી એવાં વચન બોલે છે, તે મને રૂચતાં નથી; માટે જા મારા વાકયને ઉલ્લંઘન કરી તને પ્રિય લાગે એમ કર પરંતુ મેં જ્યારે પ્રથમ રૂડી બુદ્ધિવાળા જ્ઞાનવાન વિદુરને દ્યૂત સંબંધી પૂછ્યું હતું, ત્યારે, તેમણે ક્ષત્રિયોનો નાશ થવાનો ભય પ્રાપ્ત થશે, એમ કહ્યું છે, તે અવશ્ય બનશે, ને તું પણ પશ્ચાત્તાપ પામીશ. વૈશંપાયન કહે છે કે;– એ પ્રમાણે કહીને પોતાના પુત્ર દુર્યોધનને વશ અને દૈવયોગથી મૂઢ થયેલા ધૃતરાષ્ટ્રે દૈવજ બળવાન છે, એમ માની શિલ્પી પુરૂષોને કહ્યું કે, તમે એક હજાર સ્તંભવાળી, સુવર્ણ તથા વૈદુર્યમણિઓથી શોભતી, સો દરવાજાવાળી સભા તૈયાર કરો, મહાબુદ્ધિમાન્ અને શંકા વગરના હજારો શિલ્પી પુરૂષોએ ઉતાવળથી સભા તૈયાર કરવા સારૂ તેમાં જોઇતા અનેક તરેહનાં પદાર્થો લાવીને, થોડા દિવસમાં ઘણાં રત્નોએ કરી શોભાયમાન, સુવર્ણનાં નકશીદાર આસનો તથા શય્યાદિ સાહિત્યવાળી શોભાયમાન સભા બનાવી, ને ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે રાજન! તમારા કહેવા પ્રમાણે સભા તૈયાર થઇ છે. તે સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાએ

પોતાના મંત્રિઓમાં મુખ્ય એવા વિદુરને કહ્યું કે, હે વિદુર ! તમે મારા કહેવાથી પાંડુ-રાજાના પુત્ર યુધિષ્ઠિર પાસે જઇ તેને અહિં તેડી લાવો, કારણ કે, આ ઘણાં રત્નોવાળી, વિચિત્ર, અને અમૂલ્ય શય્યા તથા આસનોવાળી મારી સભા છે, તે ભાઇઓ સહિત યુધિ-ષ્ઠિર રાજા જુએ અને દ્યૂત રમે.

सभेयं मे बहुरत्नाविचित्रा शय्यासनैरुपपन्नामहार्हैः ।
सादृश्यतां भ्रातृभिः सार्द्धमेत्य सुहृद्द्यूतं वर्त्तत[illegible] ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरानयने गुर्जरभाषायां षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

## અધ્યાય ૫૭ મો. વિદુરનું તેડવા જવું.

**वैशंपायन उवाच** मतमाज्ञाय पुत्रस्य धृतराष्ट्रो नराधिपः ।
मत्वा च दुरतसदैवमेतद्राजं चकारह ॥

વૈશંપયાન કહે છે કે—હે રાજન ! મનુષ્યોના અધિપતિ ધૃતરાષ્ટ્ર રાજાએ દુર્યોધનનો મત જાણી દૈવે નિર્મેલું કદી ટળતું નથી એમ માનીને દ્યૂતની તૈયારી કરી. હવે પંડિત પુરૂષોમાં શ્રેષ્ઠ એવા વિદુર પોતાના ભાઈ ધૃતરાષ્ટ્રનાં અન્યાય યુક્ત વચન સાંભળી કહેવા લાગ્યા કે, હે રાજન ! તમે મને જે આજ્ઞા આપી તે હું ઠીક માનતો નથી, વાસ્તે તમે એમ માં કરો; કારણ કે હું આપણા કુળનો નાશ થાય તેથી ભય પામું છું. દ્યૂત નિમિત્ત તમારા પુત્રોનો નાશ થવાથી તમને અવશ્ય કલેશ પ્રાપ્ત થશે ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે વિદુર ! દૈવે જે સુખ અથવા દુઃખ નિર્માણ કર્યું હશે તે કદી ટળવાનું નથી, માટે મને કદાપિ કલેશ પ્રાપ્ત થશે, તો તેથી હું તાપ પામીશ નહીં. વિધાતાએ સર્વ જગત્ દૈવને વશ કર્યું છે, જેથી પરતંત્ર થઇને દૈવ પ્રમાણેજ વર્તે છે. હે વિદુર ! આજ તમે મારી આજ્ઞાએ કોઇથી ન જીતાય એવા કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા પાસે જઇ તેમને જલદીથી અહીં બોલવી લાવો.

तदद्यविदुरप्राप्य राजानं ममशासनात् ।
क्षिप्रमानय दुर्धर्षं कुंतीपुत्रं युधिष्ठिरम् ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरानयने गुर्जरभाषायां सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥

## અધ્યાય ૫૮ મો. યુધિષ્ઠિર ને વિદુર.

**वैशंपायन उवाच** ततःप्रायाद्विदुरोश्वैरुदारै र्महाजवैर्बलिभिःसाधुदांतैः ।
बलान्नियुक्तोधृतराष्ट्रेणराज्ञा मनीषिणांपांडवानांसकाशे ॥

વૈશંપાયન કહે છે કે—પછી ધૃતરાષ્ટ્ર રાજાએ જેને બળાત્કારથી જવાની આજ્ઞા આપી હતી એવા વિદુર મોટા મન તથા વેગવાળા, બળવાન અને ઉતાવળા અશ્વોએ કરી બુદ્ધિ-માન્ પાંડવો પાસે જવા સારૂ રવાના થયા. સર્વ માર્ગોનું ઉલ્લંઘન કરીને યુધિષ્ઠિર રાજાના

ઇંદ્રપ્રસ્થ શહેર પ્રત્યે આવ્યા. સર્વ બ્રાહ્મણોથી સત્કાર પામી કુબેરના ધામ જેવા શોભાયમાન યુધિષ્ઠિરના ઘરમાં પ્રવેશ કરી તેમની પાસે ગયા. શત્રુ વગરના યુધિષ્ઠિર રાજા તેમનો યથાયોગ્ય પૂજાદિ સત્કાર કરી પુત્ર સહિત ધૃતરાષ્ટ્રના કુશળ સમાચાર પૂછવા લાગ્યા. હે વિદુર ! હું તમારૂં મન આનંદમાં દેખતો નથી, પણ તમે અમારૂં શ્રેય વિચારીને આવ્યા હશો. હે બુદ્ધિમાન્ ! ધૃતરાષ્ટ્રના સર્વ પુત્રો તેમને વશ ને આનંદમાં છે ? વિદુર કહ્યું કે, હે યુધિષ્ઠિર ! મહાત્મા ઇંદ્ર સરખા પ્રતાપી, પોતાના સંબંધિયોથી વિંટાયલા, નમ્રતાવાન, શોક વગરના અને પુત્રોના ગુણે કરીને પ્રસન્ન ધૃતરાષ્ટ્ર રાજા પોતાના પુત્રોએ સહિત કુશળ છે, ને તેમણે તમને મારી સાથે પોતાનું કુશળપણું કહેવરાવી તમારૂં કુશળ પુછાવ્યું છે; અને કહ્યું છે જે, "હે પુત્ર ! તમારી સભા જેવી મારી સભા છે, તે ભાઇઓ સહિત તમે અહીં આવીને જુઓ, ને તમારા ભાઇ કૌરવો છે તેમની સાથે મળી દ્યૂત રમો. તમે અહીં આવશો તેથી અમે ઘણા પ્રસન્ન થઇશું. કુરૂવંશના સર્વ રાજાઓ અહીં આવેલા છે." એમ કહી વિદુરજીએ કહ્યું કે, હે રાજન ! ધૃતરાષ્ટ્રના બોલાવ્યાથી તેની સભામાં દ્યૂત રમનાર અને કપટી મનુષ્યો આવીને બેઠા છે, જેને તમે ત્યાં આવીને જુઓ. હું તેમના કહેવાથી દ્યૂત વાસ્તે તમને તેડવા સારૂ આવ્યો છું માટે ચાલો. યુધિષ્ઠિર બોલ્યા કે, હે વિદુરજી ! દ્યૂત રમવાથી મોટો કલેશ થાય છે, માટે તેથી થતા દોષને જાણનાર પુરૂષ તેમ કરવાની ઇચ્છા કેમ કરે ? તમને ઠીક ભાસતું હોય તો કહો, કારણ અમે તમારી આજ્ઞા પ્રમાણે વર્ત્તનાર છીએ. વિદુરજી બોલ્યા કે—હે યુધિષ્ઠિર ! હું દ્યૂતને અનર્થનું મૂળ જાણું છું, ને મેં ધૃતરાષ્ટ્રને ઘણાં વાકયો કહીને વાર્યા, પણ તેમણે મને તમને તેડવા સારૂ મોકલ્યો છે, માટે હે રાજન ! આ મારાં વાકય સાંભળીને તમારૂં શ્રેય થાય તેમ કરો. યુધિષ્ઠિર બોલ્યા કે—હે વિદુરજી ! હું તમોને પૂછું છું કે, ધૃતરાષ્ટ્રની સભામાં તેમના પુત્રો વગર બીજા કપટી અને રમનારા કોણ છે તે કહો ? જેમની સાથે અમે દ્રવ્યના સેંકડો દાવ માંડીને રમીએ. વિદુરજી બોલ્યા—હે પૃથ્વીપતિ ! દ્યૂત રમવામાં કુશળ, પોતાની ઇચ્છા પ્રમાણે પાસાઓ નાંખનાર અને અમુક દાવ પડશે એમ જાણનારો ગાંધાર દેશના રાજાનો પુત્ર શકુનિ, વિવિંશતિ, સત્યવ્રતવાળો પુરૂમિત્ર અને જયાદિ રાજાઓ છે. યુધિષ્ઠિરે કહ્યું કે, હે વિદુરજી ! વિધાતાએ સર્વ જગત્ દૈવને વશ રાખ્યું છે, જેથી સૌ પરસ્વાધિન રહે છે, ને તેથીજ ધૃતરાષ્ટ્રની સભામાં સર્વે કપટી અને દ્યૂત રમનારા આવેલા છે, વાસ્તે હું તેમના કહેવાથી દ્યૂત રમવા સારૂ ત્યાં આવવાની ઇચ્છા રાખતો નથી. પણ પુત્રને પિતા ઘણો પ્રિય હોય છે. તેમ તે અમારા પિતારૂપ છે. તેથી તેમના કહેવા પ્રમાણે કરવાની ઇચ્છા રાખું છું. વળી શકુનિ દ્યૂત રમવામાં ચતુર છે ને હું રમી જાણતો નથી, તોપણ મને સભામાં બોલાવે છે તો હું આવીશ, કારણ મને કોઇ યુદ્ધ વાસ્તે અથવા દ્યૂત રમવા બોલાવે તો મારે તેને ના કહેવી નહીં. એવું મારૂં વ્રત છે. વૈશંપાયન કહે છે કે, એ પ્રમાણે વિદુરજીને કહી ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાના પ્રધાનાદિકોને હસ્તિનાપુર જવા સારૂ તૈયાર થવાની આજ્ઞા આપી. બીજે દિવસે પોતાના પ્રધાન, સેવકો, સેના, ભાઇઓ તથા દ્રૌપદીઆદિ સ્ત્રીઓ સહિત હસ્તિનાપુર પ્રત્યે જવા તૈયાર થઇ. તેમણે વિદુરજીને કહ્યું કે, પૂર્વ જન્મના કર્મના યોગે કરી મનુષ્યની બુદ્ધિ, જેમ સૂર્યના તાપે કરી નેત્ર અંજાવાથી દૃષ્ટિ નાશ પામે તેમ નાશ પામે છે. જીવ માત્ર દોરીથી બંધાયેલા પુરૂષની માફક વિધાતાને વશ છે. ધૃતરાષ્ટ્રનું તેડાવવું

સારૂં નહીં માનીને, બાલ્હિક દેશમાં ઉત્પન્ન થયેલા અશ્વો જેમાં જોડયા હતા એવા રથમાં બેસી તેઓ પોતાની રાજ્ય સમૃદ્ધિથી શોભાયમાન થઇ, પ્રધાનાદિ સાથે સેનાઓથી વિંટાઇ બ્રાહ્મણોને મુખ્ય કરી ભાઇઓ તથા વિદુરજી સહિત હસ્તિનાપુર આવ્યા. તે સમયે તેમની સામે ભીષ્મ, દ્રોણ, કર્ણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, સોમદત્ત, દુર્યોધન, શલ્ય, શકુનિ, દુઃશાસન, જયદ્રથ અને સર્વ કૌરવો આદિ બીજા જે રાજાઓ આવ્યા હતા તેઓને યથાયોગ્ય મળી તેમનાથી વિંટાઇને યુધિષ્ઠિર રાજાએ બુદ્ધિમાન ધૃતરાષ્ટ્રના ઘરમાં પ્રવેશ કર્યો. પતિના આશ્રયવાળી અને પુત્રોની સ્ત્રિઓથી વિંટાયલી ગાંધારીને જોઇ તેને નમસ્કાર કર્યા, એટલે તેણે યુધિષ્ઠિરને આશિર્વાદ આપ્યો પછી પાંડવો, બુદ્ધિરૂપી નેત્રવાળા પોતાના પિતારૂપ વૃદ્ધ ધૃતરાષ્ટ્રને જોઇ તેમને પગે લાગ્યા. ત્યારે તેમણે તેમના મસ્તકના કેશ સુંઘો કુશળ વાર્તા પુછી. હે પૃથ્વીપતિ ! એ પ્રમાણે જોવા લાયક સ્વરૂપવાળા અને પુરૂષોમાં સિંહરૂપ પાંડવો આવ્યા, તે જોઇને કૌરવો ખુશી થયા. તેમના કહેવાથી પાંડવોએ રત્નથી જડેલાં શોભાયમાન ગૃહોમાં પ્રવેશ કર્યો. તે સમયે ધૃતરાષ્ટ્રના પુત્રોની સ્ત્રિઓ, પાંડવોની દ્રૌપદી આદિ સ્ત્રિઓની સમૃદ્ધિ પોતાથી અધિક જોઇ તાપ પામી અને દુઃખી થઇ. પછી પાંડવોની સ્ત્રિઓએ પોતાના કેશ ઓળ્યા, ને સ્નાનાદિ કરી પોતાના શરીરોને શણગાર્યાં પાંડવોએ પણ શ્રેષ્ઠ ચંદન ધારણ કરી શોભાયમાન થઇ, પ્રસન્ન મને સાયંકાળની સંધ્યાદિ આન્હિક કર્મ કર્યાં, બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી, પોતાને ઇચ્છિત પદાર્થોનું ભોજન કરી શયન ગૃહમાં પ્રવેશ કર્યો. સ્ત્રિયો સાથે સુખ ભોગવી ઘણા પ્રસન્ન થઇ તેમણે રાત્રિ સુખમાં ગાળી પછી પ્રાતઃકાલ થયો ત્યારે બંદિજનોએ આવી ગાયન કર્યું, તેથી નિદ્રાનો ત્યાગ કરી તેઓ ઉઠયા. હે રાજન ! એ રીતે રાત્રિને વિષે સુખે કરી સુતેલા અને કપટી દુર્યોધનાદિકથી વખણાયેલા પાંડવોએ પ્રાતઃકાલનું સંધ્યાદિ નિત્ય કર્મ કરી પેલી શ્રેષ્ઠ સભામાં પ્રવેશ કર્યો.

**सुखोषितास्तेरजनीं प्रातःसर्वे कृतान्हिकाः ।**
**सभां रम्यां प्रविविश्नुः कितवैरभिनंदिताः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरसभागमने गुर्जरभाषामष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥**

---

## અધ્યાય ૫૯ મો. દ્યૂતની તૈયારી.

**वैशंपायन उवाच** **प्रविश्यतांसभांपार्था युधिष्ठिरपुरोगमाः ।**
**समेत्यपार्थिवान्सर्वान् पूजार्हानभिपूज्य च ॥**

વૈશંપાયન કહે છે કે-એ પ્રમાણે યુધિષ્ઠિર જેમાં મુખ્ય હતા એવા પાંડવો તે સભામાં આવી સર્વ રાજાઓને મળ્યા, ને પોતાને પૂજા કરવા યોગ્યની પૂજા કરીને અવસ્થા પ્રમાણે આરોગ્ય, સુંદર ગલિચા બીછાવેલાં આસનો ઉપર બેઠા. સર્વ રાજાઓ પણ યથાયોગ્ય આસનો ઉપર બેઠા, પછી શકુનિએ યુધિષ્ઠિરને કહ્યું કે, હે યુધિષ્ઠિર ! આ સભામાં પાસા નાખવા માટે વસ્ત્ર બીછાવેલું છે, ને અમે તમારે વાસ્તે દ્યૂત રમવાનો સંકેત કરી રાખ્યો

છે, માટે પાસાઓ નાખીને દ્યૂત રમો. યુધિષ્ઠિર બોલ્યા કે હે શકુનિ ! દ્યૂત રમવું એ છલ કરવાનું કામ છે, ને તે પાપરૂપ છે, એમાં કંઇ ક્ષત્રિયોનું પરાક્રમ નથી. એ નીતિ પણ નથી, ત્યારે તું રમવાનું કેમ કહે છે ? વળી કપટી પુરૂષ દ્યૂતરૂપી છલ કરે છે. પણ તેથી તેનું જગતમાં માન વધતું નથી. હે શકુનિ ! શું નિર્લજજની પેઠે તું અમને દ્યૂતરૂપી અનીતિથી જીતીશ ! શકુનિ બોલ્યો કે હે યુધિષ્ઠિર ! જે બુદ્ધિમાન પુરૂષ દ્યૂતમાં જીતવા તથા હારવાની યુક્તિને જાણતો હોય અને તે રમવામાં ખેદ વગરનો હોય, તે પુરૂષ દ્યૂત રમવામાં જે યુક્તિઓ કરાય છે તે સૌ કરવાની ઉલટ રાખે એમાં આશ્ચર્ય નથી. હે રાજન ! હારવું તથા જીતવું, એ પાસાના દાવ ઉપર છે માટે તેમાં કંઇ દોષ નથી. આપણે રમીએ તેમાં તમે કંઇ શંકા રાખ્યા વગર પ્રત્યક્ષ દાવ માંડો, અથવા " મેં અમુક પદાર્થ એટલા માંડયા છે," એમ મોઢેથી કહો, વિલંબ કરો માં. યુધિષ્ઠિરે કહ્યું કે હે શકુનિ ! સ્વર્ગને આપનાર કર્મકાંડ તથા મોક્ષ પ્રાપ્ત કરાવનાર જ્ઞાનકાંડને જાણનાર સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ અસિત મુનિ સદૈવ એમ કહે છે કે, રમતું બે પ્રકારનું છે, એક પાસાથી અને બીજું શાસ્ત્રના અભ્યાસથી; તેમાં કપટીઓ સાથે કપટ રાખીને પાસાથી રમવું એ પાપરૂપ છે. ધર્મથી યુદ્ધમાં જય મેળવવો સારો, પણ દ્યૂત રમીને જય મેળવવો સારો નથી. જે શ્રેષ્ઠ પુરૂષો હોય છે તે પોતે કપટરૂપી કામ કરતા નથી, ને તેને ધિક્કારે છે. શૂરવીર પુરૂષે કપટ રહિત થઈ યુદ્ધ કરવું, એ યોગ્ય છે. પણ દ્યૂત રમવારૂપી કપટ કરવું એ યોગ્ય નથી. હે શકુનિ ! અમે તો બ્રાહ્મણો પાસેથી વિદ્યાભ્યાસ કરવાનો યત્ન કરશું, કારણ વિદ્યારૂપી દ્રવ્યે કરીને સર્વ સુખ મળે છે. તું પણ જેમાં પોતાનું સર્વ દ્રવ્યાદિક હારી જવાય એવા દ્યૂતે કરીને અમને જીતવાની ઇચ્છા રાખ માં. હું દ્યૂતરૂપી નીચ કર્મ કરીને દ્રવ્ય અથવા સુખ મેળવવાની ઇચ્છા રાખતો નથી. દ્યૂત રમવું એ કપટી પુરૂષોનું કામ છે, જેને શ્રેષ્ઠ પુરૂષો વખાણતા નથી. શકુનિ બોલ્યો કે હે યુધિષ્ઠિર ! જેમ વિદ્વાન્ પુરૂષ અવિદ્વાનને જીતવાની આશાથી તેની પાસે આવે, શસ્ત્રવિદ્યામાં કુશળ પુરૂષ શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ નહીં કરેલા પુરૂષ પાસે આવે, તથા બળવાન પુરૂષ દુર્બળની પાસે આવે, તેમાં કાંઇ નીચ કર્મ કહેવાય નહીં; તેમ પાસાની રમતમાં કુશળ પુરૂષ નહીં રમી જાણનાર જીતવાની આશાથી તેની પાસે આવીને રમે તો, તેને કોઇ મનુષ્ય નીચ કર્મ કહેતું નથી તો પણ તમે મારી પાસે આવી હવે એ નીચ કર્મ છે એમ માની કદી ભય પામતા હોતો ના રમો. યુધિષ્ઠિર બોલ્યા કે—હે શકુનિ ! કોઇ પણ પુરૂષ મને કંઇપણ કામ સારૂ બોલાવે તો મારે તે કામ કરવાથી પાછા ન હઠવું, એ મારૂં-વ્રત છે; માટે કંઇ ફીકર નહીં, વિધાતા બળવાન છે, તેથી હું દૈવને વશ થઇ બેઠો છું. આ સભામાં મારે કેની સાથે રમવું, ને સામે દાવ માંડનાર કોણ છે તે કહો, અને પછી દ્યૂત ચલાવો. વૈશંપાયન કહે છે કે—યુધિષ્ઠિરનાં એવાં વાક્ય સાંભળી દુર્યોધન બોલ્યો કે, હે પૃથ્વીપતિ ! યુધિષ્ઠિર રાજા ! મારો મામો શકુનિ મારીવતી તમારી સાથે રમશે, ને તેમાં હારશે તો, તમે માંડશો તેટલા રત્નો તથા દ્રવ્ય હું આપીશ. યુધિષ્ઠિરે કહ્યું કે હે દુર્યોધન ! બીજાની વતી રમનારની સાથે દ્યૂત રમવું મને અધર્મરૂપ જણાય છે, તથાપિ તમે તમારી ઇચ્છા પ્રમાણે વર્તો ને દ્યૂતનું કામ ચલાવો.

अन्येनान्यस्य वैद्यूतं विषमं प्रतिभाति मे ।
एतद्विद्विन्नृपावस्त्व काममेवं प्रवर्त्ततां ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि युधिष्ठिरशकुनिसंवादे गुर्जरभाषायांमेकोनषष्ठिमोऽध्यायः ॥ ५९ ॥

## અધ્યાય ૬૦ મો. શકુનિએ કરેલો દ્યૂતારંભ.

वैशंपायन उवाच उपोह्यमाने द्यूते तु राजानः सर्वपवते ।
धृतराष्ट्रं पुरस्कृत्य विविशुस्तां सभां ततः ॥

વૈશંપાયન કહે છે કે-પછી જ્યારે દ્યૂત રમવાની તૈયારી થઈ ત્યારે સર્વ રાજાઓ ધૃતરાષ્ટ્રને મુખ્ય કરી સભામાં આવ્યા, ભીષ્મપિતા, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય અને મોટી મતિવાળા વિદુરજીએ પણ પોતાના મનમાં ઘણા અપ્રસન્ન થઇ સભામાં પ્રવેશ કર્યો. તે સર્વે સિંહ સરખી ડોકવાળા, મહાપરાક્રમી, વેદ જાણનારા અને પ્રકાશમાન સ્વરૂપવાળા હતા. તેઓમાંથી કેટલાક બબ્બે જણ મળીને તથા કેટલાક એક એક જણ વિચિત્ર અને શોભાયમાન અમૂલ્ય આસનો ઉપર યથાયોગ્ય બેઠા. જેમ દેવતાઓએ કરીને સ્વર્ગ શોભે, તેમ તે સભા શોભતી હતી. પછી જ્યારે સંબંધિયો દ્યૂત રમવા તૈયાર થયા, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, હે દુર્યોધન ! સમુદ્રમાંથી પ્રાપ્ત થએલ મણિઓ જેમાં જડેલ છે એવો આ મારો અમૂલ્ય સુવર્ણનો હાર છે તે હું દાવમાં માંડું છું, પણ તું સામે શું દાવ માંડીને મારી સાથે રમીશ તે કહે ? દુર્યોધન બોલ્યો કે, હે યુધિષ્ઠિર ! મારી પાસે મણિઓ તથા દ્રવ્ય ઘણું છે, જેના મને કંઇ ગર્વ નથી, માટે બેલાશક તમે જીતો. વૈશંપાયન કહે છે કે-પછી પાસાના દાવને જાણનાર શકુનિએ હાથમાં પાસા લઇ ધારીને યુધિષ્ઠિરને કહ્યું કે એ દાવ અમે જીત્યા.

ततो जग्राहशकुनि स्तानक्षानक्षतत्त्ववित् ।
जितमित्ये शकुनिर्युधिष्ठिरमभाषत ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्यूतारंभे गुर्जरभाषायां षष्टितमोऽध्याय ॥ ६० ॥

## અધ્યાય ૬૧ મો. હારજીત ચાલી.

युधिष्ठिर उवाच मत्तकैतवकेनैव यज्जितोस्मिकुरोदरे ।
शकुनेहंतदीव्यामो ग्ल...माना:परस्परं ॥

યુધિષ્ઠિર કહે છે કે-હે ગર્વિષ્ટ શકુનિ ? સંકટ ઉત્પન્ન કરનારા જુગારે કરીને તું મને જીત્યો, માટે પરસ્પરે દાવ માંડનારા આપણે હવે રમીશું. હું તારી સાથે મારી એક લાખ પચાસ હજાર તોલા સુવર્ણથી ભરેલી પેટીઓ તથા બીજો પણ જે સુવર્ણ તથા રૂપાનો મારો ભયંકર છે. તે સર્વ માડું છું. વૈશંપાયન કહે છે કે-એ પ્રમાણે કુરુવંશનો યશ વધારનાર યુધિષ્ઠિરનાં વાક્ય સાંભળી શકુનિએ પાસા નાંખીને કહ્યું કે, અમે જીત્યા. યુધિષ્ઠિરે કહ્યું કે, હે દુર્યોધન ! હજાર રથો જેટલી કિંમતવાળો વ્યાઘ્ર ચર્મથી મઢેલો, શ્રેષ્ઠ

ચક્રાદિ સાહિત્યોવાળો, શોભાયમાન, ચારે બાજુ સુવર્ણની નાની ઘંટાઓથી શણગારેલો જોનારને હર્ષ આપનાર, મેઘ તથા સમુદ્ર જેવી ગર્જના કરનાર જેમાં કુરર પક્ષિ જેવા વર્ણવાળા અને અમારા દેશમાં વખણાયેલા આઠ અશ્વો જોડયા છે, અને જેમાં બેસીને અમે અહીં આવ્યા છીએ, એવો મારો સુવર્ણનો રથ માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે, યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી કપટરૂપી નીચ કર્મનો આશ્રય કરનાર શકુનિએ કહ્યું કે, હે યુધિષ્ઠિર ! અમે જીત્યા એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા કે, હે દુર્યોધન ! સુવર્ણના મંગળસૂત્ર બાજુબંધ તથા પદકાદિ મણિઓના આભૂષણ, શ્રેષ્ઠ વસ્ત્રો, અને ચંદન તથા પુષ્પો ધારણ કરેલી ચોસઠ કળા વિદ્યામાં કુશળ, મારી આજ્ઞાથી સન્યાસી તથા પ્રધાનોના પગ ધોવા વગેરે સેવા કરનારી અને નૃત્ય તથા ગાયન કરવામાં કુશળ એવી એક લક્ષ જુવાન દાસીઓરૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે હે રાજન ! યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી કપટી શકુનિએ પાસા નાંખી કહ્યું કે, અમે જીત્યા. ત્યારે વળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે દુર્યોધન ! સભામાં મનુષ્યોની જમણી બાજુ ફરનાર ક્રમે કરી બેસનાર સદૈવ શ્રેષ્ઠ વસ્ત્રો પહેરનારા ચતુર, બુદ્ધિમાન, શુદ્ધ અંતઃકરણવાળા, જીવાન, કુંડળોથી શોભિતા અને દિવસ તથા રાત્રિને વિષે અતિથિયોને ભોજન કરાવવા સારૂ પાત્રો જેમના હાથમાં રહે છે, એવા એક લક્ષને કેટલાક હજાર મારા દાસો રૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે, હે રાજન ! એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી શકુનિ બોલ્યો કે, અમે જીત્યા: એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા કે દુર્યોધન ! મદોન્મત્ત, સુવર્ણની સાંકળોવાળા, ઝુલો તથા સુવર્ણની અંબાડીઓવાળા, ગંડસ્થળાદિ શરીર ઉપર કમળના ચિન્હવાળા, ડોકમાં સુવર્ણની માળાઓ પહેરેલા, નમ્ર, રાજાઓને બેસવા લાયક, યુદ્ધમાં સર્વ પ્રહારને સહન કરનારા, હલ જેવડા દાંતવાળા, મોટા શરીરવાળા, શત્રુના પુરને તોડનાર, મેઘ જેવા શ્યામવર્ણવાળા, અને આઠ આઠ હાથણિઓને ભોગવનારા એક હજાર હસ્તિઓરૂપી મારૂં દ્રવ્ય છે તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે હે જનમેજય ! એ પ્રમાણે યુધિષ્ઠિરનું બોલવું સાંભળી પ્રસન્ન થએલો શકુનિ, કપટનો આશ્રય કરી પાસાઓ ફેંકીને બોયો કે, અમે જીત્યા. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, સુવર્ણની દાંડીઓવાળાં ધ્વજા તથા પતાકાવાળા, નમ્રતાવાન અશ્વો જોડેલા હજાર મનુષ્યોનો એક મહીના સુધી નિર્વાહ ચાલે એટલા અનાજથી ભરેલા અને વિચિત્ર યુદ્ધ કરનારા રથી પુરૂષોએ યુક્ત એક હજાર રથો રૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે–એ પ્રમાણે જ્યારે યુધિષ્ઠિરે કહ્યું ત્યારે તેમની સાથે વૈર કરનાર દુષ્ટ અંતઃકરણવાળા શકુનિએ કહ્યું કે, અમે જીત્યા. તે સાંભળી વળી યુધિષ્ઠિર બોલ્યા કે હે રાજા દુર્યોધન ! પૂર્વે ગાંડિવ ધનુષને ધરનાર અર્જુન યુદ્ધમાં શત્રુઓને નાશ કરનાર ચિત્રરથ નામના ગંધર્વને જીત્યો હતો, ત્યારે તે ગંધર્વે પ્રસન્ન થઇને તેતરપક્ષિ સરખા વર્ણવાલા અને સુવર્ણની માળાઓ પહેરેલા અશ્વો આપ્યા છે, તે રૂપી મારૂં દ્રવ્ય માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કપટ રૂપી નીચ કર્મ કરનારા શકુનિએ કહ્યું કે, અમે જીત્યા. યુધિષ્ઠિર બોલ્યા કે, હે દુર્યોધન ! સુંદર અશ્વો તથા બળદો જોડેલા દશ હજાર રથો તથા ગાડાંઓ છે તે તથા બળવાન, પરાક્રમી, પહોળા વક્ષસ્થળવાળા, નિત્ય દૂધનું પાન કરનારા અને સાલના ચોખાનું ભોજન કરનાર સાઠ હજાર

યોદ્ધાઓ રૂપી મારૂં દ્રવ્ય માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી કપટી શકુનિએ કહ્યું કે અમે જીત્યા. તે સાંભળી વળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે દુર્યોધન ! જે એક એક પાત્રમાં વીશ હજાર ચારસો ને એંશી તોલા સુવર્ણ ભરેલું છે, એવાં ચારસો તાંબા તથા લોઢાનાં પાત્રોરૂપી મારૂં દ્રવ્ય છે, તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે–એવું સાંભળી તેમનું બોલવું જાણીને કપટરૂપી નીચ કર્મનો આશ્રય કરનાર શકુનિએ યુધિષ્ઠિરને કહ્યું કે, અમે જીત્યા.

एतच्छ्रुत्वा व्यवसितो निकृतिं समुपाश्रितः ।
जितमित्येव शकुनिर्युधिष्ठिरमभाषत ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि गुर्जरभाषायामेकषष्टितमोऽध्यायः ॥ ६१ ॥

## અધ્યાય ૬૨ મો. વિદુરની શિખામણ.

वैशंपायन उवाच एवं प्रवर्तिते घोरे सर्वापहारिणि द्यूते ।
सर्वसंशयनिर्मोक्ता विदुरोवाक्यमब्रवीत् ॥

વૈશંપાયન કહે છે કે–એ પ્રમાણે સર્વસ્વ હરણ કરનાર ભયંકર દ્યૂત ચાલતું હતું ત્યારે સર્વ સંશય ટાળનાર વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે ભારત ! જેમ મૃત્યુ પામવાને તૈયાર થયેલા પુરૂષને ઔષધ સારૂં લાગતું નથી, તેમ તમને મારાં વચન સારાં લાગતાં નથી તથાપિ હું તમને કહું, તે સાંભળો. આ પાપ યુક્ત ચિત્તવાળો દુર્યોધન જે પૂર્વે ઉત્પન્ન થતાંજ શિયાળની પેઠે ખરાબ સ્વરથી રડ્યો હતો તે તમારા સર્વનો નાશ સૂચવે છે. હે ધૃતરાષ્ટ્ર ! મદ્યપ જેમ સારૂં ખોટું જાણતો નથી, તેમ દ્યૂતે મદોન્મત્ત થયેલો દુર્યોધન પાંડવો સાથે વૈર કરીને હું નાશ પામીશ, એમ જાણતો નથી. પૂર્વે સર્વજ્ઞ, સર્વનો ભાવ જાણનાર અને સર્વ શત્રુઓને ભય આપનાર શુક્રાચાર્યે, દૈત્યનો ત્યાગ કરવા સારૂ કહ્યું હતું કે, પોતાના કુળના બચાવ માટે એકનો ત્યાગ કરવો પડે તો કરવો. આખા ગામના બચાવ સારૂ એક કુળને તજવું પડે તો તજવું, આખા દેશના બચાવ માટે એક ગામને મૂકવું પડે તો મૂકવું, તે પ્રમાણે હે રાજન્ ! ભોજ કુળના યાદવોએ સર્વને દુઃખ આપનાર મહાપાપી કંસનો ત્યાગ કરીને શ્રીકૃષ્ણ પાસે તેનો નાશ કરાવ્યો. તેમ તમે પણ દુર્યોધનનો ત્યાગ કરીને અર્જુનને એનો નાશ કરવાનું કહો, તેથી સર્વ કૌરવો સેંકડો વર્ષ પર્યંત સુખ ભોગવશે. હે રાજન ! જેમ કાગડા મયૂરોને, તથા લોંકડી વાઘોને પીડા પમાડે, તેમ તમે પાંડવોને દ્યૂત રમાડી પીડા યુક્ત કરીને શોકરૂપી સમુદ્રમાં નાંખો નહીં. હે ધૃતરાષ્ટ્ર ! જેમ પૂર્વે કોઇ પુરૂષ પોતાના ઘરમાં રહેલા અને સુવર્ણનું વમન કરનારા પક્ષિયોને તેમના માંસના લોભથી નાશ કરી પરલોકથી ભ્રષ્ટ થઇને પશ્ચાત્તાપ પામ્યો હતો, તેમ તમે પાંડવોનો દ્રોહ કરીને પશ્ચાત્તાપ પામશો, માટે તેમ નહીં કરો. હે રાજન ! પાંડવોરૂપી વૃક્ષથી તમને સુખરૂપી પુષ્પ પ્રાપ્ત થાય, તે બગીચાના માળીની પેઠે ગ્રહણ કરો, પણ જેમ વાયુ વૃક્ષોને પરસ્પર ઘસાવી અગ્નિ ઉત્પન્ન કરી તેમને બાળી નાખે તેમ તમે કૌરવ પાંડવોરૂપી વૃક્ષોને સમૂળ

જાણીને પુત્રો, પ્રધાનો અને સેનાઓ સહિત યમલોક પ્રત્યે માં જાઓ. કારણ કે એકસંપી પાંડવો સાથે દેવતાઓ સહિત ઇંદ્ર પણ યુદ્ધ કરવા સમર્થ નથી, ત્યારે બીજો કોણ સમર્થ હોય!

समवेतान् हि कः पार्थान् प्रतियुध्येन भारत ।
मरुद्भिः सहितोराजन्नपि साक्षान्मरुत्पतिः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि विदुरहितवाक्ये गुर्जरभाषायां द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥

## અધ્યાય ૬૩ મો. વિદુરે દીધેલો ઠપકો.

**विदुर उवाच** द्यूतंमूलंकलहस्याभ्युपैति मिथोभेदंमहतेदारुणाय ।
तदास्थितोयंधृतराष्ट्रस्यपुत्रो दुर्योधनःसृजते वैरमुग्रं ॥

વિદુર કહે છે કે—હે ધૃતરાષ્ટ્ર! કજીયાનું મૂળ અને પરસ્પરે જુદાઇ પડાવનાર દ્યૂત મોટા ભયને અર્થે પ્રાપ્ત થયેલું છે, તેનો આશ્રય કરનાર તમારો પુત્ર દુર્યોધન મોટું વૈર ઉત્પન્ન કરે છે. એના અપરાધે કરીને પ્રતીપ, શંતનું, ભીમસેન અને બાલ્હિક વંશના સર્વ પુરૂષો કષ્ટ પામશે અને જેમ ગાય પોતાના શિંગડાનો નાશ કરે તેમ પોતાના મદે કરીને સર્વ દેશનો નાશ કરશે. હે રાજન! શૂરવીર અને ચતુર પુરૂષ જો પોતાની બુદ્ધિનો આશ્રય છોડી પારકી બુદ્ધિનો આશ્રય કરે તો જેમ કોઇ પુરૂષ સુકાની વગરના વહાણમાં બેસી સમુદ્રમાં ડૂબીને દુઃખ પામે, તેમ દુઃખ પામશે. હે ધૃતરાષ્ટ્ર! જેની અંતે અનેક તરેહના પ્રહારથી મનુષ્યોનો નાશ થાય એવા દ્યૂતે કરી, તમારો પુત્ર યુધિષ્ઠિર સાથે રમી તેના માંડેલા દાવ જીતે છે, જેથી તમે ખુશી થઇને વિનોદ પામો છો, ને દ્યૂત રમવાની મસલત આપનાર શકુનિનાં વાક્ય માન્ય કરો છો, પણ તેથી તમને તમારા સંબંધી એવા યુધિષ્ઠિર સાથે ક્લેશ ઉત્પન્ન થશે. વૈશંપાયન કહે છે—હે રાજન! એ પ્રમાણે ધૃતરાષ્ટ્રને કહીને વિદુરજીએ તેના પક્ષવાળા કુંવરોને કહ્યું કે, હે મૂઢ દુર્યોધનના આશ્રયવાળા પ્રતીપ તથા શંતનુના વંશના પુરૂષો! કૌરવોની સભામાં હું જે વાક્ય કહું તે સાંભળો. તમે કોઇ પણ ભયંકર તથા જાજ્વલ્યમાન અગ્નિસરખા ક્લેશનો આશ્રય કરો માં, પણ નિવૃત્તિ પામો. હમણાં યુધિષ્ઠિર દ્યૂત રમવાના છંદમાં છે, પણ જ્યારે તેમને ક્રોધ ઉત્પન્ન થશે ને તે તેઓ દાબશે નહીં ત્યારે ભીમસેન, અર્જુન, નકુળ, તથા સહદેવ યુદ્ધ કરવા તૈયાર થશે. તે વખતે જેમ સમુદ્રમાં પડેલા પુરૂષને કોઇ આધાર મળતો નથી, તેમ આપત્તિમાં પડેલા તમોને કોઇનો આધાર મળશે નહિ. એમ કહી વળી ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે રાજન! દ્યૂત રમવાની પહેલાં તમારા મનમાં જેટલા દ્રવ્યની ઇચ્છા હતી, તે પ્રમાણે તમને મળ્યું છે, ત્યારે હવે તમે દ્રવ્યવાન પાંડવોને જીતવાનું કહો છો, તેથી તમને શું લાભ થશે? હે ભારત! પર્વતના રાજા શકુનિનું દ્યૂત છળરૂપી રમવું હું જાણું છું, માટે શકુનિ જ્યાંથી આવ્યો છે ત્યાં જાય, ને તમે પાંડવો સાથે યુદ્ધ કરવાનો ઉપાય કરો નહીં.

जानीमहे देवितं सौबलस्य वेदद्यूते निकृतिं पार्वतीयः ।
यतः प्राप्तः शकुनिस्तत्रयातुमायूयुधो भारतपांडवेयान् ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि विदुरवाक्ये गुर्जरभाषायां त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥

## અધ્યાય ૬૪ મો. દુર્યોધન ને વિદુર.

**दुर्योधन उवाच** परेषामेवयशसाश्लाघसेत्वं सदाक्षत: कुत्सयन्धार्तराष्ट्रन् । जानीमहे विदुरयत्प्रियस्त्वं बालानिवास्मानवमन्यसे नित्यमेव॥

દુર્યોધન કહે છે કે-હે વિદુર ! પાંડવોમાં પ્રીતિ રાખનાર તમે અમારી નિંદા કરીને અમારા શત્રુરૂપ પાંડવોનો યશ ગાઓ છો, તે અમારૂં અપમાનજ કરો છો, એમ અમે જાણીએ છીએ. જે પુરૂષ પોતાના પ્રિયનાં વખાણ અને અપ્રિયની નિંદા કરે તે પોતાના પ્રિયોનો જય અને અપ્રિયોનો પરાજય ઇચ્છે છે, એમ જાણવું. હે વિદુર ! તમે પોતાના હૃદયમાં રાખેલો અમારી ઉપરનો દ્વેષ જીભથી કહીને કેમ જણાવી આપો છો ? મનમાંજ રાખો. અમે તમને ખોળામાં સર્પની પેઠે રાખ્યા છે. જેમ બિલાડો પોષણ કરનારને વીંખે, તેમ તમે અમને અમારા મનને તાપ પમાડનારાં વચન કહીને પિંખો છો માટે તમે પોતાને પોષણ કરનારાઓનો દ્વેષ કરો મા. તમને કોઇ પાપિષ્ટ કહેતું નથી પણ તમે પોતે પાપથી લગારે બીતા નથી ? હે વિદુર ! અમે શત્રુરૂપ પાંડવોને દ્યૂતમાં જીતીને તેમના દ્રવ્યરૂપી મોટા ફળને પામ્યા છીયે, માટે હવે તમે અમને અપ્રિય લાગે એવાં વચન બોલો નહીં. વળી તમે અમારી સાથે સ્નેહ દેખાડી અમારા શત્રુ પાંડવો સાથે સ્નેહ રાખી હર્ષ પામો છો, માટે અમારી સાથે દ્વેષપણાને પામશો, કારણ કે, અપ્રિય વચન બોલનાર પુરૂષ શત્રુપણાને પામે છે. કેટલાક પુરૂષ શત્રુનાં વખાણ કરે. પણ પોતાનો અભિપ્રાય ગુપ્ત રાખે અને તમે તો કહી દ્યો છો માટે હે નિર્લજ્જ ! ધૃતરાષ્ટ્રનો આશ્રય કરનાર તમે અમને દુઃખ આપવાને પોતાની ઇચ્છામાં આવે તેમ બોલો છો ! તમે અમારી નિંદા કરો માં. તમારા મનમાં પાંડવોના જયની ઇચ્છા છે તે અમે જાણીયે છીયે. હે વિદુર ! તમે બુદ્ધિમાન્ પુરૂષો પાસે જઇને તેમની પાસેથી સારી બુદ્ધિ શિખો, ને તમારો જગતમાં જે નિરંતર યશ છે તેની રક્ષા કરો. શત્રુરૂપ પાંડવોના જયમાં આસક્ત થાઓ નહીં. હું દ્યૂતરૂપી કામ કરૂં છું, એમ માનીને અમને અપ્રિય લાગે એવાં વચન પણ બોલો નહીં અમે તમને અમારૂં સારૂં કેમ થાય તે પુછતા નથી, માટે તમે અમારા થઇને અમારૂં દ્યૂત રમવાથી જે સારૂં થાય છે તેમાં વિઘ્ન કરો માં, હે વિદુર ! ગ્નાનમાં રહેલા પુરૂષને ઇશ્વર બોધ કરે છે, તેજ સર્વને બોધ કરનાર છે, બીજો કોઈ નથી અને જેમ નીચે રહેલું જળ ઉપરથી વહેનાર જળની ઇચ્છા કરતું નથી, તો પણ તે નીચે વહે છે, તેમ મનુષ્યો પણ જો કે કંઇ ઇચ્છા કરતા નથી તો પણ ઇશ્વરની જેવી ઇચ્છા હોય, તેજ પ્રમાણે તેમની હરેક કામ કરવાની બુદ્ધિ થાય છે. જેમ કેટલાક પુરૂષો પોતાના મસ્તકને પર્વતપર પછાડે છે ને કેટલાક સર્પોને પોષે છે. મનુષ્ય જેમ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે સર્વ કાર્ય ધીરજ રાખીને કરે છે, તેમ હું પણ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે આ દ્યૂતરૂપી કાર્ય કરૂં છું. તેમાં જે પુરૂષ બળાત્કારથી જેને બોધ કરે છે, તે પુરૂષ તેનો દ્વેષી થાય છે, વાસ્તે બુદ્ધિમાન્ પુરૂષ પોતાના મિત્રને શિખામણ આપવાનો ત્યાગ કરે છે. વળી તમે દૈવરૂપી અગ્નિને શાંત કરવાનું કહ્યું, પણ જેમ

કોઇ પુરૂષ કપૂરને સળગાવી તરત જો તેની પાસે ન જાય તો તેની રાખોડી પણ તેના હાથમાં આવે નહીં, તેમ અમે આ પાંડવો સાથે વૈર કરવારૂપી કપૂર સળગાવ્યો, ને હવે તેમની સાથે તેમ ન કરીએ તો તેમાં કંઇ લાભ થાય નહીં; પણ વૈરથી ક્રોધ પામેલા પાંડવોથી અમારો નાશ થાય. હે વિદુર ! શત્રુનો પક્ષ અને પોતાનો દ્વેષ કરનાર પુરૂષને ઘરમાં રાખવો નહીં એવી નીતિ છે. જેમ દુષ્ટ સ્ત્રીની ઘણી સાંત્વના કરી હોય તો પણ તે પોતાના પતિનો ત્યાગ કરે છે, તેમ તમે અમારો કોઇ દિવસે ત્યાગ કરશો, માટે હમણાંજ તમારે જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં જાઓ. વૈશંપાયન કહે છે કે—હે જનમેજય ! દુર્યોધનનાં વચન સાંભળી વિદુરે ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે રાજન ! જે પુરૂષ નીતિનાં વાક્ય કહેનારનો ત્યાગ કરે તેની સાથે મિત્રાઇ નિરંતર ચાલે નહીં, એ ખરૂં છે કે નહીં તે તમે પક્ષપાત રહિત થઇ કહો. વળી રાજાઓનાં ચિત્ત દ્વેષથી ભરેલાં હોય છે, ને જેના ઉપર દ્વેષ હોય તેને તેઓ મોઢેથી, અથવા મુસલે કરીને તેનો નાશ કરાવે છે, એવી જે રાજનીતિ તેને તમારો પુત્ર દુર્યોધન જાણતો નથી. મંદ બુદ્ધિવાળો દુર્યોધન મને મૂર્ખ અને પોતાને પંડિત માને છે, પણ જે પુરૂષ પ્રથમ કોઇની સાથે સ્નેહ રાખે, ને પછી તેને દૂષણ આપે તે મૂર્ખ કહેવાય છે. તે પ્રમાણે દુર્યોધન મારામાં સ્નેહ રાખીને હવે મને મૂર્ખ કહે છે, વાસ્તે એ પોતેજ મૂર્ખ છે. હે રાજન ! મંદ બુદ્ધિવાળો દુર્યોધન, જેમ દુષ્ટ સ્ત્રી અગ્નિહોત્રિના ઘરમાં રહેવાથી કલ્યાણ થશે તે જાણતી નથી, તેમ પોતાના કલ્યાણને જાણતો નથી. એમ જણાય છે કે, જેમ બાળક સ્ત્રીને સાઠ વર્ષનો પતિ ન ગમે તેમ એને રાજ્ય ગમતું નથી. પણ હે રાજન ! જો તમે હિત અને અહિત એવાં સર્વ કાર્યમાં પોતાનું પ્રિય ઇચ્છતા હો તો સ્ત્રીઓ, જડબુદ્ધિવાળા, પાંગળા, અને તેઓ જેવા બીજા પણ જે પુરૂષો હોય, તેને પૂછી જુઓ તેઓ પણ હું કહું છું તેમ કહે છે કે નહિ, તે તમારા જાણવામાં આવશે. મનુષ્યોને પ્રિય વચન બોલનાર પાપી પુરૂષો મળી આવે છે, પણ ઔષધ જેવાં કડવાં અને ગુણકારી વચનો બોલનાર તથા તે સાંભળનાર પુરૂષ જગતમાં કોઇકજ હોય છે. વાસ્તે હે રાજન ! જે પુરૂષ પોતાના સ્વામીને પ્રિય અથવા અપ્રિય લાગે એવાં વચન બોલવાનો ત્યાગ કરીને, પોતાના સ્વામીનું સારૂં થાય તેવાં અપ્રિય વચન કહે તે રાજાએ માનવાં જોઇયે, માટે હે ધૃતરાષ્ટ્ર ! તમે દુઃખ તથા જગતમાં દૂષણરૂપ, મર્મસ્થાનને છેદન કરનાર, યશ નાશ કરનાર, પરસ્પરના સ્નેહને તોડનાર, અને જગતમાં દુષ્ટ ભાવને દેખાડનાર એવા ક્રોધરૂપી ઔષધને પાન કરીને, શાંતિરૂપી આરોગ્ય પામો. હું દુર્યોધન સહિત વિચિત્રવીર્યના પુત્ર એવા તમને જેવી રીતે યશ તથા દ્રવ્ય પ્રાપ્ત થવાની ઇચ્છા રાખું છું તેમ થાઓ. હું તમને નમસ્કાર કરૂં છું. આ સર્વ બ્રાહ્મણો મારૂં કલ્યાણ કરો. હે કુરૂનંદન ! બુદ્ધિમાન્ પુરૂષ, જેના મોઢામાં ઝેરરૂપી દાઢો હોય અને જેનાં નેત્ર ક્રોધરૂપી ઝેરથી ભરેલાં હોય તેઓને ક્રોધ પમાડતા નથી, એ હું તમને સાવધાનપણાથી કહું છું.

आशीविषान्नेत्रविषान् कोपयेन्न च पंडितः ।
एवंतेहं वदामीदं प्रयतः कुरुनंदन ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि विदुरहितवाक्ये गुर्जरभाषायां चतुःषष्ठितमोऽध्यायः ॥ ६४ ॥

# અધ્યાય ૬૫ મો. હાર્યો જુગારી બમણું રમે.

**शकुनिरुवाच** बहुवित्तं पराजैषीः पांडवानां युधिष्ठिर ।
आचक्ष्ववित्तं कौंतेय यदिते स्त्यपराजितं ॥

શકુનિ કહે છે કે–હે કુંતીના પુત્ર યુધિષ્ઠિર ! તમે પાંડવોનું દ્રવ્ય હોડમાં મૂક્યું ને તે સર્વ દ્રવ્ય હારી ગયા. હવે તમારી પાસે જે નહીં હારેલું દ્રવ્ય હોય તે મૂકો. યુધિષ્ઠિર બોલ્યા કે, હે સુબલ રાજાના પુત્ર શકુનિ ! મારૂં અસંખ્ય દ્રવ્ય હું જાણું છું, તારે પૂછવાની શી જરૂર છે ? હે દુર્યોધન ! મારી પાસે સિક્કાઓરૂપી દ્રવ્ય પરાર્ધ સંખ્યાથી પણ અધિક છે, માટે તું કહે તો હોય તો દશ હજાર, લક્ષ, અર્બુદ, ખર્વ, નિખર્વ, શંકુ, અને પદ્મ સુધી દાવ માંડીને રમું એમ છે, પણ હું મારૂં જે સર્વ દ્રવ્ય છે તે રૂપી દાવ માંડીને તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે–યુધિષ્ઠિરનાં એવાં વચન સાંભળી કપટરૂપી નીચ કર્મ કરનાર શકુનિએ કહ્યું કે, અમે જીત્યા. યુધિષ્ઠિર બોલ્યા કે, હે શકુનિ ! સમુદ્રથી પર્ણાશા નદી પર્યંત મારા દેશમાં અસંખ્ય બળદો, અશ્વો, ગાયો અને બકરાં જે કંઇ છે તે રૂપી, મારૂં દ્રવ્ય માંડીને હું રમું છું. વૈશંપાયન કહે છે–યુધિષ્ઠિરનાં વચનનો નિશ્ચય સાંભળીને કપટી શકુનિએ કહ્યું કે અમે જીત્યા. ત્યારે વળી યુધિષ્ઠિરે કહ્યું કે, હે દુર્યોધન ! હું મારૂં નગર બ્રાહ્મણ વગરની સર્વ પ્રજા દ્રવ્ય સહિત મારા દેશની પૃથ્વી અને બ્રાહ્મણ વગરના જે મારા પુરૂષો છે તે રૂપી દ્રવ્ય માંડીને તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે–એ પ્રમાણે યુધિષ્ઠિરનો નિશ્ચય સાંભળીને શકુનિએ કહ્યું કે અમે જીત્યા. યુધિષ્ઠિરે કહ્યું કે, હે રાજન ! રાજાઓને પહેરવાના અલંકારોથી શોભિત મારા પુત્રોરૂપી મારૂં દ્રવ્ય છે તે માંડીને હું તારી સાથે રમું છું. વૈશંપાયન કહે છે કે–એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કપટી શકુનિએ કહ્યું કે, અમે જીત્યા. એટલે વળી યુધિષ્ઠિર બોલ્યા કે, સુંદર સ્વરૂપવાળો જુવાન લાલ નેત્રવાળો અને સિંહ સરખી કાંધવાળો મહાબાહુ નકુલ છે તે રૂપી મારૂં દ્રવ્ય દાવમાં માંડું છું. યુધિષ્ઠિરનાં વચન સાંભળી શકુનિ બોલ્યો કે હે યુધિષ્ઠિર ! પાંડુ રાજાનો પુત્ર નકુલ તમને ઘણો પ્રિય છે, તે તમારા હારી જવાથી અમને વશ થશે, પછી તમે શાથી રમશો ? એમ કહી તેણે પાસા નાળીને કહ્યું કે, અમે જીત્યા. ત્યારે વળી યુધિષ્ઠિર બોલ્યા કે, સર્વને ઉપદેશ કરનાર અને સર્વ જગતમાં પંડિત નામથી પ્રખ્યાત સહદેવ મને ઘણો પ્રિય છે તેને માંડીને રમવું અયોગ્ય છે તો પણ હું અપ્રસન્નતાથી તેમ કરીને રમુંછું. યુધિષ્ઠિરનાં વચનનો નિશ્ચય જાણીને કપટરૂપી નીચ કર્મ કરનારો શકુનિ અમે જીત્યા, એમ કહીને યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો કે, હે રાજન ! તમે માદ્રીના બે પુત્ર નકુલ અને સહદેવ હારી ગયા પણ હજી સૌથી શ્રેષ્ઠ તમારા ભાઇઓ ભીમસેન તથા અર્જુન બાકી છે. યુધિષ્ઠિર બોલ્યા–હે મૂર્ખ શકુનિ ! તું નીતિ જાણતો નથી તેથી એકસંપવાળા અમોને જુદા પાડવાની ઇચ્છા કરે છે, પણ એ અધર્મ છે. શકુનિએ કહ્યું કે, હે રાજન ! દ્રવ્ય નાશ પામવાથી પુરૂષનું ચિત્ત પરવશ જેવું થઇ તે નર્કમાં પડી વૃક્ષનો જન્મ આવે એવો અધર્મ કરે, પણ હે ભરતકુળમાં શ્રેષ્ઠ તમે તો સૌ શ્રેષ્ઠ અને મોટા છો વાસ્તે અમે તમને નમસ્કાર કરીએ છીએ. કપટી પુરૂષો જાગ્રત તથા સ્વપ્નાવસ્થામાં પણ સાંભળવામાં ન આવે એવાં વચન દ્યૂત રમતી વખતે મદોન્મત્તની પેઠે બોલે છે માટે તમારે મારાથી બોલાયલાં વચન ક્ષમા કરવાં. યુધિષ્ઠિર બોલ્યા કે, હે શકુનિ ! મનુષ્યોને

જેમ વહાણુ સમુદ્રનો પાર પમાડે છે, તેમ અમને યુદ્ધરૂપી સમુદ્રથી પાર પમાડનાર, શત્રુઓને જીતનારા અને જગતમાં મહાપરાક્રમી અર્જુનને માંડીને મારે રમવું ઘણું અયોગ્ય છે, પણ હું તે અર્જુનરૂપી દાવ માંડીને રમું છું. યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટરૂપી નીચકર્મ કરનાર અને ફસાવનાર શકુનિએ અમે જીત્યા, એમ કહી યુધિષ્ઠિરને કહ્યું કે, હે યુધિષ્ઠિર! તમારામાં ધનુષ ધારણ કરનારા અર્જુનને હું જીત્યો, બાકી હવે તમને પ્રિય એવા ભીમસેન રહ્યા છે, જેણે કરી તમે રમો. યુધિષ્ઠિર બોલ્યા કે, હે મૂર્ખ! અમને વિષમ માર્ગથી બચાવનાર, અમને યુદ્ધમાં નહીં જવા દેનાર, દૈત્યોના શત્રુ ઇંદ્રની પેઠે એકલો યુદ્ધ કરનાર, ચોતરફ નજર રાખનાર, નિત્ય ભ્રૂકુટિ જેની ચઢેલી રહે છે એવો, મહાત્મા, સિંહ સરખા કાંધવાળો, સદૈવ ક્રોધી, જેના સરખો બળવાન બીજો કોઇ નથી એવો, ગદા ધારણ કરનારાઓમાં મુખ્ય, અને શત્રુઓનો નાશ કરનાર ભીમસેન દ્યૂતમાં માંડીને રમવું અયોગ્ય છે પણ તેને માંડીને હું રમું છું. યુધિષ્ઠિરનાં વચન સાંભળી કપટી અને ફસાવનાર શકુનિએ અમે જીત્યા, એમ કહીને યુધિષ્ઠિરને કહ્યું કે હે રાજન! તમે ઘણું દ્રવ્ય, ભાઇઓ અશ્વો અને હસ્તિઓ આદિ હારી ગયા, પણ હવે હારી જવા વગરનું તમારૂં શું દ્રવ્ય છે તે કહો? યુધિષ્ઠિર બોલ્યા કે મારા સર્વ ભાઇઓને પ્રિય એવો હું અવશેષ રહ્યો છું, માટે હું મંડાઇને રમીશ, ને જો હું જીતીશ તો તેના બદલામાં જે હારી ગયો છું, તે સર્વ પાછું લઇશ. વૈશંપાયન કહે છે—એવું યુધિષ્ઠિરનું બોલવું સાંભળી કપટરૂપી નીચ કર્મ કરનાર અને ફસાવનાર શકુનિએ અમે જીત્યા, એમ કહીને યુધિષ્ઠિરને કહ્યું કે, હે યુધિષ્ઠિર! કોઈ પુરૂષ પોતાની પાસે દ્રવ્ય છતાં પોતાના દેહને હારતો નથી, ને તમે તો હાર્યા, માટે એ પાપરૂપી કામ કર્યું. વૈશંપાયન કહે છે કે—એ પ્રમાણે મદોન્મત્ત શકુનિએ યુધિષ્ઠિરને કહીને સભામાં બેઠેલા સર્વ પુરૂષોને "આ યુધિષ્ઠિર પોતાના દેહને પણ હારી ગયા" એમ કહી સંભળાવ્યું. પછી યુધિષ્ઠિરને કહ્યું કે, હે રાજન! હવે અમારાથી નહીં જીતાયલો એક દ્રૌપદીરૂપી દાવ તમારી પાસે બાકી રહ્યો છે, જે માંડીને તમે રમો, ને તમારા દેહને જીતો. ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, હે શકુનિ! મધ્યમ કદવાળી, શરદ્ ઋતુના કમળપત્ર સરખાં નેત્રવાળી, કમળ સરખી સુગંધયુક્ત દેહવાળી, કમળનાં પુષ્પોને સેવનારી, લક્ષ્મી જેવા સ્વરૂપવાળી, કોમળ અંગવાળી, સર્વ ગુણેયુક્ત, પ્રિય વચન બોલનારી, સર્વનું પ્રિય કરનારી, ધર્મ અર્થ ને કામની પ્રાપ્તિ કરાવનારી, પતિની પછી શયન કરનારી, પતિથી પ્રથમ જાગનારી, સેવક તથા સ્વામિના સર્વ ધર્મ જાણનારી, શોભાયમાન, મોગરાના પુષ્પ સરખી સુગંધવાળી અને કમળ પુષ્પ જેવી કાંતિવાળા મુખવાળી, પાતળી કમરવાળી સુંદર મોટા કેશવાળી, લાલ ઓઠવાળી અને ઘણા જેના શરીર ઉપર વાળ નથી એવી દ્રૌપદીને માંડી હું રમું છું. વૈશંપાયન કહે છે કે—હે રાજન! એ પ્રમાણે જ્યારે ધર્મરાજ યુધિષ્ઠિર બોલ્યા, ત્યારે તે સભામાં જે વૃદ્ધ પુરૂષો બેઠેલા હતા તેમણે "ધિક્કાર છે, ધિક્કાર છે" એવા શબ્દો ઉચ્ચાર્યા, ને તે સર્વ સભા ક્ષોભ પામી. ત્યાં જે રાજાઓ બેઠેલા હતા તેમને ઘણો ખેદ ઉત્પન્ન થયો, ને ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય તથા કૃપાચાર્યાદિને તો ખેદથી પસીનો આવવા માંડ્યો. તે સમયે વિદુર જાણે કંઇપણ શક્તિ ન હોય એવા થઇને લમણા ઉપર હાથ મૂકી, ઘણા ઉદાસ થઇ સર્પની પેઠે નિશ્વાસ મૂકતા નીચું મોઢું કરી બેઠા. ધૃતરાષ્ટ્ર રાજા તો હર્ષ પામીને "શું જીત્યા, શું જીત્યા" એમ વારંવાર પૂછતા હતા, પણ પોતાને પાંડવોને જીત-

વાથી જે હર્ષ થતો તે ગુપ્ત રાખી શકતા ન હતા. તે સમયે દુઃશાસનાદિકો સહિત કર્ણ ઘણો હર્ષ પામ્યો, પણ સભામાં બેઠેલા બીજાઓને તો ખેદને લીધે નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં. પછી યુધિષ્ઠિરને "હવે તમારો એક દ્રૌપદીરૂપી દાવ છે" એમ કહેનાર સુબલ રાજાના પુત્ર શકુનિએ પાસાઓ ઢાળીને કહ્યું કે અમે જીત્યા.

सौबलस्त्वभिधायैवं जितकाशीमदोत्कटः ।
जितमित्येवतानक्षान् पुनरेवान्वपद्यत ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपदीपराजये गुर्जरभाषायां पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥



## અધ્યાય ૬૬ મો. વિદુરે કરેલો ધિક્કાર.

दुर्योधन उवाच एहिक्षत्तर्द्रौपदीमानयस्व प्रियां भार्यां संमतां पांडवानां ।
संमार्जतां वेश्मपरैतु शीघ्रं तत्रास्तु दासीभिरपुण्यशीला ॥

દુર્યોધન કહે છે કે—હવે હે વિદુર ! તમે પાંડવોની માનિતી અને પ્રિય સ્ત્રી દ્રૌપદીને અહીં લાવો. ને તે સૌથી ધિક્કાર પામી આપણા ઘરમાં આવીને વાસીદાં કરે, અને અમારી દાસીઓ સાથે રહે. ત્યારે વિદુર બોલ્યા કે, હે મંદબુદ્ધિવાળા ! મૃત્યુરૂપી જાળથી ઘેરાઇ રહેલો તું નહીં બોલવાનાં વાકય બોલે છે, ને જેમ મૃગ સિંહોને ક્રોધ પમાડે તેમ પાંડવોને વારંવાર ક્રોધ પમાડે છે, પણ નાશ પામવાને તૈયાર થયેલો તું તે જાણતો નથી. હે નિરંતર મંદબુદ્ધિવાળા દુર્યોધન ! મોટા ઝેરી અને ક્રોધી સર્પો જેવા આ પાંડવો તારી ઉપર ઘણો ક્રોધ પામ્યા છે, તેમને વધારે ક્રોધ પમાડી તું મૃત્યું પામ માં. સર્વ હારી જવાથી અસમર્થ યુધિષ્ઠિરે દ્રૌપદીને દાવમાં માંડી, પણ તે દાસીપણું કરવાને યોગ્ય નથી, એવી મારી મતિ છે. પૂર્વે જેમ વેન. નામનો રાજા ઐશ્વર્ય પામીને માન્ય કરવા લાયક પુરૂષોનું અપમાન કરવાથી નાશરૂપી ફળને પામ્યો હતો તેમ તું ધૃતરાષ્ટ્રનો પુત્ર મૃત્યુ પ્રાપ્ત થાય એવું કામ કરે છે. મેં તને પૂર્વેજ કહ્યું હતું કે દ્યૂત રમવાથી વૈર અને મૃત્યુરૂપી મહાભય ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે તને મૃત્યુનો સમય નજીક પ્રાપ્ત થયો છે, પણ તે તું જાણતો નથી. વળી બીજાના મર્મસ્થળને ભેદ પમાડે એવી નિર્લજ્જ સાંભળનારને ઉદ્વેગ કરનાર તથા જે બોલવાથી શત્રુ વશ ન થાય અને નરકની પ્રાપ્તિ થાય એવી વાણી બોલવી તને યોગ્ય નથી. જેમને ખરાબ વચન કહ્યાં હોય તેમનાં મર્મસ્થલો ભેદ પામી જાય છે, ને તેઓ દિવસ રાત્રિ શોક કર્યા કરે છે માટે પંડિત પુરૂષો બીજાના હૃદયમાં ખુંચે એવાં વચનો શત્રુઓને સંભળાવતા નથી. હે દુર્યોધન ! જેમ કોઇ એક મૃગ કોઇ પારધીને બાણ મૂકતો જોઇ, તે બાણ પોતે ગળી જવા સારૂ પોતાનું મોઢું ઉઘાડી નીચું રાખીને છલંગ મારવા જાય તો તેની ગરદન કપાઇ જઇ મૃત્યુ પામે તેમ તું પાંડવો સાથે વૈર કરીને મૃત્યુ પામ માં. પાંડવો સંન્યાસી ગૃહસ્થ, તપસ્વી અને પરિપૂર્ણ વિદ્યાવાન છે, તેથી તેઓ કોઇને પણ તમે જેમ કુતરાઓની પેઠે ભસો છો તેમ બોલતા નથી. હે દુર્યોધન ! તેં દ્યૂતને નરકની પ્રાપ્તિ કરાવનાર, ભય આપનાર અને કપટરૂપ જાણ્યું નહીં, ને દુઃશાસનાદિ સર્વ કૌરવો

પણ તારી ઈચ્છાને મળતા રહ્યા, પણ હે મુઢ દુર્યોધન ! જેમ તુંબડાને પથ્થર બાંધીને પાણીમાં નાખવાથી તથા વહાણુમાં ઘણો ભાર ભરવાથી બૂડી જાય છે તેમ તમે સૌ નાશ પામશો, તોપણ હજી હું તમારૂં સારૂં થાય એવાં વાક્ય કહું છું, તે તું સાંભળ જરૂર સર્વ કૌરવોનો, ભયંકર અને સર્વને નાશ કરનારો વિનાશકાળ આવ્યો છે.

मूढोराजाधृतराष्ट्रस्य पुत्रो न मे वाक्यःपथ्यरूपा शृणोति ।
अतो नूनं भवितायं कुरूणां सुदारुणः सर्वहरो विनाशः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वाणि विदुरवाक्ये गुर्जरभाषाया षट्षष्ठितमोऽध्यायः ॥ ६६ ॥



## અધ્યાય ૬૭ મો. દ્રૌપદીને સભામાં ખેંચી આણ્યાં.

**વૈશંપાયન ઉવાચ** धिगस्तुक्षत्तारमितिब्रुवाणो दर्पेणमत्तोधृतराष्ट्रस्य पुत्रः ।
अवेक्षतप्रातिकामींसभायामुवाचचैनंपरमार्यमध्ये ॥

વૈશંપાયન કહે છે કે–હે રાજન ! ગર્વથી છકેલો ધૃતરાષ્ટ્ર રાજાનો પુત્ર દુર્યોધન વિદુરને ભરી સભામાં અપમાન કરતો આર્ય લોકના મધ્યમાં પોતાના પ્રાતિકામો નામના દૂતને દેખીને બોલ્યો કે, હે પ્રાતિકામી ! વિદુરજી પાંડવોથી બીએ છે માટે તે આવી રીતે બોલે છે, પણ તને પાંડવોની બીક નથી તેથી તું દ્રૌપદીને અહીયાં લઇ આવ. હે જનમેજય ! એવી રીતે જ્યારે પોતાને હુકમ થયો ત્યારે પ્રાતિકામી ત્યાંથી ચાલતો થયો. જેમ કૂતરો સિંહના સ્થાનકમાં જતાં બીએ છે તેમ બીતો બીતો પાંડવોના સ્થાનકમાં જઈ પાંડવોનાં પટરાણી દ્રૌપદી પાસે આવી આવી રીતે બોલ્યો કે, હે યજ્ઞના કુંડમાંથી ઉત્પન્ન થયેલાં દ્રૌપદિ ! જુગટાના મદથી મોહ પામેલા યુધિષ્ઠિર રાજા તમને હારી ગયા છે અને દુર્યોધન જીત્યો છે તેથી તમને તેના ઘરનું કામ કરવાને માટે મને તેડવા મોકલ્યો છે, ધૃતરાષ્ટ્રને ઘેર ચાલો. આવાં વાકયો સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, હે પ્રાતિકામી ! આવી રીતે કેમ બોલે છે ! એવો કોણ રાજાનો પુત્ર છે કે પોતાની સ્ત્રીનુ "પણ" મૂકીને જુગટું રમે. જુગારના નીશાથી વિવેક વિસરી ગયેલા રાજા યુધિષ્ઠિર મને હારી બેઠા ત્યારે શું મારા વિના કાંઇ બીજું "પણ" મૂકવાનું ન હતું ? એ સાંભળી પ્રાતિકામી બોલ્યો કે, હે દ્રુપદ રાજાની પુત્રિ ! જ્યારે કોઇ પણ બીજો પદાર્થ "પણ" મૂકવાને રહ્યો નહીં, ત્યારે દુનિયામાં નથી ઉત્પન્ન થયેલા શત્રુ જેને એવા યુધિષ્ઠિર રાજા પ્રથમ પોતાના ભાઇઓને, પછી પોતાના દેહને અને છેવટ તમને " પણ " મૂકીને હારી ગયા છે. તે સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, હે સુતના છોકરા ! તું સભામાં જઇને યુધિષ્ઠિર રાજાને પૂછી આવ કે, પ્રથમ તમે તમારા આત્માને હાર્યા છો કે મને ? અને ત્યાર પછી જે તે કહે તે સમાચાર લઇ આવી મને કહીને તેડી જા, કારણ કે યુધિષ્ઠિર રાજાનો અભિપ્રાય જાણી દુઃખી થયેલી હું તેમની આજ્ઞા પ્રમાણે વર્તીશ. હે જનમેજય ! દ્રૌપદીએ પાછો મોકલેલો સૂત મોટા મોટા રાજાઓની મધ્યમાં બેઠેલા યુધિષ્ઠિર રાજાની આગળ દ્રૌપદીએ કહેલું વચન બોલ્યો કે "તમે પ્રથમ આત્માને હાર્યા છો કે મને ?" એવી રીતે દ્રૌપદીએ પુછાવ્યું છે. આ વાકયો સાંભળી

તેજ રહિત તથા પ્રાણ વગરના થઇ ગયેલા યુધિષ્ઠિર રાજા સારૂં કે નરતું કાંઇપણ બોલ્યા નહીં. તે વખતે સભામાં બેઠેલો દુર્યોધન બોલ્યો કે, અરે સૂત! તું દ્રૌપદીને જઇને કહે કે, તેં પૂછેલો પ્રશ્ન ફરીને સભામાં આવી પૂછ. જેથી સર્વ સભાસદોના સાંભળવામાં આવે. હે જનમેજય! દુર્યોધનનું વચન સાંભળી તાબે થયેલો પ્રાતિકામી અતિ દુઃખ પામતો પાંડવોના સ્થાનકમાં જઈ, દ્રૌપદીને કહેવા લાગ્યો કે, હે રાજપુત્રિ! સર્વ સભાસદો તમને સભામાં બોલાવે છે, માટે હું ધારૂં છું કે, કૌરવોને ભય ઉત્પન્ન થવાનો વખત આવી ચૂક્યો છે અને મને લાગે છે કે, સભામાં તમને બોલાવનાર નીચ દુર્યોધન રાજ્યની સમૃદ્ધિને કદી ભોગવનાર નથી. તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, હે દૂત! પંડિત સુખ પામે છે અને મૂર્ખ દુઃખ પામે છે. એમજ વિધાતાએ નિર્માણ કરેલું છે. ઉત્તમ ધર્મ આ લોકમાં કહેલો છે તે અમોએ પાળેલો ધર્મ અમારી સ્થિરતા કરશે! હું એટલું કહું છું કે, ધર્મ કૌરવોમાંથી ન જાય તો સારૂં છે: માટે મારૂં ધર્મનું વચન સભામાં જઇને સભાસદોને પૂછ, ને તે પછી મને જે તે નિશ્ચે કરીને તું કહેશે તે પ્રમાણે હું કરીશ, કારણ કે, ત્યાં બેઠેલા મહાત્મા પુરૂષો નીતિવાળા છે. આવાં દ્રૌપદીનાં વચન સાંભળી સભામાં જઇ સુત બોલ્યો કે દુર્યોધનનો તેમ કરવાનો હુકમ છે એમ જાણીને નીચું જોઈ બેઠેલા સભાસદો કાંઇ બોલ્યા નહીં. હે જનમેજય! તે વખતે યુધિષ્ઠિરે દુર્યોધનનો અભિપ્રાય જાણી દૂતના મોઢાથી તે વાત સાંભળીને દ્રૌપદીની બીજા દૂત મોકલી કહેવરાવ્યું કે, હે પાંચાળિ! રજસ્વળા થયેલી, આંખમાંથી આંસુ પાડતી એક વસ્ત્ર પહેરી નીવિનો ભાગ નીચો કરતી સભામાં આવીને ધૃતરાષ્ટ્રની પાસે જા, જેથી આવી રીતે તને સભામાં આવેલી જોઇ સર્વ સભાસદો મનમાંથી દુર્યોધનને ધિક્કાર કરે. તે બુદ્ધિમાન દૂતે યુધિષ્ઠિરનો સંદેશો દ્રૌપદીને કહી દેખાડ્યો. આ સંદેશો કહેરાવતી વખત દીન થઇ ગયેલા અતિ દુખિયા મહાત્મા પાંડવો સત્યથી તેઓનાં શરીર બંધાપી ગએલાં છતાં પણ કાંઇ બોલ્યા નહીં ત્યાર પછી પાંડવોનાં પડી ગયેલાં મોઢાં જોઇ રાજી થયેલો દુર્યોધન બોલ્યો કે, હે પ્રાતિકામી! દ્રૌપદીને અહીયાં લઇ આવ. જેથી કૌરવોની આગળ જાહેરમાં બોલે. આવું સાંભળતાં તેના હુકમને તાબે રહેલો અને દ્રૌપદીના કોપથી ભય પામતો સુત સભાસદો આગળ કહેવા લાગ્યો કે, હે સભાસદો! હવે માન મૂકીને દ્રૌપદીને હું શું કહું? દૂતનાં આવાં વચનથી દુર્યોધને દુઃશાસનને કહ્યું કે, હે દુઃશાસન! થોડા બળવાળો સારથિનો છોકરો ભીમસેનના બળથી બીહે છે, માટે તુંજ પોતે દ્રૌપદીને પકડીને અહીં લઇ આવ; કારણ કે પરવશ થયેલા પાંડવો તને કાંઇ કરી શકનાર નથી. એવું સાંભળી ધૃતરાષ્ટ્રનો પુત્ર દુઃશાસન પોતાના ભાઇનાં વેણ સાંભળતાં ત્યાંથી ઉઠી પાંડવોના ઘરમાં જઇ રાજપુત્રી દ્રૌપદી આગળ બોલ્યો કે, હે પાંચાલિ! તને જુગટામાં જીતી લીધેલી છે માટે લાજ મૂકીને દુર્યોધનને વશ થા. હે કમળ સરખાં નેત્રવાળી! તને ધર્મથી જીતેલી છે માટે સહુએ તરછોડાતી સભામાં આવીને કૌરવોને તાબે થા. દુષ્ટ દુઃશાસનનું વચન સાંભળવાથી દુખિયાં દ્રૌપદી પડી ગયેલા પોતાના મોઢા ઉપર હાથ ફેરવતાં અને અતિ પીડા પામતાં જે ઠેકાણે વૃદ્ધ કૌરવોની સ્ત્રીઓ બેઠેલી હતી ત્યાં દોડી ગયાં. તે વખત ક્રોધથી ગર્જના કરતા દુષ્ટ દુઃશાસને ઘણા વેગથી તેની પછવાડે દોડી જઇ ગુંથેલાં લાંબા કાળા કેશથી ઝાલી લીધાં. પાંડવોના પરાક્રમને પરાભવ પમાડી રાજસૂય યજ્ઞના અવભૃથ સ્નાનમાં મંત્રોથી પવિત્ર થયેલાં તેમજ તીર્થોનાં જળથી અભિષિક્ત થયેલા

ચોટલો પકડી સભા પાસે લઇ આવી પવન જેમ કેળના કોમળ વૃક્ષને ખેંચે તેમ ખેંચવાથી નમી ગયેલાં દ્રૌપદીએ કહ્યું કે હે મંદબુદ્ધિવાળા છોકરા ! દુઃશાસન ! હું રજસ્વળા છું અને એક વસ્ત્ર ધારણ કરેલી છું માટે સભામાં લઇ જવાને યોગ્ય નથી. એવી રીતે કહેતાં આવા દારૂણ દુઃખમાંથી છૂટવાને હરી ભગવાનને અને પોતાના પરમેશ્વરરૂપ પતિ અર્જુનને ઉંચે સ્વરે પોકાર કરે છે, તે વખતે કેશ પકડીને દુષ્ટ દુઃશાસન બોલ્યો કે, હે દ્રૌપદી ! તું રજસ્વળા હો, યાતો એક વસ્ત્ર ધારણ કરેલી હો અથવા ગમે તો વસ્ત્ર વગરની હો, પરંતુ જુગારમાં દુર્યોધન રાજાએ તને જીતી લઇને દાસી કરેલી છે માટે જેમ દાસીઓને રહેવું ઘટે તેમ અહીઆં ગોલીઓ સાથે રહે. હે જનમેજય ! દુઃશાસનના ઘણુ ઘણુાવવાથી અરધું વસ્ત્ર ઉતરી ગયેલાં અને વિખરાઇ ગયેલા કેશવાળાં, લાજ અને ક્રોધથી તપી ગયેલાં દ્રૌપદી નીચે સાદે બોલ્યાં કે, આ સભાની અંદર સર્વ શાસ્ત્રો જાણનારા, યજ્ઞાદિક ક્રિયાઓના કરનારા, ઇંદ્ર જેવા પરાક્રમવાળા, પિતાના સરખા ગુરૂજનો બેઠેલા છે, ત્યાં હું એક વસ્ત્ર પહેરેલી આવવા ઇચ્છતી નથી; અને અરે ભુડાં કામના કરનાર ! તું દુષ્ટનાં જેવું લાજ વગરનું કામ કરી મને ખેંચીને વસ્ત્ર વગરની કરવી રહેવા દે, અરે નીચ ! તને કદી ઇંદ્રસહિત દેવતાઓ સહાયતા કરશે, તોપણ પાંડુ રાજાના પુત્રો મહારથી પાંડવો આ તારાં નિંદવા યોગ્ય કર્મને કદી સહન કરી શકશે નહીં. ધર્મમાં રહેનાર મહાત્મા ધર્મના પુત્ર યુધિષ્ઠિર રાજા અને સૂક્ષ્મ એવો ધર્મ એ બે સૂક્ષ્મ બુદ્ધિવાળાથી જણાઇ શકે તેમ છે, માટે મારા સ્વામીનાં વચનોથી સદ્ગુણોનો ત્યાગ કરી હું એક પરમાણુ જેટલો પણ દોષ લેવાને ઇચ્છું તેમ નથી. હે દુષ્ટ ! તારા મતને અનુસરીને રહેલા લોકો તારી નિંદા ભલે ન કરે, પરંતુ વૃદ્ધ કૌરવોના મધ્યમાં મને એક વસ્ત્રવાળી રજસ્વલાને ખેંચે છે તે તું ભુંડામાં ભુંડું કામ કરે છે તેજ માટે નાશ થયેલા કૌરવકુળના ધર્મને અને ક્ષત્રિયોના ધર્મને ધિક્કાર છે કે જે ઠેકાણે પોતાના નાશ થએલા ધર્મને કૌરવો સર્વ જોયા કરે છે, આ અતિ તિક્ષ્ણ અધર્મને મોટા મોટા કૌરવના કુળના વૃદ્ધ પુરૂષો બેઠા બેઠા જુવે છે, માટે દ્રોણાચાર્ય, ભીષ્મપિતામહ, વિદૂરજી અને મહાત્મા એવા ધૃતરાષ્ટ્ર રાજા, એ સઘળાઓને બધું જોર જતું રહ્યું છે. હે જનમેજય ! એવી રીતે અતિ દયા આવે એમ બોલતાં દ્રૌપદીએ, ક્રોધભરી પોતાની નજરથી કોપાયેલા પતિઓને જોઇને અત્યંત તાપ પેદા કર્યો. વખતે દ્રૌપદીનાં લાજ અને ક્રોધે ભરાયેલાં કટાક્ષથી જેવું પાંડવોને દુઃખ પેદા થયું, તેવું દુઃખ સઘળું રાજ્ય દોલત અને રત્નો હારી ગયા તે વખતે થયું ન હતું, પોતાના દીન થએલા સ્વામીઓને દેખીને સંજ્ઞા વગરનાં થઇ ગયેલાં દ્રૌપદીને જોઇ વેગથી ઘણુઘણુાવી દુષ્ટ દુઃશાસન "અરે દાસી" એવી રીતે મશ્કરીથી બોલ્યો, તે સાંભળી રાજી થએલો કર્ણ અને સુબળનો પુત્ર શકુનિ, એ બે તેને વખાણવા લાગ્યા. હે જનમેજય ! સભામાં દુષ્ટ દુઃશાસને ખેંચાયેલાં દ્રૌપદીને જોઇ દુર્યોધન, કર્ણ અને શકુનિ વગર બીજા બધા સભાસદોને ઘણુંજ દુઃખ પેદા થયું. તે વખતે ભીષ્મપિતામહ બોલ્યા કે, હે દ્રૌપદિ ! સ્વામી દાસ થયો એટલે તેની સ્ત્રી દાસી ગણાય અને યુધિષ્ઠિરનું વશપણું જોઇને તથા પરવશ અને અશક્ત થયેલો સ્વામી બીજાના દ્રવ્યનું " પણ " મૂકવાને સમર્થ નથી, એ સર્વ જોતાં ધર્મની વાત ઘણી સૂક્ષ્મ છે તેથી તારા ખરા પ્રશ્નનો બરોબર ઉત્તર કરી શકાતો નથી. હે દ્રૌપદિ ! સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વીને રાજાએ મેલી દીધી, પણ પોતે

ને મેલ્યો નહીં અને યુધિષ્ઠિરે હું હારી ગયો, એવું કહ્યું માટે પોતે હાર્યા પણ સ્ત્રી
રી એમ ગણાય નહીં. તારા પ્રશ્નનો બરોબર ઉત્તર કરી શકાતો નથી, વળી દ્યૂત
વામાં હોશિયાર શકુનિએ પરાજય કર્યો તેથી યુધિષ્ઠિર રાજાએ કાંઇ ખરાબ જાણ્યું નહીં,
ો પણ તારા પ્રશ્નનો ઉત્તર થઇ શકતો નથી. તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે, જુગટામાં
થનારા ભુંડાં કામ કરનાર મૂર્ખ છોકરા જેવા અને દુષ્ટ મનવાળાને બોલાવી અભ્યાસ
રના મારા સ્વામી સાથે રમાડ્યા તેથી તે હાર્યા એમ કેમ કહેવાય? કૌરવો અને પાંડ-
ના મુખી અને જુગટાંમાં અજાણ્યા રાજાને બધા કપટી અને દુષ્ટ કામના કરનારાઓએ
ીને જીતી લીધા. પાછળથી કપટ કર્યું માટે તે હાર્યા એમ ન કહેવાય. આ સભામાં
દીકરાવાળા વૃદ્ધ કૌરવો બેઠા છે તે આવો અન્યાય જોઇ તથા મારાં વાક્યો સાંભળી
ો ખરેખરો ઉત્તર આપો. હે જનમેજય! ત્યાર પછી દયા ઉપજે એવી રીતે રોતાં અને
તાના પતિને જોતાં દ્રૌપદીને દુઃશાસને કેટલાંક કાનને કડવાં લાગે એવાં અપ્રિય વચનો
ાં. આ વખત દુઃશાસનથી ખેંચાતાં અને ઉતરી ગયેલાં વસ્ત્રોવાળાં દુઃખને નહી પામવા
યક રજસ્વળા દ્રૌપદીને જોઇ ભીમસેન યુધિષ્ઠિર પ્રત્યે ક્રોધાયમાન થઇ નીચે પ્રમાણે બોલ્યા.

**तां कृष्यमाणां च रजस्वलां च स्रस्तोत्तरीयामतदर्हमाणां ।**
**वृकोदरः प्रेक्ष्ययुधिष्ठिरं च चकार कोपं परमार्त्तरूपः ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपदीप्रश्ने गुर्जरभाषायां सप्तषष्टितमोऽध्यायः ॥ ६७ ॥**



## અધ્યાય ૬૮ મો. દ્રૌપદી વસ્ત્રાહરણ.

**ीम उवाच** **भवंति गेहेबंधक्यः कितवानां युधिष्ठिर ।**
**नताभिरूतदीव्यंति दयाचैवास्तितास्वपि ॥**

ભીમ કહે છે—હે યુધિષ્ઠિર! કપટી પુરૂષોને ત્યાં ઘણી ગોલીઓ હોય છે પરંતુ તેઓ
નું "પણ" મૂકીને રમતા નથી, કારણ કે, તેમાં પણ તેમને દયા હોય છે પરંતુ તમે
દ્રૌપદીનું "પણ" મૂકતાં પણ વિચાર કર્યો નહીં. વળી કાશી રાજાએ જે ધન અને
પત્તિ આપેલી હતી તેમ બીજા રાજાઓએ પણ જે રત્નો આપેલાં હતાં તે તથા હાથી
આદિ વાહનો, કેટલુંક દ્રવ્ય, વિવિધ પ્રકારનાં કવચો. નાના પ્રકારનાં હથીઆરો,
જ્ય, પોતાનું શરીર અને છેવટ અમને પણ કૌરવો દ્યૂતમાં જીતીને લઇ ગયા, તેથી મને
રીસ ચઢી નથી; કારણ કે, તમે અમારી ઉપર સત્તા રાખનાર મોટા ભાઇ છો, પણ
ઠેકાણે દ્રૌપદીનું "પણ" તમે મૂક્યું તે ઠેકાણે હું ખરેખરૂં કહું છું કે, તે કામ તદન
ન્યાયી હતું. આ બાળક દ્રૌપદી પાંડવોને પરણીને તમારે સારૂ હલકાં અને લાજ વગરના
રવોથી દુઃખ પામે તે જરાપણ યોગ્ય નથી, એવાજ કારણથી મને તમારી ઉપર એટલી
ી રીસ ચઢે છે કે, તમારા બે હાથ હમણાં બાળી દઉં. એમ કહેતાં સહદેવ પાસે અગ્નિ
ગ્યો, ત્યાં અર્જુન બોલ્યા કે, હે ભીમસેન! તમે આગળ કોઇ દહાડો પણ આવી જોસ
રેલી વાણી બોલ્યા નથી, પણ આ વખત બોલો છો તેથી હું એમ જાણું છું કે આ

વખતે કપટી કૌરવોએ તમારા ધર્મનું મોટાપણું નાશ કરી નાંખ્યું છે. હું ધારૂં છું કે આવી રીતે મોટા ભાઇનું અપમાન કરી કૌરવોને રાજી કરવા તે કાંઇ સારૂં નથી. આપણો ઉત્તમ ધર્મ છે તે ધારણ કરો. સર્વથી મોટા ધર્મવાન ભાઇની ઉપરવટ થવાને કોણ યોગ્ય છે? સામા પક્ષવાળાએ બોલાવેલા રાજા, પારકી ઇચ્છા ઉપર ક્ષત્રિયોના ધર્મનું રક્ષણ કરતાં તેઓની સાથે રમ્યા તે આપણી કીર્તિ કરનારૂં છે. ભીમસેન બોલ્યા કે, હે અર્જુન! તમારા કહેવા પ્રમાણે કહેલો ધર્મ સઘળો હું જાણું છું, જો ન જાણતો હોઉં તો પ્રકાશ પામેલા અગ્નિમાં તેના હાથ ક્યારના બાળી નાંખ્યા હોત એ તમે નક્કી જાણજો. હે જનમેજય! ત્યાર પછી તે દુખિયા થએલા પાંડવોને તથા દુઃશાસને ખેંચાએલાં દ્રૌપદીને જોઇ ધૃતરાષ્ટ્રનો પુત્ર વિકર્ણ બોલ્યો કે, હે રાજાઓ અને સભાસદો! દ્રૌપદીએ જે પ્રશ્ન પૂછેલ છે તેનો ઉત્તર આપો. જો તેમાં ખરા ખોટાનું વિવેચન નહીં થાય તો અમને તરતજ નર્કની પ્રાપ્તિ થશે. કૌરવોમાં વૃદ્ધ ભીષ્મપિતા અને ધૃતરાષ્ટ્ર બેઠેલા છે તે પણ કાંઇ બોલ્યા નહીં અને વિદુરજી પણ કાંઇ બોલ્યા નહીં તેમ બ્રાહ્મણોમાં ઉત્તમ સર્વના ગુરૂ કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય એ બે બેઠા છે તે પણ શા કારણથી બોલતા નથી એ સમજાતું નથી, માટે તેમ નહીં કરતાં જે આ ઠેકાણે ચારે દિશાઓના રાજાઓ ભેગા થયેલા છે તેઓ કામનો અને ક્રોધનો ત્યાગ કરી જેવી જેની બુદ્ધિ હોય તે પ્રમાણે જે શુદ્ધ દ્રૌપદીએ એક ફેરે પૂછેલું છે તેનો વિચાર કરી ઉત્તર આપો કે, કોણ હાર્યું અને કોણ જીત્યું! એવી રીતે વિકર્ણે સભામાં ઘણીવાર ભાષણ કર્યું પરંતુ તેમાંથી કોઇએ સારૂં કે માઠું કહ્યું નહીં. ત્યારે ફરીને એક ફેરે તેવીજ રીતે પ્રશ્ન કર્યા બાદ બે હાથ ભેગા કરીને બોલ્યો કે, ભેગા થયેલા રાજાઓ ભલે ન બોલો, પણ કૌરવોનો આ ઠેકાણે અધર્મ છે એમ જાણી તે જાહેર કરી આપું છું. મૃગયા, મદિરાપાન, જુગટું રમવું અને સ્ત્રીમાં હમેશાં અતિ આસક્ત રહેવું, એ રાજાઓનો ચાર પ્રકારનો દોષ ડાહ્યા પુરૂષોએ કહેલો છે, તેમાં એક દોષને પણ આસક્ત થયેલો પુરૂષ ધર્મથી વિપરીત ચાલે છે, ત્યારે તેવા વખતમાં તેનું કરેલું કોઇ પણ કામ લોકમાં "ખરૂં છે" એમ માનવામાં આવતું નથી. તેમજ આ વ્યસનના દોષથી યુધિષ્ઠિર રાજાએ બીજાઓની શીખવણીએ દ્રૌપદીનું "પણ" મૂક્યું છે, તેમ સર્વ પાંડવોની તે સ્ત્રી પોતે એકલાએ હારી જઇ "પણ" મૂક્યું તે પણ તેવુંજ ગણાય. વળી આ દ્રૌપદીનું "પણ" મૂકવાનું શકુનિએ શિખવ્યું તે પણ તેવુંજ છે, માટે મને વિચારી જોતાં લાગે છે કે, આ દ્રૌપદી જીતાયાં નથી. એવાં વાક્યો સાંભળી વિકર્ણનું સન્માન કરતા અને શકુનિની નિંદા કરતા સર્વ સભાસદોનો મોટો ઘોંઘાટ થવા લાગ્યો, ત્યારબાદ ક્રોધથી મોહને પામી ગએલો કર્ણ બોલ્યો કે, ખરેખર આ વિકર્ણ આપણાથી અવળો ચાલે છે, માટે તે જેમ અરણીથી ઉત્પન્ન થએલો અગ્નિ અરણીનેજ બાળી નાંખે છે, તેમ પોતે પોતાનોજ નાશ કરનારો થયો છે એમ મને લાગે છે. હે વિકર્ણ! આ બધા સભાસદો ખરી રીતે દ્રૌપદીને જીતાએલાં જાણે છે, એટલે તેના પૂછેલા પ્રશ્નનો કાંઇ પણ જવાબ આપી શક્યા નથી, પણ તું તો ભરી સભામાં ડાહ્યા માણસની પેઠે છોકરમતથી કેવળ ધૃતરાષ્ટ્ર રાજાના મનને ખેદ ઉત્પન્ન કરે છે. અરે દુર્યોધનના ફટાયા! તું જીતાએલી દ્રૌપદીને મંદ બુદ્ધિથી નહીં જીતાએલી કહે છે, માટે બરોબર ધર્મને જાણતો નથી. યુધિષ્ઠિરે ભરી સભામાં જ્યારે પોતાનું સર્વસ્વ અર્પણ કર્યું ત્યારે તેની સાથે દ્રૌપદી પણ આવી ગએલ છે, માટે એવી

ધર્મથી જીતાએલીને નહીં જીતાએલી કેમ કહે છે ! પાંડવોએ બોલાવેલી અને હુકમ એલી તેને શા કારણે નથી જીતાએલી માને છે ! કદી આ સભામાં એક વસ્ત્ર પહેરેલીને આવ્યા, એને તું ધર્મ જાણતો હોય તો ત્યાં તને આ વાત કહું તે સાંભળ.કે, ઇશ્વરે જાતિને માટે એકજ પતિ કહેલો છે, પણ આને તો પાંચ પતિ છે, માટે તે વેશ્યા ીને આ સભામાં લાવવામાં કાંઇ હરકત નથી, એમ જણાય છે, ત્યાર પછી એક વસ્ત્ર- ળી હોય તોપણ શું ! એને વસ્ત્ર વગરની હોય તોપણ શું ! પાંડવો તેમનું સઘળું દ્રવ્ય, ને આ દ્રૌપદીને શકુનિએ જીતી લીધેલાં છે, માટે હે દુઃશાસન ! ડાહ્યાની પેઠે બોલનાર ર્ણ અણસમજુ છે, તેથી એના બોલવામાં ધ્યાન ન રાખતાં તું પાંડવોનાં અને દ્રૌપ- નાં વસ્ત્રો લઇ લે. વૈશંપાયન કહે છે—હે જનમેજય ! જે વખતે દુષ્ટ કામ કરનાર દુઃશા- નને પોતાની ખરાબ હાંસલથી દ્રૌપદીનું વસ્ત્ર ખેંચવા માંડયું તે વખત તેણે ભગવાનનું રણ કરી, હે દ્વારકાંવાસી ગોપીઓને પ્રિય કેશવ ભગવાન ! કૌરવો મને પરાભવ કરે છે ે કેમ નથી જાણતા ? હે દુઃખને મટાડનાર લક્ષ્મીપતિ વ્રજનાથ જનાર્દન ! કૌરવોરૂપી યામાં હું બુડું છું, તેને બહાર કાઢો. હે બ્રહ્મ ! હે બ્રહ્મ ! હે મહાયોગી ! હે મહા- ગી ! હે જગતને ઉત્પન્ન કરનાર ! અને તેના આત્મા રૂપ હે ગોવિંદ ! આ કૌરવોથી ડાતી હું શરણે આવી છું, તેની રક્ષા કરો. એવી રીતે હેતુવાળાં વિશેષણોથી ત્રણે ભુવ- ના ઇશ્વર હરિ ભગવાનને વારંવાર સંભારી, અતિ દુખીઆં તેજસ્વી દ્રૌપદી પોતાનું મોં કી દઇ રોવા લાગ્યાં; તે વખતમાં તેના વચનોથી આર્ત કરૂણાએ ગદ્‌ગદ્ કંઠ થએલા ંતર્યામી ઇશ્વર ભગવાન તેનું સ્મરણ સાંભળી, દયાથી ત્યાં વાહન વગર દોડી આવ્યા. ણ, વિષ્ણુ અને હરિ પોતાના રક્ષણ માટે ઉંચે સ્વરે પોકાર કરતાં, દ્રૌપદીનાં પતિવ્રત- ણના ધર્મરૂપ થએલા પરમાત્માએ નાના પ્રકારનાં સુંદર વસ્ત્રોથી તેને ઢાંકી દીધાં; તેથી ઇશ્વરના પ્રતાપથી જેમ જેમ તેનાં વસ્ત્ર દુઃશાસન ખેંચતો ગયો, તેમ તેમ એક બીજાથી રસ રંગવાળાં અને કીમતી નીકળતાં ગયાં. એમ હજારો વસ્ત્રો તેના શરીર ઉપરથી પેદા ાં, અને જે વખત થાય છે તે વખત મોટો ભયંકર હલહલાટ થઇ રહ્યો. દુનિયામાં ા અદ્‌ભુત કર્મ જોઇને, બધા રાજાઓ દુર્યોધનનો તિરસ્કાર કરી દ્રૌપદીને વખાણવા ગ્યા. તે ઠેકાણે ઉંચેસ્વરે ક્રોધથી હોઠ ડશી, સામ સામા હાથ ઘશી, સર્વના મધ્યમાં ીમસેન બોલ્યા કે. હે ક્ષાત્રિયના પુત્રો ! અને સઘળી દુનિયાં ! આગળ કોઇએ નહીં હેલું અને બીજો કહેશે પણ નહીં. એવું વચન કહું છું કે. અતિ મંદબુદ્ધિવાળા દુઃશા- નની છાતી રણસંગ્રામમાં ભેદીને તેનું લોહી ન પીઉં, અને બોલેલું નહીં બજાવું, ત્યાં ધી પુણ્યવાન અમારા આગળના બાપદાદાઓની ગતિને પામું નહીં ભીમસેનનું રૂવાડાં ભાં કરે એવું વચન સાંભળી, સર્વ સભાસદો તેની સ્તુતિ અને દુર્યોધનની નિંદા કરવા ાગ્યા. જ્યારે ભરી સભામાં દ્રૌપદીનાં ખેચેલાં વસ્ત્રનો મોટો ઢગલો થયો, ત્યારે થાકી ગેલો દુષ્ટ દુઃશાસન શરમાઈ નીચે બેસી ગયો. આ વખત દેવતાઓ, રાજાઓ, અને પાંડ- ના દેખતાંજ રૂવાંને ઉભાં કરે એવા ધિક્કારના શબ્દો થવા લાગ્યા, અને કૌરવો દ્રૌપદીના શ્નનો ઉત્તર આપતા નથી, એવી રીતે દુર્યોધનને ધિક્કારતા ઉંચે સ્વરે ત્રાહ્ય પોકારવા ાગ્યા. પછી ઉંચો હાથ કરી સર્વ સભાસદોને શાંત પાડી, સર્વ ધર્મને જાણનાર વિદુરજી લ્યા કે; સભ્યો ! દ્રૌપદી ધર્મનો પ્રશ્ન કરી અનાથની માફક રોવા લાગ્યાં, તથાપિ કોઇએ

તેનો જવાબ ન આપ્યો માટે ધર્મનો નાશ થાય છે. જો કોઇ પીડાએલો, બળતા અગ્નિની માફક તપેલો, સભામાં આવે તો, સત્યરૂપ ધર્મથી સભાસદો તેને શાંત કરે, માટે જે માણસ પ્રશ્ન કરે તેનો ઉત્તર કામક્રોધ મૂકીને આપવો જોઇએ. હે રાજાઓ! ધૃતરાષ્ટ્રના પુત્ર વિકર્ણે પોતાની બુદ્ધિ પ્રમાણે ઉત્તર આપ્યો, તેમ તમે પણ તમારી બુદ્ધિ પ્રમાણે ઉત્તર આપો. ધર્મને જાણનારો સભામાં બેસનાર ઉત્તર ન આપે તો જેટલું ફળ જૂઠું બોલ્યાનું છે, તેનાથી અર્ધું ફળ તે પુરૂષને થાય છે. જો ધર્મ જાણનારો હોય તે છતાં, સભામાં બેસનારો પુરૂષ ખોટો ઉત્તર આપે તો નિશ્ચય જે કાંઈ જુઠું કહેવાય તેના ફળને પામે છે. આ ઠેકાણે હું એક જુનો સુધન્વા અને પ્રલ્હાદનો ઇતિહાસ કહું છું. દૈત્યના રાજા પ્રલ્હાદને વિરોચન એવે નામે પુત્ર હતો તે કન્યા લેવાના હેતુથી સુધન્વા સાથે લડ્યો. સુકેશી નામની કન્યાએ સુધન્વાને અને વિરોચનને પૂછ્યું કે, તમારા બેમાંથી કુળ અને જાતિમાં કોણ શ્રેષ્ઠ છે? ત્યારે બેજણ કન્યાના લોભથી પોતપોતાની શ્રેષ્ઠતા બતાવવા લાગ્યા, અને તેનો એવી રીતે આગ્રહ બંધાયો કે, જે નીચો ઠરે તે પહેલાની જીવતાં સુધી તાબેદારી ઉઠાવે, એમ સાંભળવામાં આવ્યું છે. સુધન્વા અને વિરોચન પ્રલ્હાદ પાસે જઇ બોલ્યા કે, અમારી બેમાંથી શ્રેષ્ઠ કોણ છે, તે ખરેખરૂ કહો. પ્રલ્હાદ સુધન્વાને જોઇ ખોટા વાદથી ભય પામવા લાગ્યા, બ્રાહ્મણના શાપની પેઠે તપાયમાન થયેલો સુધન્વા કહે–હે પ્રલ્હાદ! જો તમે ખોટું બોલશો, અથવા કાંઇપણ જવાબ નહીં આપે તો, તમારા માથાના ઇંદ્ર હજારો કડકા વજ્રથી કરી નાખશે. એવાં તેનાં વચન સાંભળી પ્રલ્હાદ પીપળાના પાનની પેઠે કંપવા અને દુઃખ પામવા લાગ્યા. પછી તેમણે મોટા બળવાળા કશ્યપને જઇને પૂછ્યું કે, હે મોટા ભાગ્યવાળા! તમે દેવતાઓના, અસુરોના અને બ્રાહ્મણોના ધર્મ જાણો છો, માટે આ એક ધર્મસંકટ આવી પડ્યું છે તે સાંભળો, અને જે પુરૂષ ખોટો જવાબ આપે અથવા મુદ્દલ જવાબ ન આપે, તે મર્યા પછી પરલોકમાં કયે ઠેકાણે જાય છે તે કહો. તે સાંભળી કશ્યપ બોલ્યા કે, જાણતો હોય તે છતાં કામથી, ક્રોધથી, કે ભયથી બોલે નહીં, તે ખરી રીતે બોલે નહીં, અથવા મુગો બેઠો રહે તે પણ હજારો વરૂણના પાશમાં બંધાય છે; એ પાશમાંથી એક વર્ષ જાય ત્યારે એક પાશ છૂટે છે, માટે જે સત્યને જાણતો હોય તેણે મહેનત વગર સાચું બોલવું જોઇએ. સભામાં જે ઠેકાણે અધર્મથી ધર્મનો વિરોધ થતો હોય, ત્યાં ખોટું બોલવાથી, સાવ ન બોલવાથી, અથવા સંદેહવાળું બોલવાથી ધર્મના વિરોધને જે નથી મટાડતો, તે ઠેકાણે તે પોતે ધર્મનો વિરોધી થાય છે. અધર્મનો અર્ધો ભાગ સભાપતિને જાય છે, પા ભાગ અધર્મના કરનારને જાય છે, અને પા ભાગ જે નિંદા કરવા યોગ્યની નિંદા કરતો નથી તેને જાય છે. જે ઠેકાણે નિંદા કરવા યોગ્યનીજ નિંદા થાય છે. તે ઠેકાણે અધર્મનું ફળ તેના કર્તાનેજ મળે છે, અને સભાપતિ તથા સભાસદો તેના ભાગીઆ થતા નથી. હે પ્રલ્હાદ! જે ધર્મનું વચન પૂછે તેને ખોટો જવાબ આપે, તે સાત જન્મનાં કરેલાં અને તે પછી સાત જન્મ સુધી કરવાનાં યજ્ઞાદિક તથા વાવ કૂવા ખોદાવવા એ આદિ પુણ્યોને નાશ કરે છે જેનું દ્રવ્ય હરાઈ ગયું હોય, જેનો પુત્ર મરણ પામ્યો હોય, જેને માથે કરજ હોય, જેને લીધેલું પાછું દેવું પડતું હોય, જેની મતલબ પાર પડી ન હોય, જે પતિ વગરની સ્ત્રી હોય, જેને રાજાએ પકડી રાખેલો હોય, જેને પુત્ર ઉત્પન્ન ન થતો હોય, જે સાવજના સપટામાં આવ્યો હોય, જે સ્ત્રી પરણેલી ન હોય અને જે સાક્ષી વગરનો હોય, એઓને

જે દુઃખો પેદા થાય છે તે સઘળાં સરખાં ગણાય છે, એમ દેવતાઓ કહે છે; અને એ સર્વ દુઃખો ખોટું બોલનાર પામે છે. નજીકથી અધર્મ જોવા તથા સાંભળવાથી સભાપતિ પણ દુઃખ પામે છે, માટે સભાપતિ ખરૂં બોલે તો ધર્મ અને અર્થથી હણાતો નથી. આવો કશ્યપની પાસેથી પોતાના પ્રશ્નનો ઉત્તર સાંભળી પ્રલ્હાદે વિરોચનને કહ્યું કે, તારા કરતાં સુધન્વા શ્રેષ્ઠ છે, કારણ મારા કરતાં એનો પિતા અંગિરા શ્રેષ્ઠ છે. તેમ તારી માતા કરતાં સુધન્વાની માતા શ્રેષ્ઠ છે, માટે હે પુત્ર! તું સુધન્વાને જીવતાં સુધીનો ચાકર થયો. આવાં વચન સાંભળી સુધન્વા બોલ્યો કે, હે પ્રલ્હાદજી! તમે પુત્રનો સ્નેહ છોડી ખરૂં બોલ્યા, તો તેને હું છોડી દઉંછું, સેંકડો વર્ષ જીવો એવી આશિષ આપું છું. વિદુરજી કહે છે—એવા રીતે અહીં પણ સભાસદોએ દ્રૌપદીનું વચન સાંભળેલું છે તેમાં ખરૂં કયું અને ખોટું કયું, તે કહી આપો. વૈશંપાયન કહે છે કે હે જનમેજય! વિદુરજીનાં વચનો સર્વ રાજાઓ સાંભળી કાંઇ પણ બોલ્યા નહીં, પણ કર્ણે દુઃશાસનને કહ્યું કે, આ દાસી દ્રૌપદીને ઘેર લઇ જા. આવી રીતના કર્ણના કહેવાથી લાજવાળાં, થર થર કંપતાં પાંડવોને વારંવાર પોકારતાં, પતિવ્રતા ધર્મવાળાં દ્રૌપદીને સભાના મધ્યમાં દુષ્ટ દુઃશાસન ખેંચવા લાગ્યો.

**तां वेपमानां सव्रीडां प्रलपंती स्म पांडवान् ।**
**दुःशासनः सभामध्ये विचकर्ष तपस्विनीम् ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपद्याकर्षणे गुर्जरभाषाया मष्टषष्टितमोऽध्यायः ॥ ६८ ॥**

## અધ્યાય ૬૯ મો. દ્રૌપદીએ પૂછેલા પ્રશ્નો.

**द्रौपद्युवाच पुरस्तात्करणीयं मे नकृतं कार्यमुत्तरं ।**
**विव्हलास्मि कृतानेन कर्षता बलिना बलात् ॥**

દ્રૌપદી કહે છે કે—મારે પ્રથમ જે શ્રેષ્ઠ કામ કરવાનું હતું, તે મેં ન કર્યું, તેથી આ બળવાન દુઃશાસને મને બલાત્કારથી ખેંચીને વિવ્હલ કરી નાખી છે. પણ તે મેં ન કર્યું તેમાં મારો અપરાધ નથી, માટે માફ માગવા વાસ્તે આ કૌરવની સભામાં સર્વને પગે લાગું છું. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય! દુઃશાસને પરાભવ પમાડેલાં દ્રૌપદી દુઃખથી પડી ગયાં, અને સત્યને અનુસરી એવી રીતે વિલાપ કરવા લાગ્યાં કે, સ્વયંવર વિષે રંગમંડપમાં ભેગા થયેલા રાજાઓએ મને કોઇ દિવસે દીઠી નથી, તેજ રાજાઓએ મને સભામાં આવેલી જોઇ. જેને પ્રથમ વાયુ અગ્નિ અને સૂર્ય આદિ દેવતાઓએ દીઠી ન હતી, તે હું આ માણસોની સભામાં જાહેર દેખાઉં છું! જ્યારે ઘરમાં મને જરા પવન લાગતો ત્યારે પાંડવો સહન કરતા નહીં, તેજ હું દુઃશાસનથી પરાભવ પામું છું, તેને તેઓ સહન કરે છે. હું દીકરાની વહુ દીકરી બરોબર કહેવાઉં અને દુઃખ પામવાને યોગ્ય નથી, તેમ છતાં અતિ ક્લેશ પામું છું, તે ધૃતરાષ્ટ્ર સહન કરે છે. માટે જાણું છું કે આ કાલજ ફરી ગયો છે. વળી હું સુંદર પતિવ્રતા સ્ત્રી તેને કોઇ ગરીબની માફક સભામાં આવવું પડયું, માટે આ ઠેકાણે રાજાઓનો ધર્મ રહ્યો નથી. મેં એમ સાંભળ્યું છે જે ધર્મવાળી સ્ત્રીને પૂર્વે સભામાં

લઇ જવાતી નહીં પણ તે જુનો ધર્મ પ્રથમ કૌરવોમાંથીજ નાશ થયેલો છે. હું પાંડવોની સ્ત્રી, ધૃષ્ટદ્યુમ્નની બ્હેન અને વાસુદેવ ભગવાનની સખી રાજાઓની સભામાં કેમ આવી શકું પરંતુ તેજ હું, સરખી જાતિથી ઉત્પન્ન થયેલી ધર્મરાજાની સ્ત્રી ગમે તો દાસી કહો કે ન કહો તોપણ હે કૌરવો ! જેમ તમે કહેશો તેમ કરીશ; પરંતુ આ કૌરવોના યશને નાશ કરનારો નીચ દુઃશાસન મને બહુજ દુઃખ આપે છે, તે હૂં સહન કરી શકતી નથી. મને ગમે તો જીતાએલી માનો, કે ગમે તો ન જીતાયલી માનો, પણ હું જે જવાબને ઇચ્છું છું તેજ પ્રમાણે કરીશ. તે સાંભળી ભીષ્મ બોલ્યા કે, હે કલ્યાણિ ! ધર્મની ઉત્તમ રીતિને મેં કહેલી છે, પરંતુ તે દુનિયામાં જ્ઞાની અને મહાત્મા હોય તેનાથી પણ જણાતી નથી. અધર્મની વખતે જે બળવાન માણસ બોલે તેજ દુનિયામાં ધર્મ ગણાય છે. આ કામ ઘણી ગુંચવણ ભરેલું, ઝીણામાં ઝીણું અને જાણવામાં આવે નહીં તેવું છે; તેથી તમારા પ્રશ્નનો ખરો ઉત્તર કરી શકતો નથી. આ કૌરવો લોભ અને મોહને વશ થઈ ગયા છે. માટે નિશ્ચે કુળનો નાશ થશે. હે કલ્યાણિ ! તેઓ સારા કુળમાં પેદા થયા છે તો પણ વ્યસનોથી ખરાબ થઇ ગયા છે. જેના દીકરાની વહુ તમે સભામાં બેઠાં છો, તે કૌરવો ધર્મના માર્ગને જાણતા નથી. હે પાંચાળિ ! તમે દુઃખ પામેલાં છો તો પણ ધર્મને જાણો છો, માટે તમારા પતિ જે સ્થિતિને હાલ ભોગવે છે, તેજ સ્થિતિને ભોગવો, એજ આ વખત યોગ્ય છે. આ ધર્મને જાણનાર દ્રોણાચાર્ય આદિ વૃદ્ધો પ્રાણ વગરના હોય તેમ નમી ગયેલા અને ચેતન વગરના હોય તેમ બેઠા છે, માટે આ ઠેકાણે તમે જીતાયાં છો કે નહીં ! એ પ્રથમના ઉત્તરમાં યુધિષ્ઠિર કહે તેજ ખરૂં એમ મને લાગે છે.

युधिष्ठिरस्तु प्रश्नेऽस्मिन् प्रमाणमिति मे मतिः ।
अजितां वा जितां वेति स्वयं व्याहर्तुमर्हति ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि भीष्मवाक्ये गुर्जरभाषायां मेकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

## અધ્યાય ૭૦ મો–ભીમનાં વજ્રવચન.

**वैशंपायन उवाच** तथा तु दृष्ट्वा बहु तत्र देवीं रोरुयमाणां कुररीमिवार्त्ताम् ।
नोचुर्वचः साध्वथवाप्यसाधु महीक्षिता धार्तराष्ट्रस्य भीताः ॥

વૈશંપાયન કહે છે—હે જનમેજય ! તે ઠેકાણે ટીટોડીની પેઠે બહુજ રોતાં દ્રૌપદીને તેવી દશામાં જોઇને, ધૃતરાષ્ટના પુત્ર દુર્યોધનના ભયથી સર્વ રાજાઓ સારૂં કે નરતું કાંઇ પણ બોલ્યા નહીં તે વખતે ચૂપ થઈ ગયેલા રાજાઓને જોઇ દુર્યોધને હસ્તે મોઢે કહ્યું કે, હે દ્રૌપદિ ! તેં જે પ્રશ્ન પૂછ્યું, તે ફરીને ભીમસેન, અર્જુન, સહદેવ અને નકુળને પૂછ, એટલે તે તારા પ્રશ્નનો જવાબ આપશે. તેઓ જો યુધિષ્ઠિરને આ વખત અનીશ્વર ગણશે અને જુઠા પાડશે, તો તું દાસીપણાથી છુટીશ. ઇંદ્ર સરખા ધર્મના પુત્ર ધર્માત્મા યુધિષ્ઠિરજ કહે કે, તે પોતે તારો "ઈશ" છે કે નહીં; અને તે જેમ કહે તેમ કરવાને તૈયાર થા. તારા પતિને કમનસીબવાળા થયેલા જોઇને સભામાં દુઃખને પામતાં

કૌરવો કાંઇ બોલતા નથી ! વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! કેટલાક સભાસદો દુર્યોધનનું વચન સંભાળી ઉંચે સ્વરે વખાણ કરવા અને વસ્ત્રો ઉડાડવા લાગ્યા, કેટલાક નિંદા કરવા લાગ્યા, તથા સભા વચ્ચે કેટલાક કૌરવો રાજી થવા લાગ્યા. દુર્યોધનને ધર્મી ઠરાવી તેને વખાણી વખાણી સર્વ રાજાઓ તેને પ્રિય થયા, અને ધર્મના જાણનાર યુધિષ્ઠિર હવે શું બોલે છે, એવી આશાથી તેમના મોં સામું જોવા લાગ્યા. તેમ રણસંગ્રામમાં ભયને આપનાર, કોઇથી ન જીતી શકાય એવા અર્જુન, ભીમ, નકુલ અને સહદેવ શું બોલશે, એ વિષે સહુને આશ્ચર્ય થવા લાગ્યું. તે કોલાહલ બંધ થયા પછી ચંદનથી શોભાયમાન હાથ લાંબો કરી ભીમસેન બોલ્યા કે, જો આ મોટા મનવાળા અમારા મોટા ભાઇ યુધિષ્ઠિર અમારા કુળના આગેવાન ન થાત તો અમે દુ:ખને પામત નહીં. અમારાં પુણ્યના, પ્રાણના, અને તપના ઇશ્વર આ ધર્મરાજા નથી જીતાયા એમ માનતા હોય, તોપણ અમે જીતાયલાજ છીયે. દ્રૌપદીના કેશને ખેંચનારો પુરૂષ પૃથ્વીને સ્પર્શ કરતો મારી પાસેથી જીવતો જવાનો નથી. આ ગદા સરખા મારા બે હાથ જુઓ ! એની અંદર આવી ગયેલો કદી ઇંદ્ર હોય તોપણ છુટે નહીં, પણ આ ધર્મના પાશથી બંધાઇ ગયેલો હું સંકટને મટાડી શકતો નથી. અર્જુને મને આગ્રહથી વારી રાખેલો છે, નિકર સિંહ જેમ મૃગલાને મારી નાંખે, તેમ ધર્મરાજ આજ્ઞા કરે તો હું આ પાપી, ધૃતરાષ્ટના પુત્રોને એક સપાટામાં કરી મારી નાંખું. વૈશંપાયન કહેછે–હે જનમેજય ! તે વખત આવાં વચનો સાંભળી ભીમસેનને દ્રોણાચાર્ય અને વિદુરજીએ કહ્યું કે, તમે જે બોલો છો તે તમને ઘટેછે, પરંતુ તે સૌ આ વખતે ક્ષમા કરો.

तमुवाच तदा भीष्मो द्रोणो विदुर एव च ।
क्षम्यतामिदमित्येवं सर्वसंभाव्यतेस्त्वयि ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि भीमवाक्ये गुर्जरभाषायां सप्ततितमोऽध्यायः ॥ ७० ॥

---

## અધ્યાય ૭૧ મો–ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને આપેલાં વરદાન.

कर्णउवाच त्रयः किलेमेह्यधनाभवंति दासः पुत्रश्चास्वतंत्रा च नारी ।
दासस्य पत्नीत्वधनस्य भद्रे हीनेश्वरादासधनं च सर्वम् ॥

કર્ણ કહે છે કે, દાસ, પુત્ર અને પરવશ સ્ત્રી, એ ત્રણે નિશ્ચય નિર્ધન ગણાય છે અને નિર્ધન દાસની સ્ત્રી પણ નિર્ધન ગણાય છે, કારણ કે, એ સઘળાંનું દ્રવ્ય તેઓનો જે પાળનાર ધણી હોય તેનું છે. તારા ધણી જીતાયા એટલે તું જીતાઇ દાસીપણાને પામી છું, માટે તું દુર્યોધનના ઘરમાં જઇને તેની સ્ત્રીઓની ચાકરી કર, તને આ વખત એજ કામ બજાવવાનું છે. હે રાજપુત્રિ ! તારા ધણી ધૃતરાષ્ટ્રના પુત્રો છે, પાંડવો તારા ધણી નથી. ધણી જીતાયા તેથી તું નથી જીતાઇ એમ ધારતી હોઉં તો બીજા ધણીને વર. ધણી કરવામાં ઇચ્છા મુજબ વર્તવું એ લોકોમાં સ્ત્રિયોને માટે પ્રસિદ્ધ નથી, દાસીને સિદ્ધ છે, માટે તેમ કર. હે યાજ્ઞસેનિ ! ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ એ સઘળા હાર્યા અને તું

દાસી થઇ, માટે તે હરાયેલા પાંડવો તારા ધણી નથી. પંચાલ દેશના દ્રુપદ રાજાની દીકરી તું દ્રૌપદી તેને સભાના મધ્યમાં જુગટાના પણમાં જે જીત્યો, તે રાજા પુરૂષના પરાક્રમ રૂપ આ જન્મની સફળતા શું નથી માનતો ! વૈશંપાયન કહે છે કે હે જનમેજય ! કર્ણનાં આવાં વચન સાંભળી સહન નહીં કરી શકનાર ધર્મના પાશથી વિંટાઇ ગએલા યુધિષ્ઠિરના નાના ભાઇ, દુઃખથી પીડાએલા અને સુસવાટો નાખતા ભીમસેન, કર્ણને જાણે ગળી જશે, તેમ લાલચોળ નજર કરી બોલ્યા કે, હું આ સૂતપુત્ર ઉપર નથી કોપતો તેનું કારણ એજ કે, હું દાસ ધર્મનો જાણનારો છું, નિકર એના ભાર નથી કે દ્રૌપદીનું પણ મૂકવાને કહી શકે ! વૈશંપાયન કહે છે કે, ભીમસેનનું વચન સાંભળી ચૂપ થઇ ગયેલા યુધિષ્ઠિરને દુર્યોધને કહ્યું કે, હે યુધિષ્ઠિર ! તમે દ્રૌપદીને નહીં જીતાએલી માનતા હોતો, રાજાના હુકમમાં રહેનારા તમારા ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ, એઓને ફરીને પૂછી જુઓ, એમ બોલી ઐશ્વર્યના મદથી મોહ પામેલા દુર્યોધને હસતાં હસતાં દ્રૌપદી સામું જોઇ ભીમસેનનો તિરસ્કાર કર્યો. કર્ણને ઉશ્કેરી ભીમસેનને ક્રોધ ચઢે તેમ, દ્રૌપદીને બેસાડવાને માટે તેણે પોતાનો જમણો સાથળ બતાવ્યો. તેને જોઇ ભીમસેન રાતી ચોળ આંખો કરી સર્વ સભા સાંભળે તેમ બોલ્યા કે, જો મોટા રણસંગ્રામમાં દુષ્ટ દુર્યોધનનો સાથળ ગદાથી કચરી ન નાખું, તો હું પિતૃ લોકને પામું નહીં. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એવી રીતે ક્રોધાયમાન થયેલા ભીમસેનના શરીરનાં રૂવાંનાં છિદ્રોમાંથી જેમ બળતા ઝાડના કોટરોમાંથી અગ્નિ ઝરે, તેમ અત્યંત ઉષ્ણ પસીનો પડવા લાગ્યો. પછી વિદુરજી બોલ્યા કે, હે રાજાઓ ! ક્રોધ પામેલા ભીમસેનથી મોટો ભય પેદા થવાનો એ નક્કી જાણો, અને તે ઉત્પન્ન થનારો ભય વિધાતાએ પ્રેરણા કરેલો પ્રથમથી ભરતવંશીઓમાં પરમ અન્યાયરૂપ ઉત્પન્ન થયો એમ જાણજો. હે સભાસદો અને કૌરવો ! ભરી સભામાં સ્ત્રીનું પણ મૂકાવ્યું માટે મર્યાદા મૂકીને ધૃતરાષ્ટ્રના પુત્રો જુગટું રમ્યા છે, માટે હે કૌરવો ! તમારા યોગ અને ક્ષેમનો નાશ થયો છે, કેમકે તમે સઘળા ખરાબ વિચાર કરો છો. હે કૌરવો ! આ સભા ધર્મ જાણનારી છે, માટે ધર્મનો નાશ થવાથી સભાને ઘણો ખેદ થાય છે. વળી આ–દ્યૂત રમનાર યુધિષ્ઠિરે જો પોતે હાર્યા વગર સ્ત્રીનું પણ મૂકયું હોત તો તે તમારી દાસી ગણાત, પણ તેમણે પોતાનો આત્મા હાર્યા પછી " પણ " મૂકયું, માટે દ્રૌપદી દાસીપણાને પામવા યોગ્ય નથી. વળી હું એમ જાણું છું કે, પોતે હારી ગયા પછી જે પુરૂષ જેના દ્રવ્યથી રમે છે, તે દ્રવ્ય સ્વપ્નના દ્રવ્ય જેવું જાણવું જોઇએ. જેનાં જે દાસ, પુત્ર, કે સ્ત્રી હોય, તેમનું ભેગું કરેલું દ્રવ્ય તે જેઓનાં હોય તેનુંજ છે. એવા ભાવની શ્રુતિથી દાસભાવને પામ્યા પછી જે મેળવેલું હોય તે ધણીનું ગણાય. પણ દાસભાવ પામ્યા પહેલાં મેળવેલું હોય તે ધણીને જવા યોગ્ય નથી. એવાજ કારણથી દ્રૌપદી કૌરવોને જવા યોગ્ય નથી. ગંધારરાજના પુત્ર શકુનિનાં વચનોથી હે કૌરવો ! ધર્મથી વેગળા માં થાઓ. દુર્યોધન બોલ્યો કે, હે દ્રૌપદિ ! ભીમ, અર્જુન, નકુળ અને સહદેવનાં વાકયોના આધારે હું રહ્યો છું, માટે તે સઘળા જો યુધિષ્ઠિરને "તમારા ઇશ નથી" એમ કહે તો તું દાસીપણાથી તરત મુક્ત થાય. તે સાંભળી અર્જુન બોલ્યા કે, કુંતીના પુત્ર ધર્મરાજા, જ્યાં સુધી પણ નહોતું મૂકયું ત્યાંસુધી અમારા ઇશ હતા. હવે આત્માને હારી ગયેલા ધર્મરાજા કોના ઇશ છે ? એ સર્વ હે કૌરવો ! મનમાંથીજ વિચારી જુઓ. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! તે વખત ધૃતરાષ્ટ્રના

ધરનાઅગ્નિની નજીક શિયાળવાં બોલવા લાગ્યાં. ગધેડાં ભૂંકવા લાગ્યાં અને ચારે તરફથી પક્ષિઓ અપશકુનો કરવા લાગ્યાં. અપશકુનોના તત્વને જાણનાર વિદુરજી અને ગાંધારી એ બે જણ શિવાય બીજું કોઇ ત્યાં ન હતું. તેથી ભીષ્મ, દ્રોણાચાર્ય, અને વિદ્વાન્ ગૌતમ એ સઘળા અપશુકનની વાણી ઉંચે સાદે વખાણવા લાગ્યા. એ વખતે ધૃતરાષ્ટ્રે કહ્યું કે, હે મંદ બુદ્ધિવાળા દુર્યોધન ! આ કૌરવોની સભામાં વિનય મૂકીને તેં સ્ત્રી જાતિને અને તેમાં પણ પતિવ્રતા ધર્મનાં પત્ની દ્રૌપદીને ન બોલવાના બોલથી તિરસ્કારી કહ્યાં, માટે તું માર્યો ગયો છે એમ નિશ્ચે જાણ. પોતાનાં સગાંવાલાંને, ઉપર લખેલા પાપના દુઃખમાંથી છોડાવવાને, આવી રીતે બોલીને તત્વદર્શી રાજા, બુદ્ધિથી વિચારી આસનાવાસનાથી દ્રૌપદીને શાંત કરવા માટે બોલ્યા કે, હે પાંચાલિ ! મારી પાસેથી તમને ગમે તે વરદાન માગી લો, કારણ કે મારા પુત્રની સ્ત્રીઓમાં તમે પતિવ્રતા અને ધર્મ પાળવામાં સરસ નિકળ્યાં છો. તે સાંભળી દ્રૌપદી બોલ્યાં કે હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! જો તમે મને વરદાન આપતા હો તો, સર્વ ધર્મને માર્ગે ચાલનાર શોભાયમાન ધર્મરાજા યુધિષ્ઠિર દાસપણું ન પામે, એજ તમારી પાસેથી વરદાન માગું છું. મમસ્વી ધર્મરાજાને ન જાણનાર તમારા પુત્રો, ધર્મરાજાના પુત્રને, " આ દાસ પુત્ર છે, " એમ ન કહે, કારણ કે, પ્રથમ કોઇએ ન ભોગવ્યું હોય તેવું રાજાના પુત્રપણું ભોગવેલા અને રાજ્યમાં લાડ લડાએલા તમારા પુત્રને દાસપુત્રપણું યોગ્ય નથી. તે સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે રાજપુત્રિ દ્રૌપદિ ! તમે જેમ માગ્યું તેમજ થશે, પણ હે કલ્યાણિ ! તમે બીજું વરદાન ગમતું હોય તે માગો, જે હું આપું; કારણ કે મને એમ થાય છે જે તમે ઘણાં વરદાનને લાયક છો. ત્યારે દ્રૌપદી બોલ્યાં કે હે પિતાજી ! રથ અને ધનુષ્યબાણ સહિત ભીમ, અર્જુન, નકુલ, અને સહદેવ, એઓને હું વરદાનમાં માગી લઉ છું, કે તે દાસપણાને પામે નહીં. ત્યારે ધૃતરાષ્ટ્ર રાજા બોલ્યા કે, હે મોટા ભાગ્યવાળાં ! તમારા મનમાં જે વરદાનની ઇચ્છા છે તે પૂર્ણ થશે; તોપણ મારી પાસેથી ત્રીજું વરદાન માગો, બે વરદાન ઘણાં ઓછાં છે; કારણ તમે મારા સર્વ પુત્રોની સ્ત્રીઓમાં ધર્મથી ચાલનારાં અને કલ્યાણને કરનારાં છો. દ્રૌપદી બોલ્યાં કે, હે મહાભાગ ! લોભ એ ધર્મનો નાશ કરનારો છે, માટે ત્રીજું વરદાન હું અયોગ્ય હોવાથી લેવાને ઇચ્છતી નથી. કારણ કે, એક વરદાન વૈશ્યને લેવું યોગ્ય છે, બે વરદાન ક્ષત્રિયની સ્ત્રીને લેવાં યોગ્ય છે, ત્રણ વરદાન રાજા લેવાને યોગ્ય છે, અને બ્રાહ્મણને સો વરદાન લેવા યોગ્ય છે, માટે હે પિતા ! જુગટાંથી દાસપણાને પામી તમારા વરદાનથી છૂટેલા મારા સ્વામીઓ હવે પોતાનાં પુણ્ય કર્મથી સુખ પામશે.

पापीयांस इमे भुत्वा संतीर्णाः पतयो मम
वेत्स्यंति चैव भद्राणि राजन्पुण्येन कर्मणा ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि द्रौपदीवरलाभे गुर्जरभाषायां मेकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

## અધ્યાય ૭૨ મો. ભીમસેનનો કોપ.

**ऋर्ण उवाच यामः श्रुतामनुष्येषु स्त्रियो रूपेण संमताः ।**
**तासा मे तादृशं कर्म न कस्याश्च न शुश्रुम ॥**

કર્ણ કહે છે કે, મનુષ્યોમાં રૂપાળી સ્ત્રીયો જે આપણા સાંભળવામાં આવેલી છે; તેઓમાંથી કોઇપણ સ્ત્રીનું કર્મ આ દ્રૌપદીના જેવું આપણે સાંભળ્યું નથી. બધા રાજાઓ અને ધૃતરાષ્ટ્રના પુત્રો કોપેલા હતા તે છતાં સર્વ પાંડવોને આ ઠેકાણે તે શાંતિ કરનારી થઇ! વળી કોઇ દિવસ પાર ન આવે એવો વહાણ વગરનો દુઃખરૂપ સમુદ્ર, તેમાં બુડતા પાંડવોને આ દ્રૌપદી, તે સમુદ્રને પાર ઉતારવામાં વહાણરૂપ થયાં!! વૈશંપાયન કહે છે કે, હે જનમેજય! કર્ણનાં વચનો સાંભળી કુરૂકુળમાં કોઇથી સહન ન થઇ શકે એવા ભીમસેન "અરે! પાંડુ રાજાના પુત્રોને દુઃખમાંથી છોડાવનાર સ્ત્રી ઠરે છે"! એવા આશ્ચર્યથી ખેદયુક્ત મનથી બોલ્યા કે "દેવળ ઋષિએ કહેલું છે કે, લોકમાં પ્રકાશ કરનારા પુત્ર, કર્મ, અને વિદ્યા, એ ત્રણ પદાર્થો છે, માટે તે ત્રણ પદાર્થોથી આ સ્થાવર અને જંગમ જગત્ પેદા થયેલું છે. પ્રાણ ગયા પછી અપવિત્ર અને શૂન્ય દેહને જ્ઞાતિવાળા છોડી દે છે, ત્યારે પુત્ર, કર્મ, અને વિદ્યા એ સંપાદન કરેલા ત્રણ પદાર્થો લોકમાં પ્રકાશ કરનારા થાય છે. હે અર્જુન! તે માહેલું પુત્રરૂપ તેજ, આપણી સ્ત્રીયોને સહન ન કરી શકવાથી તેજ રહિત થઇ ગયેલું છે, ત્યારે પુરૂષોએ ભોગવેલી સ્ત્રીથી ઉત્પન્ન થયેલ પુત્ર તે તો ક્યાંથીજ લોકને પ્રકાશ કરનાર થાય! પુરૂષને પુત્ર આ લોકમાં પ્રસિદ્ધિ આપનારો છે. એવા અભિપ્રાયથી ભીમસેન અર્જુનને કહે છે કે, હે અર્જુન! ધૃતરાષ્ટ્રના પુત્રો પારકી સ્ત્રીને જોવાથી તેજ રહિત થઇ ગયા છે, અને કર્ણ દાસી પુત્ર છે, તેમ છતાં તે આપણને દ્રૌપદીએ વરદાન લઇને છોડાવ્યા એવી બાબતમાં પોતાનું નીચપણું ન વિચારતાં આપણને કેમ તરછોડે છે! એવા અભિપ્રાયનાં વચનોથી ભીમસેને તેઓનો ધિક્કાર કર્યો ત્યારે અર્જુન બોલ્યા કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જે ઉત્તમ પુરૂષ છે. તે નીચ માણસો કાનને કડવી લાગે તેવી બોલી બોલે તેનો કાંઇ પણ પ્રત્યુત્તર આપતા નથી, પણ ઉલટા કરેલાં વેરને ન સંભારતાં, કોઈ દિવસ પણ કહિં થયેલા સામાના ઉપકારનેજ માત્ર સંભારે છે. પ્રાપ્ત થયેલ પુણ્યવાળા સત્પુત્રો, કરેલાંનો બદલો જાણવા છતાં કાંઇ પણ બોલતા નથી. ત્યારે ભીમસેન બોલ્યા કે, હે અર્જુન! હમણાં અહીં શત્રુઓ ભેગા થયેલા છે, તેઓને તરતજ એહીંથી નિકળીને મારી નાખું છું. આપણે ઝાઝું બોલવાનું કે વાદ કરવાનું શું કામ છે! તરતજ તેમને મારી પૃથ્વીને તૃપ્ત કરૂં છું. એમ ભીમસેન બોલી, પોતાના નાના ભાઇ અર્જુન સહિત, જેમ મૃગ વચ્ચે સિંહ જુવે તેમ વારંવાર ઉંચી નજરથી કૌરવો તરફ જોવા લાગ્યા. મોટા પરાક્રમવાળા અર્જુને ભીમસેનને ઘણું કરીને સમજાવ્યા, તોપણ મોટા હાથવાળા પરાક્રમી ભીમસેન અંદરના ક્રોધથી ખીજવા લાગ્યા. ક્રોધ પામેલા ભીમસેનની કાન, નાક, અને આંખો, આદિ ઇંદ્રિયોમાંથી ધૂમાડા સહિત અગ્નિની જ્વાળાઓ નિકળવા લાગી, અને ભૃકુટીના ચઢાવાથી પ્રલયકાળના કાળરૂદ્રનાં જેવું તેનું ભયંકર રૂપ થઇ ગયું. આ વખતે મોટા હાથવાળા ભીમસેનને યુધિષ્ઠિર રાજાએ પોતાના હાથથી વારી રાખી "આવી રીતે કરવું તમને ઘટતું નથી" એમ કહી છાનામાના નીચે બેસી જવાનું ફરમાવ્યું. એવી રીતે કોપથી રાતી

ચોળ આંખોવાળા અને મોટા હાથવાળા ભીમસેનને શાંત કરી, હાથ જોડીને પોતાના કાકા ધૃતરાષ્ટ્ર પાસે આવી ધર્મરાજા આ પ્રમાણે બોલ્યા.

निवार्य च महाबाहुं कोप संरक्तलोचनं
पितरं समुपातिष्ठत् धृतराष्ट्रं कृतांजलिः ॥

इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि भीमक्रोधे गुर्जरभाषाया द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥



## અધ્યાય ૭૩ મો. ધૃતરાષ્ટ્રે આપેલી શીખ.

युधिष्ठिर उवाच राजन्किंकरवामस्ते प्रशाध्यस्मांस्त्वमीश्वरः ।
नित्यंहिस्थातुमिच्छामस्तवभारतशासने ॥

યુધિષ્ઠિર કહે છે કે, હે રાજન ! તમે અમારા વડીલ છો માટે જે કરવાનું હોય તે કહો, એટલે અમે કરીએ. અમે તમારી આજ્ઞામાં રહેવાને હમેશાં ઇચ્છીએ છીએ. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે અજાતશત્રુ ! તમારૂં નિર્વિઘ્ન કલ્યાણ થાઓ, મારી આજ્ઞાથી સહુ સહુનાં રાજ્ય સહુ ભોગવો, એજ તમારા વૃદ્ધ કાકાનો હુકમ છે. જે મેં આ વખત કહેલું છે. તે અનુકૂળ અને હિતકારક છે. હે યુધિષ્ઠિર ! તમે વૃદ્ધની સેવા કરનાર, ડાહ્યા, અને વિવેકી છો, માટે સર્વ ધર્મની સૂક્ષ્મગતિને જાણો છો, જ્યાં બુદ્ધિ હોય ત્યાંજ શાંતિ હોય છે, માટે તમે શાંતપણાને પામો, કારણ કોમળ પદાર્થને શસ્ત્ર એટલે હથિયાર નુકશાન કરે છે, તેમ કઠણ પદાર્થને કરી શકતું નથી. તમે ચિંતા રહિત રહો, જે વૈરને સંભારે નહીં, અવગુણને ન જોતાં ગુણોનેજ જોયા કરે, અને એક બીજાની અંદર કુસંપ કરાવે, તે ઉત્તમ પુરૂષ ગણાય નહિ. સત્પુરૂષો વૈરને ન સંભારતાં સામાનાં સારાં કર્મને સંભારે છે, અને પારકાનું ભલું કરે તે છતાં તેનો બદલો લેવાને ઇચ્છતા નથી. હે યુધિષ્ઠિર ! જે કઠણ વચન બોલે છે તે માણસોમાં નીચ માણસ કહેવાય છે, જે કઠણ વચન બોલે તેની સામે તેવોજ ઉત્તર આપે તે મધ્યમ માણસ કહેવાય છે, અને કઠણ વચનને નહીં બોલનારા કોઈપણ કઠણ વચનો બોલે અથવા ન બોલે તોપણ તેને ઉત્તર આપતા નથી, તેવા પુરૂષો ધીર પુરૂષોમાં ઉત્તમ ગણાય છે. જે પુરૂષો સામાન વૈરને ન સંભારતાં તેણે કરેલાં સારાં કામોને સંભારે છે, જે પોતાની ખાતરીથી દુઃખની પીડાને પારખી બીજાને દુઃખ ન થાય એમ ઇચ્છે છે, આર્ય લોકની મર્યાદા લોપતા નથી, જોતાવેંત વાહલા લાગેછે, અને સદાચરણથી ચાલે છે, તે પુરૂષોની માફક આ સભાની અંદર તમે વર્ત્યા છો, માટે હે પુત્ર ! હવે દુર્યોધનની અદેખાઇ કરશો નહીં, અને હે યુધિષ્ઠિર ! તમારી માતારૂપ ગાંધારી, અને તમારી પાસે બેઠેલો વૃદ્ધ પિતારૂપ હું, તેની સામું જુઓ. મિત્રોને મળવાને માટે તથા પુત્રોનું બળાબળ જોવાને માટે મેં જાણી જોઇને જુગટામાં હા કે ના કહી નહોતી. કૌરવો કાંઇપણ શોક કરવા લાયક નથી, કારણ કે તમે તેની ઉપર હુકમ કરનારા છો, તથા વિચાર આપનારા સર્વ શાસ્ત્રને જાણનાર વિદુર છે. તમારામાં ધર્મ, ભીમસેનમાં પરાક્રમ, અર્જુનમાં ધૈર્ય, અને શુદ્ધ ગુરૂજનની પૂજા કરવાની ચતુરાઈ નકુલ અને સહદેવમાં છે. હે

અજાતશત્રુ ! તમારૂં કલ્યાણ થશે, હવે ઇંદ્રપ્રસ્થ જાઓ, અને સર્વ ભાઇઓમાં સંપની સાથે તમારો ધર્મ વધો. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! જ્યારે ધૃતરાષ્ટ્રે ભરતકુળમાં શ્રેષ્ઠ ધર્મરાજાને એમ કહ્યું, ત્યારે તેઓ તે સઘળું કબૂલ રાખી પોતાના ભાઇઓ સહિત ત્યાંથી નીકળી, મેઘ જેવી કાંતિવાળા રથમાં બેસી, દ્રૌપદી સહિત રાજી થતા થતા ઇંદ્રપ્રસ્થને માર્ગે પડયા.

**ते रथान्मेघसंकाशा नास्थाय सह कृष्णया**
**प्रययुर्हृष्टमनस इंद्रप्रस्थं पुरोत्तमं ॥**

**इति श्रीमहाभारते सभापर्वणि द्यूतपर्वणि धृतराष्ट्रवरप्रदानपूर्वकमिंद्रप्रस्थंप्रति युधिष्ठिरगमने गुर्जरभाषायां त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥**

## અધ્યાય ૭૪ મો. અનુદ્યૂતપર્વ-યુધિષ્ઠિરને પાછા બોલાવ્યા.

**जनमेजय उवाच अनुज्ञातांस्तान्विदित्वा सरत्नधनसंचयान् ।**
**पांडवान् धार्तराष्ट्राणां कथमासिन्मनस्तदा ॥**

જનમેજય કહે છેકે, હે વૈશંપાયન ! જ્યારે ધૃતરાષ્ટ્ર રાજાએ પાંડવોને ધન અને રત્નો સહિત રજા આપી, ત્યારે તેની ખબર પડવાથી ધૃતરાષ્ટ્રના પુત્રોનું મન ખિન્ન થયું. વૈશંપાયન કહે છે કે ,ધૃતરાષ્ટ્રે પાંડવોને રજા આપી એવી જ્યારે ખબર પડી, ત્યારે દુઃશાસન પોતાના ભાઇ દુર્યોધન પાસે ગયો. પાંડવોને રજા આપવાના દુઃખથી પીડાએલો દુઃશાસન, મંત્રી સહિત બેઠેલા પોતાના ભાઇ પાસે જઇ બોલ્યો કે, જે દ્રવ્ય આપણે ઘણી મહેનતથી મેળવ્યું છે, તે દ્રવ્ય ઘરડો રાજા નાશ કરી નાખે છે, અને તે બધું શત્રુઓને પાછું આપ્યું. તે સાંભળી દુર્યોધન, કર્ણ, અને શકુનિ, ભેગા થઇ, પાંડવોનું દ્રવ્ય ફરી લઇ લેવાનું અભિમાન ધરાવતા, બુદ્ધિવાન વિચિત્ર પ્રકારનાં ચરિત્રવાળા રાજા પાસે અતિ ઉતાવળે ગયા. દુર્યોધન બોલ્યો કે હે રાજન ! વિદ્વાન્ બૃહસ્પતિએ નીતિને દેખાડતાં ઇંદ્રને જે કાંઇ કહ્યું છે. તે શું તમે નથી સાંભળ્યું ? જે બળથી અને બુદ્ધિથી તમારૂં અહિત કરનાર છે, તે શત્રુઓને સર્વ ઉપાયથી મારી નાખવા જોઇયે. આપણે પાંડવોના ધનથી રાજાઓને રાજી કરી, તેઓને પાંડવોની સાથે લડાવશું તો પછી આપણને તે કશું કરી શકનાર નથી. નાશ કરવાને આવેલા ઝેરી સર્પોને લેઈ ડોકમાં કે કોઇ બીજે ઠેકાણે નાખે, તો તે સર્પના દંશથી કોઈ દિવસ બચી શકતો નથી, એ નક્કી સમજવું. હે પિતાજી ! રથમાં બેઠેલા, ક્રોધ પામેલા, અને ઉગાડાં હથિયારવાળા પાંડવો, સર્વનો નાશ કરી, કોઇને રહેવા દેશે નહીં. ક્રોધને પામેલો અર્જુન સારા ભાથા ધારણ કરીને યુદ્ધમાં જાય છે, ત્યારે ગાંડીવ ધનુષને ધારણ કરતાં અને નિસાસા નાંખતા તે ચારે તરફ જોયા કરે છે; અને ભીમસેન મોટી ગદાને ઉગામી, ઉતાવળે રથમાં બેસી, લડાઈ કરવા જાય છે, એમ આપણે સાંભળ્યું છે. નકુલ ઢાલ તરવાર ધારણ કરે છે. અને યુધિષ્ઠિર તથા સહદેવ, હૃદયનો ભાવ અને ઉપરની આકૃતિથી સર્વનો તિરસ્કાર કરે છે. એ સર્વે સમૃદ્ધિવાળા રથમાં બેસીને, બીજા રથોને ભાગી નાખતા સેના મેળવવાને જે વખતે નિકળ્યા તે વખત કોપને પામેલા, તેઓ આપણા

કરેલા પરાભવને સહન કરી શકનાર નથી, ત્યારે દ્રૌપદીના કલેશને સહન કરે એવો કોણ છે? માટે હે પિતાજી ! તેમને દુઃખ દેવાને અને વનમાં મોકલવાને હું ફરીને તેમની સાથે જુગાર રમું, એથી આપણે તેને વશ કરી શકશું. જો જુગટામાં તે હારે તો તેઓ અને આપણે હારીએ તો આપણે, બાર વર્ષ સુધી મૃગચર્મ પહેરીને વનમાં વસીએ; અને તેરમું વર્ષ પોતાના બરોબરિયાને ખબર ન પડે તેમ છાના રહીએ. તેમ છતાં જો ખબર પડે તો, પાછું બાર વર્ષ સુધી વનવાસ જવું. એમ જે હારે તે કરે. એવી રીતે દ્યૂત રમવું તેમાં પાંડવો પાસા નાંખીને રમે. હે રાજન ! એજ આ વખત અમને કરવાનું ગમે છે, શકુનિ પાસા નાખવા સાથે વશીકરણની વિદ્યા પણ જાણે છે, તેથી અમે દઢ મૂળવાળા મિત્રોને ભેગા કરી, મોટું સૈન્ય એકઠું કરી, પાંડવો તેર વર્ષ વનમાં કાઢશે તો પછી, તેમને લડાઇ કરીને જીતી લેઇશું, માટે આ અભિપ્રાય તમોને ગમવો જોઇએ. એવાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, ઇંદ્રપ્રસ્થ પ્રત્યે ગયેલા પાંડવોને ભલે પાછા લઇ આવો, અને તે આવીને ભલે ફરીને દ્યૂત રમે. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી દ્રોણાચાર્ય, સોમદત્ત, બાલ્હિક, ગૌતમ, વિદુર, ભુરિશ્રવા, શાંતનું, અને વિકર્ણ એ બધા ફરીને દ્યૂત ન રમવું અને સમાધાન છે તેમજ રાખવું, એમ કહેવા લાગ્યા; પણ પુત્ર જેને વહાલો છે એવા ધૃતરાષ્ટ્ર રાજાએ, દ્યૂતને નહી ઇચ્છનાર અને અર્થને જોનાર સદ્‌ગુણી પાંડવોને, પાછા જુગટું રમવા બોલાવરાવ્યા.

अकामानां च सर्वेषा सुहृदामर्थदर्शिनां ।
अकरोत्पांडवाव्हानं धृतराष्ट्रः सुतप्रियः ॥

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि युधिष्ठिरप्रत्यानयने गुर्जरभाषायां चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

## અધ્યાય ૭૫ મો. ગાંધારીનું વારણ.

वैशंपायन उवाच अथाब्रवीन्महाराजं धृतराष्ट्रंजनेश्वरं ।
पुत्रहार्दाद्धर्मयुक्ता गांधारीशोककर्शिता ॥

વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! પછી પોતાના પુત્રોના અભિપ્રાયથી દુઃખ પામેલાં ગાંધારીએ ધર્મમાં આસક્ત થઇ મહારાજા ધૃતરાષ્ટ્રને કહ્યું કે, હે રાજન ! જે વખતે દુર્યોધન પેદા થયો તે વખતે મોટી બુદ્ધિવાળા વિદુરનું એવું કહેવું હતું કે "કૌરવકુળમાં આ છોકરો નીચ થશે, માટે તેનો ત્યાગ કરવો જોઇયે. જન્મતી વખતે શિયાળની માફક રોયો હતો માટે તે આ કુળનો નાશ કરનાર છે, એમ સહુએ કહ્યું હતું." વિદુરે કહેલાં વચનોને સંભારી, આ બાળકોની બુદ્ધિને ઉત્તેજન આપો નહીં. તમે તમારાજ દોષથી પાણીમાં બુડી જવા જેવું કરો નહીં, અને કૌરવ કુળના ભયંકર નાશમાં તમે નાશરૂપ થાઓ નહીં. આપ વિચાર તો કરો કે, બાંધેલી પાજને કોણ તોડે ! શમી ગયેલા અગ્નિને કોણ સળગાવે. તેમ શાંત થયેલા પાંડવોને પાછા ક્રોધાયમાન કોણ કરે ? માટે ફરીને આપને ઇશ્વરનું સ્મરણ કરવાની યાદી આપું છું. હે રાજન ! જેમ શાસ્ત્ર, ખરાબ બુદ્ધિ થવાનો

ઉપદેશ ન કરતાં કલ્યાણને માટે ઉપદેશ કરે છે, તેમજ વૃદ્ધ માણસ પોતાને યોગ્ય વિચારો મૂકી, બાળક જેવા વિચારો કરતા નથી, તમોને વશ રહેલા તમારા પુત્રો, તમને વચ્ચે રાખીને મર્યાદાને ન તોડે તેને માટે હું કહું છું કે, કૌરવકુળમાં નીચ દુર્યોધન પેદા થયો છે તેનો ત્યાગ કરો. હે રાજન! તમે પુત્રોમાં સ્નેહ હોવાને લીધે, વિદુરના કહેવા પ્રમાણે દુર્યોધનનો ત્યાગ ન કર્યો, તેથી આ આખા કુળનો નાશ કરનારૂં ફળ આવી પહોંચ્યું, એમ જણાઇ આવે છે. શાંતિ, ધર્મ, અને ન્યાયથી યુક્ત તમારી બુદ્ધિ જેવી હતી તેવીજ રહેવી જોઇએ, પણ અવળે રસ્તે જવી ન જોઇએ, કારણ ક્રૂરતાથી ભેગી કરેલી લક્ષ્મી, પુત્રો અને પૌત્રોને આવે છે, તે નાશ કરનારી છે એમ જણાય છે. એવું સાંભળી ધર્મને જાણનારાં ગાંધારીને ધૃતરાષ્ટ્ર રાજાએ કહ્યું કે, કુળનો જેમ નાશ થવાનો હોય તેમ ભલે થાઓ, તેને મટાડવાને હું શક્તિવાન નથી. તેમ પાંડવો પાછા આવે તેની સાથે મારા પુત્રો દ્યૂત રમે અને તેઓ ઇચ્છે છે તેમ થાય.

यथेच्छंति तथैवास्तु प्रत्यागच्छंतु पांडवाः
पुनर्द्यूतं तु कुर्वंतु मामकाः पांडवैः सह

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि गांधारीवाक्ये गुर्जरभाषायां पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥

## અધ્યાય ૭૬ મો–યુધિષ્ઠિર ફરીને રમવા બેઠા.

**वैशंपायन उवाच** ततो व्यध्वगतं पार्थं प्रातिकामी युधिष्ठिरं ।
उवाच वचनाद्राज्ञो धृतराष्ट्रस्य धीमतः ॥

વૈશંપાયન કહે છે કે, હે જનમેજય! પછી પ્રાતિકામી દૂતે ઘણે દૂર ગયેલા યુધિષ્ઠિર રાજા પાછળ જઇ ધૃતરાષ્ટ્રના અભિપ્રાયનું વચન કહ્યું કે, હે મહારાજ! ફરીને દ્યૂત રમવાને માટે ભરાયેલી સભામાં પાસા મેલી રાખેલા છે, અને ધૃતરાષ્ટ્ર રાજા રમવાને માટે આપને યાદ કરે છે યુધિષ્ઠિર બોલ્યા કે, હે પ્રાતિકામી! ધૃતરાષ્ટ્ર રાજા ફરીને દ્યૂત રમાડવાને ઇચ્છતા હોય તો ભલે, પણ ભૂત પ્રાણી માત્રને સારૂં અને નરતું, જે ઇશ્વરેચ્છાથી પ્રાપ્ત થાય છે, તેને કોઈ મટાડી શકતું નથી. આ વખત વૃદ્ધરાજાએ પાસાથી જુગટું રમવાનો હુકમ કર્યો તે નાશકારક છે. એમ હું સમજું છું, તેમ છતાં તેમના કહેવાથી રમવાને રાજી છું. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય! સોનાનાં પ્રાણીઓ ઉત્પન્ન થવાનો સંભવ નથી. એમ જાણતાં છતાં, શ્રી રામચંદ્રજી મૃગ માટે લોભાયા હતા. ઘણું કરીને જ્યારે કોઇ પણ પરાભવ આવવાનો નજીક હોય, ત્યારે બુદ્ધિમાનની બુદ્ધિ અવળી થઇ જાય છે, આવી રીતે બોલતાં પોતાના ભાઇઓ સહિત, શકુનિની માયાથી જાણીતા યુધિષ્ઠિર, દ્યૂત રમવાને માટે પાછા આવ્યા. હે જનમેજય! જે વખતે પાંડવો સભામાં આવ્યા કે તરતજ સજ્જન પુરૂષો મનમાં અતિ દુઃખ પામવા લાગ્યા. પછી ઇશ્વર ઇચ્છાથી સર્વના નાશને માટે દુઃખ પામેલા પાંડવો, યોગ્ય રીતિથી દ્યૂત રમવા બેઠા, તે વખતે શકુનિ બોલ્યો કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર! તમારા વૃદ્ધ ધૃતરાષ્ટ્ર રાજાએ તમારૂં પ્રિય દ્રવ્ય સઘળું

તમને પાછું આપ્યું છે, તેની સાથે આ એક મોટામાં મોટું દ્રવ્ય છે તેને સંપાદન કરવાનું બતાવું છું કે, જો તમે અમને દ્યૂતમાં જીતો, તો અમે મૃગચર્મ પહેરીને બાર વર્ષ સુધી વનવાસ ભોગવીએ, અને તેરમું વર્ષ છાના રહીએ અને સરખે સરખાને ખબર ન પડે તેમ વનમાં રહીએ; તેમાં કદી છતા થઇ જઇએ તો, પાછા ફરીને બાર વર્ષ સુધી તેજ રીતે વનવાસ ભોગવીએ. પણ જો કદી અમે જીતીએ, અને તમે હારો તો તેજ પ્રમાણે બાર વર્ષ સુધી દ્રૌપદી સહિત તમે વનવાસ ભોગવો, તેરમું વર્ષ છાના રહીને કાઢો છતાં છતા થઇ જાઓ તો, ફરીને પાછા બાર વર્ષ વનવાસ ભોગવો. આવી રીતે તેર વર્ષ પૂરાં થઇ રહ્યા પછી, ખુશીથી રાજ્યનું સુખ ભોગવો. હે યુધિષ્ઠિર ! આવી રીતે નિશ્ચય કરી તમે અમારી સાથે પાસા નાખીને રમો. હે જનમેજય ! શકુનિનાં આવા ઠરાવનાં વચનો સાંભળી સભામાં બેઠેલા સર્વ સભાસદો, ખેદયુક્ત મનસહિત ઉંચા હાથ કરી બોલ્યા કે, હે ધૃતરાષ્ટ્ર ! મને મોટો ભય આવશે એમ દુર્યોધન જાણતો હોય અથવા ન જાણતો હોય, તોપણ તેના સગાકુટુંબીઓ તેમ જાણતા હોવા છતાં તેને કાંઇપણ બોધ કરતા નથી માટે તે અત્યંત ખેદકારક છે. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! યુધિષ્ઠિર રાજા માણસોના ઘણા બોલો સાંભળવા છતાં, લાજ અને ધર્મના સંયોગથી પાછા આવી, તથા જાણી જોઇ રમવાને તત્પર થઇ, "કૌરવોનો નાશ ઢુંકડો આવ્યો છે" એમ વિચારી બોલ્યા કે, મારા સરખો ધર્મનો પાળનાર રાજા, જુગટું રમવાને બોલાવેલો કેમ પાછો ફરે ! માટે હે શકુનિ ! હું તારી સાથે રમું છું. શકુનિ બોલ્યો કે, ગાયો, ભેંસો, હાથી, ઘોડા, માલ, ખજાના, ચાકર, પૈસા, અને દાસીઓ આદિ સર્વનો વનમાં જવાને માટે દાવ માંડિએ છીએ, માટે હે પાંડવો ! બે પક્ષમાં જે હારે તે બાર વર્ષ વનવાસ ભોગવી, તેરમું વર્ષ છાના રહે, એવો નિશ્ચય કરી આપણે દ્યૂત રમીએ છીએ. હે જનમેજય ! આવી રીતે ઠરાવ કરી, શકુનિએ પાસો નાંખતાંવેત યુધિષ્ઠિરને કહ્યું કે, હું જીત્યો. પછી ત્યારે તે ધર્મી રાજાએ તેના એકજ બોલને વનવાસને માટે કબૂલ રાખ્યો.

**प्रतिजग्राह तं पार्थो ग्लहं जग्राह सौबलः**
**जितमित्येव शकुनिर्युधिष्ठिरमभाषत**

**इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि पुनर्युधिष्ठिरपराभवे गुर्जरभाषायां षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥**



## અધ્યાય ૭૭ મો. પાંડવોનો વનવાસ.

**वैशंपायन उवाच** ततः पराजिताः पार्था वनवासाय दीक्षिताः ।
अजिनान्युत्तरीयाणि जगृहुश्च यथाक्रमं ॥

વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! પછી જે વખતે વનવાસ જવાને આજ્ઞા પામેલા પાંડવોએ ક્રમે કરીને મૃગચર્મો અને ઉત્તરીય વસ્ત્રો ધારણ કર્યાં, તે વખતે મૃગચર્મ ધારણ કરેલા, રાજ્યપાટ હારી ગયેલા, વનવાસ જવાને તૈયાર થયેલા, અને સર્વ શત્રુઓને સુખે નહીં રહેવા દેનારા, પાંડવોને જોઇ, દુઃશાસન બોલ્યો કે, હવે આજથી મહાત્મા દુર્યોધનનું

રાજ્ય ચાલવા લાગ્યું, અને હારી ગયેલા પાંડવો વિપત્તિને પામ્યા, માટે શત્રુઓ કરતાં સંપત્તિ આદિક ગુણોમાં આગળ પડતા, અવસ્થામાં શ્રેષ્ઠ, અને તેજ કારણથી વખાણવા લાયક આપણને, સર્વે માર્ગોથી દેવતાઓ પ્રાપ્ત થયા. આજ સર્વ દેવતાઓ આપણી ઉપર પ્રસન્ન થયા. ઘણા વખત સુધી અતિ દુઃખ પમાડાએલ. પાંડવો ઘણા વખત સુધી સુખથી વિખુટા, અને રાજ્યથી ભ્રષ્ટ થયેલા છે. જે ધનથી મદોન્મત્ત થયેલા પાંડવો, ધૃતરાષ્ટ્રના પુત્રોને હસ્યા હતા, તે હરાયેલા અને ધન વગરના થઇને આજ વનમાં જશે, માટે તેઓનાં વિચિત્ર પ્રકારનાં વસ્ત્રો ઉતરાવીને, તેમને કાળિયાર મૃગનાં ચામડાંનાં વસ્ત્રો, શકુનિ મામાના ઠરાવ પ્રમાણે ધારણ કરાવો. હવે " આ લોકમાં કૌરવો જેવા પુરૂષો કોઇ પણ નથી. " એમ નક્કી થયેલ છે પોતાની ખરાબ સ્થિતિને સારી કરવામાં નપુંસકોની પેઠે " આપણે પરાક્રમ વગરના છીએ " એમ તેઓ જાણશે. મૃગચર્મનાં વસ્ત્રો ધારણ કરવાં એ યુદ્ધની દીક્ષામાં અથવા યજ્ઞની દીક્ષામાં યોગ્ય છે, પરંતુ પાંડવો દીક્ષા વગરના માણસની માફક, મૃગચર્મનાં વસ્ત્રો પહેરે છે, તેને સર્વે જનો દેખશે. અરે ! યજ્ઞસેન દ્રુપદરાજા ઘણા બુદ્ધિમાન છે, તેમ છતાં તેમણે પોતાની પુત્રી પાંચાળી, પાંડવોને આપી. આ દુનિયામાં કાંઇ સારૂં કામ કર્યું નહીં કારણ કે તેના પતિઓ શંડ પુરૂષોની માફક પરાક્રમ વગરના છે. હે દ્રુપદરાજાની પુત્રી દ્રૌપદિ ! તમને વનમાં, તુચ્છ વસ્ત્રો પહેરનારા, મૃગચર્મોને ઓઢનારા, અને નિર્ધન થઇ ગયેલા તમારા પતિઓને જોઇ, કેમ પ્રીતિ ઉત્પન્ન થશે ! જેવો તમને વા'લો હોય તેવા બીજા પતિને તમે વરો. આ સભામાં સર્વનો અપરાધ સહન કરનારા, અને ઘણી સંપત્તિવાળા કૌરવો છે, તેમાંથી તમને ગમે તેને પતિ કરો, એટલે તમને નજીક આવેલો દુઃખ ભોગવવાનો વખત ટળી જશે. જેમ નપુંસક પુરૂષ, ચામડાંનો મૃગ, અને સાળનાં ફોતરાં, એ સર્વ નકામાં છે, તેમજ તમારે પાંડવોનો આશ્રય કરવો નકામો છે; કારણ તેઓ હલકાઈ પામેલા છે, અને પરાક્રમ વગરના છે, માટે તેમનો આશ્રય લેવા મમત કરવો યોગ્ય નથી. આવી રીતનાં પાંડવોથી સહન ન થઈ શકે એવાં દુષ્ટ દુઃશાસનનાં વચન સાંભળી ઘણો ક્રોધ કરી ઉંચે સાદે ભીમસેને તેને તિરસ્કાર કરી બોલતો અટકાવીને, હિમાલય પહાડમાં જેમ શિયાળની ઉપર સિંહ જાય, તેમ તેની નજીક જઇને કહ્યું કે, હે ક્રૂર ! શકુનિએ દ્યૂતવિદ્યાથી સભાના મધ્યમાં અમને હરાવ્યા તેથી તું ખરાબ માણસની માફક બોલે છે, પણ તેમાં કાંઇ એક તારૂં પરાક્રમ નથી. હે દુષ્ટ ! જો તું ખરાબ દુર્વચનોરૂપી બાણોથી, અમારા મર્મસ્થાનને ભેદીને દુઃખ પમાડે છે, પણ તારાં બોલેલાં વચનો તનેજ સંભારી આપી, જે ક્રોધ અને લોભમાં ભરપૂર રહેલા તારૂ રક્ષણ કરનાર તારી રક્ષા કરે છે, તેઓને પુત્રો તથા સગા સંબંધી સહિત નાશ કરી, યમ રાજાની પૂરીમાં પોંચાડીશ. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એ પ્રમાણે બોલનારા, મૃગચર્મનાં વસ્ત્રો ધારણ કરનારા, અને યુધિષ્ઠિર રાજાની આજ્ઞાને તાબે રહેવાથી શત્રુઓને નહીં મારી શકનારા ભીમસેનને, કૌરવોની સભામાં (જેમ વિવાહમાં મધુપર્કની વખતે ગાય અર્પણ કરે પણ તેને તે લેનાર અતિથિ છોડી દેવાનું કહે ત્યારે તેને આપનાર યજમાન છોડી દે પણ તેને ભય પમાડવા ફરીને **ગૌર્ગૌ:** એવી રીતે બોલાવે છે. તેમ દુઃશાસન ભય પમાડવાના સબબથી **ગૌર્ગૌ:** એમ બોલી નિર્લજ્જની પેઠે નાચવા લાગ્યો. ત્યારે ફરીને ભીમસેને તેને કહ્યું કે, હે નીચ દુઃશાસન ! જો કે અમારાથી નહિં સહન થઇ શકે એવાં વચનો તું બોલે

છે, પણ એમ કપટથી દ્રવ્ય પામીને બકવાદ જેવાં વચનો બોલવાને કોણ યોગ્ય છે ! હું ભીમસેન યુદ્ધમાં તારા શરીરને ભેદીને તારા રૂધિરને ન પીઉં, તો પુણ્યવાન પુરૂષોને મળવા લાયક શ્રેષ્ઠ લોક મને મળશો નહીં; માટે હું સાચે સાચું કહું છું કે, રણસંગ્રામમાં થોડા વખતમાં સર્વ ધનુષ્યના ધરનારાઓના દેખતાં, હું ધૃતરાષ્ટ્રના પુત્રોનો નાશ કરીને સુખ પામીશ, વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! તે વખતે સિંહના જેવા ભીમસેન, તથા વનમાં જવા તૈયાર થયેલા પાંડવો, એઓની દુષ્ટ દુર્યોધન ચાળા કરી મશ્કરી કરવા લાગ્યો, તેને જોઇ કેડેથી સન્જડની પેઠે બેડેલા ભીમસેન બોલ્યા કે હે મૂઢ બુદ્ધિવાળા દુર્યોધન ! હજીસુધી મેં તને કાંઇ કહ્યું નથી, પણ જ્યારે રણસંગ્રામમાં તારાં સગાં સંબંધિયો સહિત તને મારી નાખીશ, ત્યારે તું જે આ વખત અમારી મશ્કરી કરે છે, તે યાદ આપીશ; એ યાદ રાખજે. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! ગર્વિષ્ટ અને બળવાન ભીમસેન, પોતાના અપમાનનો ક્રોધ એના બોલથી સમાવીને, યુધિષ્ઠિરની પાછળ વનવાસ જતી વખતે કૌરવોની સભામાં ફરીને બોલ્યા કે, દુર્યોધનને હું મારીશ, કર્ણને અર્જુન મારશે અને દ્યૂત વિદ્યામાં કપટી શકુનિને સહદેવ મારશે. વળી જો રણસંગ્રામ થશે તો, પાપી દુર્યોધનને નાશ કરી પૃથ્વીપર પછાડી, તેના માથા ઉપર પગ મૂકી હું ઉભો રહીશ, અને માત્ર બકવાદ કરવામાં શૂરવીર, દુષ્ટ મનવાળા દુઃશાસનને મારી, તેનું લોહી સિંહ પીવે તેવી રીતે લોહી પીશ, એવી રીતે હું ઉંચે સ્વરે બોલેલો છું તે દેવતાઓ સત્ય કરશે. અર્જુન બોલ્યા કે હે ભીમસેન ! મોટા જે કરવાને ઇચ્છેછે, તે કાંઇ બોલવાથી જણાવી આપતા નથી. આજથી ચૌદમા વર્ષ ઉપર શું થશે, તે આપણે નજરે જોઇશું. ભીમસેન બોલ્યા કે, હે અર્જુન ! દુર્યોધન, કર્ણ, દુષ્ટ મનવાળો શકુનિ, અને દુઃશાસન, એ સઘળાઓનું પૃથ્વી લોહી પીશે. અર્જુન બોલ્યા કે, આપણી નિંદા કરનારા, આપણી ઉપર થતો પરાભવ જોઇ ખુશી થનારા કુબુદ્ધિવાળા દુર્યોધનને આપણી ઉપર આવી રીતે કરવાને ઉશ્કેરણી કરનારા, અને અઘટિત વાક્યો બોલનારા કર્ણને તમારી આજ્ઞાથી હું નાશ કરીશ. હે ભીમસેન ! તમને મનગમતું કરવાને હું આ કર્ણને, તેની સેના અને ચાકરો સહિત, મારા બાણોવડે મારીશ; અને બીજા પણ જે કોઇ રાજાઓ મારી સાથે યુદ્ધ કરવાને આવશે, તેઓને મારા બાણોથી નાશ પમાડીશ; તમે એમ નક્કી જાણજો કે, જો હિમાદ્રિ પર્વત પોતાના સ્થાનકથી ખસી જાય, અને સર્વ તાપને શાંત કરનાર ચંદ્રમા પોતાની શીતળતાને છોડી દે તોજ હું અર્જુન, મારાં બોલેલાં વચનોથી ફરી જાઉં. દુર્યોધન આપણા બનવાસની અવધિનાં ચૌદ વર્ષો પૂરાં થયાં પછી, આપણો સારો સત્કાર કરી, રાજ્ય પાછું નહીં આપે તો, મારા કહેવા પ્રમાણે થવાને કાંઇજ સંદેહ નથી. વૈશંપાયન કહે છે, હે જનમેજય ! એ પ્રમાણે જ્યારે અર્જુને કહ્યું ત્યારે ઘણા સ્વરૂપવાન, મોટા પ્રતાપી, શકુનિને મારવાને ઇચ્છા રાખનાર, માદ્રીના પુત્ર સહદેવ, ક્રોધથી આંખો રાતી કરી સર્પની પેઠે ફુંફાડો નાંખતા હાથ ઉંચો કરીને બોલ્યા કે, હે મૂઢ બુદ્ધિવાળા ! હે કૌરવોના યશને નાશ કરનાર શકુનિ ! જે પદાર્થને તું પાસા માને છે તે કાંઇ પાસા નથી પણ યુદ્ધમાં તું તે બાણોને વર્યો છે, માટે ભીમસેને જેવી રીતે કહ્યું છે તેવી રીતે તારાં સગાંવહાલાં સહિત તારો હું નાશ કરીશ માટે તારે જે કાંઇ કૌરવો માટે કરવાનું હોય તે કરી લેજે. અને હે સુબળના પુત્ર ! જો તું ધર્મથી રણસંગ્રામમાં ઉભો રહીશ તો સગાં સંબંધિયો સહિત તને તત્કાળ નાશ પમાડીશ. હે

જનમેજય ! સહદેવનાં વચનો સાંભળી સુંદર નકુળ બોલ્યા કે, દ્રુપદ રાજાની પુત્રી દ્રૌપદીને, ભરી સભામાં જુગટું રમતાં, દુર્યોધનને સારૂં લાગવા માટે, કૌરવોએ ખરાબ વાક્યો સંભળાવ્યાં છે, તે કાળની પ્રેરણાથી મરવાને તૈયાર થયેલા, અને ખરાબ આચરણવાળા સર્વ કૌરવોનો નાશ કરી, મહારાજા યુધિષ્ઠિરની આજ્ઞાથી દ્રૌપદીની પેઠે તેઓને તાબે રહેનાર હું, કૌરવો વગરની પૃથ્વી કરી નાંખીશ. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એવી રીતે મોટા હાથવાળા, અને પુરૂષોમાં સિંહ જેવા પાંડવો, ઘણી પ્રતિજ્ઞાઓ કરીને ધૃતરાષ્ટ્ર પાસે ગયા.

**एवं ते पुरुषव्याघ्राः सर्वे व्यायतबाहवः**
**प्रतिज्ञाबहुलाः कृत्वा धृतराष्ट्रमुपागमन्**

**इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि पांडवप्रतिज्ञाकारणे गुर्जरभाषायां सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥**

## અધ્યાય ૭૮ મો.–વનવાસ ગમન.

**युधिष्ठिर उवाच** आमंत्रयामि भरतांस्तथावृद्धं पितामहं ।
राजानं सोमदत्तं च महाराजं च बाल्हिकं ॥

યુધિષ્ઠિર કહે છે કે, હું, સર્વ ભરતવંશીઓ, વૃદ્ધ ભીષ્મપિતામહ, સોમદત્તરાજા, બાલ્હિક રાજા, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિદુરજી, ધૃતરાષ્ટ્ર અને સર્વ કૌરવો, યુદ્ધની ઇચ્છાવાળો સંજય, અને સર્વ સભાસદો, એ સઘળાની રજા લઇને વનવાસ જાઉં છું, અને પાછો આવીને મળીશ. વૈશંપાય કહે છે કે, હે જનમેજય ! યુધિષ્ઠિરનાં વચનો સાંભળી જેટલા ત્યાં બેઠેલા હતા તેટલા સર્વે જવાબ દીધા વગર નીચાં મોં કરી ગયા, પણ પોતાના મનમાં પાંડવોના કલ્યાણની ઇચ્છા કરી, વિદુરજી બોલ્યા કે, હે શ્રેષ્ઠ પાંડવો ! જાતે કોમળ, સદાય સુખ ભોગવનારાં, અને અવસ્થાએ વૃદ્ધ થયેલાં, રાજપુત્રી કુંતાજી વનમાં જવાને યોગ્ય નથી, માટે તે સુખેથી મારે ઘેર રહે. હું તેમનો સારી રીતે આદર સત્કાર કરીશ, અને તમો સર્વ ઠેકાણે આરોગ્યતાને પામજો. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! વિદુરજીનું વચન સાંભળી પાંડવો બોલ્યા કે, હે નિષ્પાપ વિદુરજી ! તમે અમારા કાકા છો, તોપણ પિતા સમાન છો, માટે અમે તમારે સ્વાધિન છીએ તેથી જે આપ આજ્ઞા કરો, તે કરવાને તૈયાર છીએ, બીજું જે અમને કહેવાનું હોય તે કહો- વિદુરજી બોલ્યા કે, હે ભરતકુળમાં શ્રેષ્ઠ યુધિષ્ઠિર ! હું તમને મારો એક અભિપ્રાય આપું છું કે, ધર્મથી જીતાયલો પુરૂષ પોતાના પરાજયથી ખેદ પામતો નથી, તે તમે જાણો છો, એટલે કાંઇ કહેવાનું નથી. અર્જુન જીતે તેવો છે, રણસંગ્રામમાં ભીમસેન સર્વ શત્રુઓનો નાશ કરે એવો છે, નકુલ અર્થાદિકનો સંગ્રહ કરનાર છે, ધૌમ્યાચાર્ય બ્રહ્મજ્ઞાનિયોમાં ઉત્તમ છે, અને ધર્મે ચાલનારાં દ્રૌપદી ધર્મરૂપી અર્થને મેળવવામાં કુશળ છે વળી તમે સઘળાં એક બીજાને પ્રિય, સૌ કરતાં શ્રેષ્ઠ, સૌને જોવાલાયક સ્વરૂપવાળા શત્રુઓથી પરાભવ નહીં પામનાર અને સંતોષવાળાં છો માટે તમે પાછાં આવો તેવી કોણ ઇચ્છા ન કરે ! સહુ કરે. હે યુધિષ્ઠિર ! આ તમારૂં સ્થિરપણું ઇંદ્ર સરખો શત્રુ હોય તે પણ સહન કરી શકે નહિ એવું છે.

પૂર્વે હિમાલય પર્વતમાં મેરૂસાવર્ણિએ, વારણાવત નગરમાં વ્યાસજીએ ભૃગુતુંગ પર્વતમાં પરશુરામે, અને દૃષદ્વતીમાં મહાદેવજીએ, તમને ઉપદેશ કરેલો છે વળી તમે અંજન પર્વતમાં મહાત્મા અસિત ઋષિનું માહાત્મ્ય સાંભળ્યું છે. તેમ કલ્માષી નદીને કિનારે રહેનારા ભૃગુઋષિના તમે શિષ્ય થયા છો. નારદજી તમારી સંભાળ રાખનાર છે, અને ધૌમ્યાચાર્ય તમારા ગુરૂ છે. તમે પુરૂરવના વંશમાં ઉત્પન્ન થયેલા ઐલ રાજાની બુદ્ધિ કરતાં ચડિયાતા છો, માટે ઋષિઓએ વખાણવા લાયક તમારી બુદ્ધિને, વનવાસ જવાની બાબતમાં દૃઢ રાખજો. તમે પરાક્રમથી ક્ષત્રિયોને જીતેલા છે, અને ધર્મનું સેવન કરવાથી ઋષિ લોકોને જીતેલા છો; તેમજ તમે મન વશ રાખવામાં ઇંદ્ર સરખા છો, ક્રોધમાં યમરાજા જેવા છો, દાન દેવામાં કુબેર જેવા છો, અને શત્રુઓને વશ કરવામાં વરૂણ જેવા છો. તમો સર્વનું હિત કરવા માટે શરીર સંબંધી વ્યવહારો ચલાવો છો તેથી પાણીની માફક નિર્મળ અને સહુને જીવન આપનાર છો; ઈત્યાદિ કારણોથી આશિષ આપું છું કે, હે યુધિષ્ઠિર ! તમે પૃથ્વીથી ક્ષમાને, સૂર્યમંડળથી તેજને. વાયુથી બળને, અને સર્વ ભૂતોથી સઘળી સંપત્તિને મેળવો. વળી તમો રોગ રહિત કલ્યાણવાળા થાઓ, અને વનવાસથી વહેલા વહેલા આવો, કે જેથી હું તમને તરત જોઉં. હે યુધિષ્ઠિર ! તમને જ્યારે જ્યારે દુઃખો આવી પડે ત્યારે ધીરજથી વેઠી લઇ તેને સુખ માનજો. તમે વનમાં જવાની રજા માગી, માટે મેં કલ્યાણ થવાની આશિષ આપી અને વનવાસ જઇ વહેલા આવો, એટલે હું તમને જોઉં, એવી ઇચ્છા રાખું છું. તમને આગળ પણ કોઇ પરાભવ પમાડી શક્યું હોય એમ મને યાદ નથી, ત્યારે આ વખત કોની મગદુર છે કે, તમને પરાજિત કરે ! વૈશંપાયન કહે છે કે હે જનમેજય ! સત્ય પરાક્રમવાળા યુધિષ્ઠિર એવી રીતનાં વિદુરજીનાં વચનો માથે ચડાવી ભીષ્મ અને દ્રોણાચાર્યને પગે લાગી વનમાં જવા માટે ચાલી નિકળ્યા.

**एवमुक्तस्तथेत्युक्त्वा पांडवः सत्यविक्रमः**
**भीष्मद्रोणौ नमस्कृत्य प्रातिष्ठत युधिष्ठिरः**

**इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि युधिष्ठिरवनप्रस्थाने गुर्जरभाषायामष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥**

## અધ્યાય ૭૯ મો–કુંતાજીએ કરેલો શોક.

**वैशंपायन उवाच तस्मिन्संप्रस्थिते कृष्णां पृथां प्राप्य यशस्विनीं ।**
**अपृच्छद्भृशदुःखार्ता याश्चान्यास्तत्र योषित ॥**

વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! યુધિષ્ઠિર રાજા વનમાં જવાને તૈયાર થયા તે વખતે, યશવાળાં કુંતાજીની અને બીજી જે સ્ત્રીઓ હતી, તેમની દુઃખથી પીડાએલાં દ્રૌપદીએ રજા લીધી; તથા જેને જેવી રીતે ઘટે તેવી રીતે પગે લાગીને મળ્યાં ભેટ્યાં. જે વખતે દ્રૌપદી વનમાં જવાને તૈયાર થયાં તે વખતે, પાંડવોના અંતઃપુરમાં મોટો કોલાહલ થઇ રહ્યો. અત્યંત પરિતાપ પામેલાં કુંતાજી, વનમાં જતાં દ્રૌપદીને જોઇને, શોકથી વિહ્વળ થયેલી વાણીએ બોલ્યાં કે, હે વહાલાં વહુ ! તમે સ્ત્રીના ધર્મને જાણનારાં છો, તેમ શીયળ અને

આચાર પાળનારાં છો, માટે આ મહા સંકટને પામી કાંઇ શોક કરશો નહીં. હે પવિત્ર હાસ્યવાળાં ! તમારા સ્વામીને માટે તમને કાંઇ પણ વધારે શિખામણ દેવાની જરૂર નથી. કારણ કે પતિવ્રતાના ગુણોથી તમે સાસરાનાં અને પીયરના કુળને શોભા આપી છે. હે નિષ્પાપ દ્રૌપદિ ! જે વાકયોથી તમે કૌરવોને ખેદ ઉપજાવી બાળ્યા છે તે વાકયો પ્રમાણેજ તેઓના ભાગ્યમાં છે. મારા ધ્યાનથી વધારે પ્રતિષ્ઠાને પામેલાં તમે, સુખેથી જાઓ, અને તમને કાંઇ રસ્તામાં દુઃખ પ્રાપ્ત માં થાઓ. પતિવ્રતા સ્ત્રીયોને આવવાનાં સુખ દુઃખમાં જરાપણ હર્ષ શોક થતો નથી, તેવાંજ તમે છો, માટે શ્રેષ્ઠ ધર્મથી રક્ષા પામીને, જલદી સુખ પામશો. હે મોટી બુદ્ધિવાળાં ! વનમાં વસનારા મારા પુત્ર સહદેવને જોઇને, પ્રાપ્ત થયેલા દુઃખથી તે દુઃખ ન પામે તેમ કરજો. હે જનમેજય ! આ રીતે કુંતાજીનાં વચનો માથે ચડાવી, છુટા કેશવાળાં, આંખોમાંથી આંસુ પાડતાં અને એક વસ્ત્રવાળાં રજસ્વળા દ્રૌપદી, ત્યાંથી જવાને નીકળ્યાં તે વખતે આંસુ પાડતાં ચાલ્યાં જતાં દ્રૌપદીની પાછળ દુઃખથી કુંતાજી ગયાં, ત્યારે અલંકાર અને શ્રેષ્ઠ વસ્ત્રો વગરના, મૃગચર્મ ઓઢેલા, લાજથી કાંઇક નીચું મોં નમાવતા, રાજી થયેલા શત્રુઓએ પરાભવ પમાડેલા, અને સગા સંબંધીઓએ શોક કરેલા, પોતાના સર્વ પુત્રોને જોઈ, તેમની પાસે આવી મળીને શોકથી રડતાં રડતાં બોલ્યાં કે, અરે ધર્મમાં વર્તનારા, સારી સ્થિતિથી શોભાયમાન, મોટા મનવાળા, દૃઢ ભક્તિવાળા, અને દેવતાઓ સરખા તેજસ્વી તમોને, કયાંથી આવું દુઃખ આવી પડયું ? આવડો બધો કાળમાં શો ફેરફાર થયો ! આ દુઃખ જે હું નજરે જોઉં છું તે કોના ક્રોધથી પ્રાપ્ત થયું ! તે સમજાતું નથી, પણ હું ધારૂં છું કે, મેં તમોને જન્મ આપ્યો તે ઉત્તમ ગુણોથી યુક્ત છે. તે છતાં દુઃખને માટે થયો; વાસ્તે મારાજ ભાગ્યનો આમાં દોષ હશે. સમૃદ્ધિ વિનાના તથા વીર્ય, સત્વ, બળ, ઉત્સાહ અને તેજવાળા તમે, શરીરે આવા દુબળા છતાં, દુઃખે ન જઇ શકાય એવા વનમાં કેમ રહી શકશો ! અરે ! તમને વનવાસ નિશ્ચે થશે, એમ હું જાણતી હોત તો, પાંડુરાજા મૃત્યુ પામ્યા તે વખતે, શતશ્રૃંગ પર્વતથી હું હસ્તિનાપુર પ્રત્યે આવતજ નહીં. તપ અને બુદ્ધિથી યુક્ત, તમારા પિતા પાંડુરાજાને હું ધન્ય માનું છું કે જેને પુત્રો સંબંધી પીડા થવાથી, સ્વર્ગમાં જવાની ઇચ્છા ઘણી પ્રિય લાગી. જ્ઞાનેંદ્રિયોથી જાણવામાં ન આવે એવા જ્ઞાનવાળાં, અને ધર્મને જાણનારાં કલ્યાણી માદ્રી, પરમગતિને પામી ગયાં; માટે એમને પણ હું ધન્ય માનું છું. પ્રીતિ, બુદ્ધિ અને ગતિથી, જેની સાથે હું જોડાએલી હતી, તેજ હું, તેને મૂકીને કલેશને ભોગવવા જીવવાની આશા રાખી બેસી રહી માટે મને ધિઃકાર છે. હે દ્રૌપદિ ! ઘણાં દુઃખને પ્રાપ્ત થયેલાં તમો બધાં-મારાં બાળકોથી વિખૂટી નહિ પડતાંહું વનમાં આવીશ, માટે મારો તમે કેમ ત્યાગ કરો મા. પાંડુરાજાની પેઠે, સદૈવ મારા નાશવાળા પ્રાણનો વિધાતાએ પ્રમાદથી અંત આણ્યો નહીં, તેથી મારૂં આયુષ્ય પૂરૂં થતું નથી. હે દ્વારકાંના રહેવાસી ! હે બળદેવજીના નાના ભાઈ શ્રીકૃષ્ણ ! આ વખતે તમે કયાં ગયા છો ! મારા પુત્રો તથા મારૂં દુઃખમાંથી કેમ રક્ષણ કરતા નથી ! જન્મ અને મૃત્યુ રહિત આપનું, જે પુરૂષો ધ્યાન કરે છે, તેમનું આપ રક્ષણ કરો છો, એ વાત આ વખતે કેમ ખોટી પાડો છો ? આ મારા પુત્રો ધર્મ, યશ, અને વીર્ય એ સઘળાંને અનુસરીને ચાલનારા હોઇ દુઃખ ભોગવવાને યોગ્ય નથી, માટે તેમની ઉપર દયા કરો. અરે નીતિના અર્થને જાણનારા ભીષ્મપિતામહ ! દ્રોણા-

ચાર્ય ! અને કૃપાચાર્ય ! આપ કુરૂકુળના શિરછત્ર બેઠેલા છો તેમ છતાં આવી આપત્તિ કેમ આવી પડી ! હે મહારાજ પાંડુરાજા ! આપ કયાં છો અને આ વખતે, શત્રુઓએ દ્યૂતમાં જીતેલા, અને વનમાં જતા તમારા શ્રેષ્ઠ પુત્રોની કેમ ઉપેક્ષા કરો છો ! હે માદ્રિના પુત્ર સહદેવ ! તું મને મારા શરીરથી પણ અતિ પ્રિય છે; માટે પાછો વળ. આમ કુપુત્રની માફક મારો ત્યાગ શાને કરે છે ! સત્યને રાખનારા તારા ભાઈઓ જો વનમાં જતા હોય તો ભલે જાય, પણ તું તો અહીં રહીને મારૂં રક્ષણ કરવાથી થતા ધર્મને સંપાદન કર. વૈશંપાયન કહે છે–હે જનમેજય ! એવી રીતે વિલાપ કરતાં કુંતાજીને, આનંદ વગરના પાંડવો દંડવત્ પ્રણામ કરીને, વનમાં જવાને રવાને થયા. આ વખતે અતિ શોકાતુર થયેલા વિદુરજી, પીડાયેલાં કુંતાજીની, ભાગ્યનું પ્રબળપણું પ્રતિપાદન કરનારાં વાકયોથી આશ્વાસના કરી, ધીરે ધીરે પોતાના ઘર પ્રત્યે લઇ ગયા. ત્યાર પછી કૌરવની સ્ત્રીઓ દ્યૂત મંડપમાં દ્રૌપદીનાં વસ્ત્રોનું આકર્ષણ, અને પાંડવોની સાથે તેનું વનવાસ જવું વગેરે સઘળું સાંભળીને કૌરવોની નિંદા કરતી, અત્યંત રૂદન કરવા લાગી; ઘણીવાર સુધી, પોતાના હાથમાં માથું નમાવી વિચાર કરવામાં પડી ગઇ, તે વખતે ધૃતરાષ્ટ્ર રાજા પણ, પોતાના પુત્રોનો અન્યાય જોઇને, ખેદયુક્ત અંતઃકરણથી અતિ તાપ પામ્યા. આકુળ અંતઃકરણે વિચાર કરી, " તમે જલદી અહિં આવો " એવા સંદેશાથી વિદુરજીને તેડાવ્યા. ત્યાર પછી પોતાના ઘર પ્રત્યે આવેલા વિદુરજીને તેમણે આ પ્રમાણે પૂછવા માંડયું.

ततो जगाम विदुरो धृतराष्ट्रनिवेशनं
तं पर्यपृच्छत्संविग्नो धृतराष्ट्रो जनाधिप:

इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि द्रौपदीकुंतीसंवादे गुर्जरभाषाया मेकोनाशीतितमोऽध्याय: ॥ ७९ ॥

## અધ્યાય ૮૦ મો–જતાંજતાં પાંડવોએ દેખાડેલો ક્રોધ.

धृतराष्ट्र उवाच कथं गच्छति कौंतेयो धर्मपुत्रो युधिष्ठिर: ।
भीमसेन: सव्यसाची माद्रीपुत्रौचपांडवौ: ॥

ધૃતરાષ્ટ્ર પૂછે છે—હે વિદુરજી ! ધર્મપુત્ર યુધિષ્ઠિર, ભીમસેન, અર્જુન, સહદેવ, નકુળ, ધૌમ્યાચાર્ય, અને યશવાળાં દ્રૌપદી, એ સર્વ વનમાં કેવી રીતે ગયાં તે હું સાંભળવા ઇચ્છું છું, માટે તેઓની વર્તણુક કહી દેખાડો. વિદુરજી બોલ્યા કે, કુંતીના પુત્ર યુધિષ્ઠિર રાજા, વસ્ત્રથી પોતાનું મોં ઢાંકીને ચાલે છે, તેની પાછળ ભીમસેન પોતાના બે હાથ પહોળા કરી તેના સામી નજર નાખતા નાખતા જાય છે, અર્જુન હાથ વતી રેતીને વેરતા જાય છે, માદ્રીના પુત્ર સહદેવ પોતાના મોઢા ઉપર રંગ ચોપડીને જાય છે અને લોકને જોવા લાયક વિહ્વળ થયેલો નકુળ, પોતાના શરીર ઉપર ધૂળ ભરી જાય છે; તેમ દ્રૌપદી પણ મોટી આંખો વાળું પોતાનું મુખ છુટા ચોટલાથી ઢાંકી દઇ રોતી રોતી યુધિષ્ઠિરની પછવાડે જાય છે. હે ધૃતરાષ્ટ્ર ! ધૌમ્યાચાર્ય પણ હાથમાં દર્ભ લઇને ભયંકર યમરાજ સંબંધી સામવેદના મંત્રોને માર્ગમાં ગાતા ગાતા ચાલે છે. આવાં વાકયો સાંભળી

ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે, હે વિદુરજી ! પાંડવો વિવિધ પ્રકારના વેષ લઇને જાય છે તેનું કારણ શું તે તમે મને કહો ? વિદુરજી બોલ્યા કે, હે રાજન ! તમારા પુત્રોએ રાજ્ય અને દ્રવ્ય કપટથી લઈ લીધું તોપણ, તે વગરના થયેલા ચતુર ધર્મરાજાની બુદ્ધિ ધર્મથી ચલાયમાન થઇ નથી. હે ધૃતરાષ્ટ્ર ! તમારા પુત્રો ઉપર દયાવાન અને કપટથી જીતાએલા ધર્મરાજા, ક્રોધે ભરેલાં નેત્રો નહીં ઉઘાડીને, "મારી ક્રોધયુક્ત ભયંકર આંખોથી, આ લોકને બાળવો એ ઠીક નહીં," એમ વિચારી પોતાનું મોં ઢાંકીને ચાલેછે. હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! હવે ભીમસેન વિષે કહું છું કે, તે પોતાની ભુજાના બળથી ગર્વ પામેલો ભીમસેન, પોતાના હાથ વિશાળ કરીને, "જેવું બળ આ મારા હાથમાં છે, તેવું કોઇનામાં નથી." એવા અભિપ્રાયથી સૌને બતાવતો જાય છે. અર્જુન શત્રુઓ ઉપર બાણનો વર્ષાદ વરસાવવો, એજ પોતાનો ધર્મ છે, એમ દેખાડવા માટે "જૂદી જૂદી થઇ ગયેલી રેતીની પેઠે શત્રુઓ ઉપર બાણનો વર્ષાદ વરસાવીશ" એવા અભિપ્રાયથી રેતીને વેરતો વેરતો યુધિષ્ઠિરની પાછળ જાય છે. સહદેવ, "મારૂં મોઢું દેખીને મને કોઇ ઓળખે નહીં તો ઠીક" એવા વિચારથી મુખ ઉપર રંગ ચોપડીને જાય છે. હે રાજન ! નકુળ પણ પોતાનું સુંદર શરીર દેખીને માર્ગમાં કોઇ સ્ત્રીઓનાં અંતઃકરણ ખેંચાય નહીં, તેને માટે ધૂળ ભરીને યુધિષ્ઠિરની સાથે જાય છે. તેમજ એક વસ્ત્રવાળાં, છુટા કેશવાળાં, અને રજસ્વળા દ્રૌપદી ચાલતી વખત રોતાં રોતાં એવાં વચન કહે છે કે, "જેઓએ મને આવી દશાએ પોંચાડી, તેઓની સ્ત્રીયો ચૌદમે વર્ષે પતિ પુત્ર સગાં સંબંધીઓ જેનાં નાશ પામી ગયાં છે, ચોટલાઓ જેના છુટા છે. જેનાં શરીરો લોહીથી ખરડાઈ રહ્યાં છે, અને રજસ્વળા ધર્મને પામેલી છે, એવી તેઓ પોતાનાં સગાં સંબંધીને દાર્ધાજલિ આપીને હસ્તિનાપુર પ્રત્યે પ્રવેશ કરજો." ધૌમ્યાચાર્ય નૈઋતકોણ તરફ દર્ભનાં આગ્રો રાખીને, યમના સંબંધી સાંમવેદના મંત્રો ભણતા ભણતા પાંડવોની આગળ જાય છે; તેનું કારણ એટલું કે, જ્યારે સંગ્રામમાં, ભરતકુળમાં ઉત્પન્ન થનારા કૌરવો નાશ પામી જશે, ત્યારે તેઓના ગુરૂઓ, જેમ હું ભણું છું, તેમ યમ સંબંધી સામવેદના મંત્રો ભણશે, એમ જણાવેલું છે. હે ધૃતરાષ્ટ્ર ! જેઓ પાંડુરાજાના પુત્રોને રાજ્યના લોભથી દેશનિકાલ કરે છે તે વૃદ્ધ કૌરવોએ બાળકની પેઠે આચરણ કર્યું તે સૌ જુઓ. અરે ! આપણા રાજા આ વખતે આપણો ત્યાગ કરી વનમાં જાય છે, માટે આપણે હવે અનાથ છીએ, તેથી આપણે લોભી દુષ્ટ કૌરવોમાં પ્રીતિ કેમ રાખીએ એવી રીતે દુઃખથી પીડાયલી પ્રજા, વારંવાર ઘણો શોક કરે છે. એવી રીતે બુધિમાન્ પાંડવો, મનના ભાવ અને બહારના દેખાવથી પોતાના હૃદયના દુઃખને જણાવતા વનમાં જાય છે પણ જ્યારે હસ્તિનાપુરમાંથી નિકળ્યા, ત્યારે વરસાદ વગર વિજળી થવા લાગી, ધરતી કંપવા લાગી, અમાવાસ્યા વગર સૂર્ય ગ્રહણ થયું, અને બીજા પણ અનેક તરેહના ઉત્પાત થવા લાગ્યા. વળી ગીધ પક્ષીઓ, શિયાળ અને કાગડાઓ, દેવતાઓના સ્થાનકમાં ચૌટામાં, કોઠાઓમાં અને અગાશિયોમાં માંસ લઈ ઉતરી પડયાં. તેઓ અપશકુનના શબ્દો બોલવા લાગ્યા. હે ધૃતરાષ્ટ્ર ! તમારા ખરાબ વિચારથી ભરતકુળના નાશને માટે, આવા ખરાબ ઉત્પાતો થાય છે. વૈશંપાયન કહે છે કે, હે જનમેજય ! એવી રીતે ધૃતરાષ્ટ્ર અને બુદ્ધિમાન વિદુરજી વાત કરે છે, ત્યાં મોટા મોટા ઋષિઓથી વિંટાયેલા નારદજી, કૌરવોની સભામાં આવીને બોલ્યા કે, આજથી ચૌદમે વર્ષે દુર્યોધનના અપરાધથી અને ભીમસેન

તથા અર્જુનના ક્રોધથી, કૌરવોનો નાશ થવાનો છે, એમ કહી ઘણા બ્રહ્મતેજને ધારણ કરનારા દેવર્ષિ નારદજી અંતર્ધાન થઇ ગયા. પછી દુર્યોધન, કર્ણ, અને શકુનિએ, દ્રોણાચાર્યને આશ્રયરૂપ માની રાજ્ય નિવેદન કર્યું, ત્યારે તેમણે ક્રોધે ચહેલા દુર્યોધનને, દુઃશાસનને, કર્ણને અને બીજા પણ સર્વ ભરતવંશિયોને કહ્યું કે, દેવતાઓના પુત્ર પાંડવો, કોઇથી માર્યા જાય એવા નથી, એમ બ્રાહ્મણો કહે છે, તો પણ સર્વ રાજાઓ સહિત, શરણે આવેલા ધૃતરાષ્ટ્ર રાજાના પુત્રોના પક્ષમાં, મારા બળ પ્રમાણે રહેલો છું, તેઓનો ત્યાગ કરવાને ઇચ્છતો નથી માટે મને એમ લાગે છે કે, આ વખતે દૈવ એજ માત્ર બળવાન છે. દ્યૂતમાં જીતાયેલા પાંડવો પોતાના સત્ય ધર્મથી વનમાં જાય છે. તેઓ બાર વર્ષ સુધી ત્યાં રહેશે, તથા ક્રોધને વશ થયેલા અને બ્રહ્મચર્યને ધારણ કરનારા તેઓ મારી સાથે મહા દુઃખયુક્ત વૈર ઉભું કરશે. તેમ મેં દ્રુપદ રાજાની મિત્રતા તોડી રાજ્યથી ભ્રષ્ટ કર્યો, તે કારણથી તેણે મને મારવા સારૂ પુત્ર ઉત્પન્ન થવાનો યજ્ઞ કર્યો, ત્યારે યાજ અને ઉપયાજના તપના બળવડે, અગ્નિના કુંડમાંથી, ધૃષ્ટદ્યુમ્ન પુત્ર અને વેદીમાંથી સુંદર દેહવાળી દ્રૌપદી ઉત્પન્ન થયાં છે. હવે ધૃષ્ટદ્યુમ્ન પાંડવોનો સાળો થાય છે, અને તે તેઓને અત્યંત પ્રિય છે, તેથી મને ઘણો ભય લાગે છે; કારણ કે જે ધૃષ્ટદ્યુમ્ન, અગ્નિની જ્વાળા સરખો, દૈવયોગથી પ્રાપ્ત થયેલો, ધનુષ્ય બાણને ધારણ કરનારો, કવચો પહેરનારો, મનુષ્યના રૂપને ધારણ કરનાર કાળ સરખો મને લાગે છે. શત્રુઓના બળને નાશ કરનારો, વળી પાંડવોના પક્ષમાં મળેલો છે. રથી અને અતિરથી પુરૂષોની ગણનામાં મુખ્ય તથા જુવાન અર્જુનની સાથે યુદ્ધમાં મને સમાગમ થશે, ત્યારે હું અતિ દુઃખ જેમ થાય તેમ મુવા સરખો બની જઇશ. હે કૌરવો ! એથી વધારે પૃથ્વીમાં બીજું મને કયું દુઃખ છે ? લોકને તો જાણીતું છે કે, "દ્રોણાચાર્યનું મોત ધૃષ્ટદ્યુમ્નને હાથે છે" અને તેમ સિદ્ધ થયેથી વળી જગતમાં વધારે પ્રસિદ્ધ થઇ જશે. આ દુઃખદાયક વખત મને તમારે લીધેજ પ્રાપ્ત થયો છે, માટે પાંડવોને વનમાં કાઢી મૂક્યા એટલુંજ નહીં પણ, એથી વધારે આપણું શ્રેય થાય તેમ કરવા માંડો. જેમ હેમંતઋતુમાં તાડના વૃક્ષની છાયા થોડીવાર રહે છે, તેમ આ વખત હવે સુખ થોડીવાર રહેવાનું છે, માટે મોટા મોટા યજ્ઞો કરો, દાન આપો, અને મનગમતાં ખાનપાનાદિક ભોગ ભોગવી લ્યો, કારણ કે આજથી ચૌદમે વર્ષે કૌરવોનો નાશ થવાનો છે. આવી રીતનાં દ્રોણાચાર્યનાં વચનો સાંભળીને ધૃતરાષ્ટ્ર રાજા બોલ્યા કે હે વિદુરજી ! ગુરૂ દ્રોણાચાર્ય બરાબર કહે છે, માટે વનમાં જતા પાંડવોને પાછા તેડી લાવો, અને તેઓ મારા પુત્રો, ઘણી મહેનતે પણ પાછા ન આવે તો, શસ્ત્રો, રથો, પાયદળ, અને નાના પ્રકારના ભોગ ભોગવવાના પદાર્થો સહિત તેમને જવા દો.

**यदि ते न निवर्तंत सत्कृतायां तु पांडवाः**
**सशस्त्ररथपादाता भोगवंतश्च पुत्रकाः**

**इति श्रीमहाभारते सभापर्वणि अनुद्यूतपर्वणि विदुरधृतराष्ट्रद्रोणवाक्ये गुर्जरभाषायामशीतितमोऽध्यायः ॥ ८० ॥**

## અધ્યાય ૮૧ મો. બધાં નાશનાંજ ચિહ્ન છે.

**वैशंपायन उवाच वनं गतेषु पार्थेषु निर्जितेषु दुरोदरे ।**
**धृतराष्ट्रं महाराज तदा चिंता समाविशत् ॥**

વૈશંપાયન કહે છે કે હે જનમેજય! દ્યૂત રમવામાં પાંડવો હારીને વનવાસ ગયા ત્યારે વિહ્વળતામાં બેઠેલા, નિસાસા નાખતા, અને ચિંતાતુર થએલા ધૃતરાષ્ટ્ર રાજાને સંજયે પૂછ્યું કે, હે મહારાજ! પાંડવોનું રાજ્ય જીતી લઇને તેઓને વનમાં કાઢયા અને આખી પૃથ્વી હવે તમારે હાથ આવી છે, તેમ છતાં ચિંતા શા માટે કરો છો! ત્યારે ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, મારાથી બળવાન્ અને યુદ્ધ કરવામાં ચતુર પાંડવો સાથે વેર બંધાયાથી, કેમ ચિંતા ન થાય! સંજય બોલ્યા કે, હે રાજન! હું તો એમ ધારૂં છું કે, જે વૈર બંધાયું તે તમારાંજ સુકૃત્યોથી બંધાયું છે, તેથી સર્વનો નાશ એની મેળે થઇ જશે. જુઓને ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય, અને વિદુરજીએ ના પાડી તો પણ પાંડવોની ધર્મથી ચાલનારી પ્રિય સ્ત્રી દ્રૌપદીને લઇ આવવા માટે, તમારા મંદ બુદ્ધિવાળા નિર્લજ્જ દુર્યોધન પુત્રે સૂતના પુત્ર પ્રાતિકામીને મોકલ્યો. જે પુરૂષને દેવતાઓ પરાભવ પમાડવાના હોય, તેની બુદ્ધિને તેઓ પ્રથમ ખેંચી લે છે, જેથી તેની બુદ્ધિ મલિન થઇ જાય છે અને નાશનો વખત આવે છે, ત્યારે તેના હૃદયને ન્યાય અને અન્યાયની ખબર પડતી નથી. તેમજ વિનાશ થવાને માટે, અનર્થ હોય તે અર્થરૂપ થાય, અને અર્થ હોય તે અનર્થરૂપ થાય, તોપણ તે તેને સારૂં લાગ્યા કરે છે. તમે નક્કી જાણજો કે, કાળ કાંઇ લાકડી લઇને માથામાં મારવા આવતો નથી, પણ એટલુંજ કે, જ્યારે વિપરીત થવાનું હોય ત્યારે તે આમ બતાવી આપે છે. દુઃખ થાય તેવાં આચરણો કરાવે એટલુંજ તેનું જોર છે. સભા મધ્યે તપ કરનારાં દ્રૌપદીને ખેંચનારાઓએ મહા ભયંકર યુદ્ધ હાથે કરીને મેળવેલું છે. એ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી, મહા સ્વરૂપવાન, યશને મેળવનારી, અને યજ્ઞની વેદીથી જન્મ લેનારીને, પરાભવ કરી સભામાં કોણ લઇ આવે! વળી સ્ત્રીના ખરા ધર્મ પાળનારીને, જ્યારે સભામાં લઈ આવ્યા, ત્યારે તેને દ્રવ્ય ગએલા, રાજ્ય હારેલા, વસ્ત્ર વગરના, શોભા વિનાના સર્વ કામ કરવામાં અશક્ત, દાસપણાને પામેલા, ધર્મના પાશથી બંધાઇ ગએલા, અને પરાક્રમ કરવાને અશક્ત પોતાના પતિઓને જોઇ અત્યંત દુઃખ અને ક્રોધ પેદા થયાં. આ સમયે દુર્યોધને અને કર્ણે ઘટે નહીં તેવાં વચનો તેને સંભળાવ્યાં, માટે એ બધું જે થયું છે તે મને પ્રતિકૂળ ભાસે છે. ધૃતરાષ્ટ્ર બોલ્યા કે, હે સંજય! તેની ક્રોપની દૃષ્ટિથી, આખી પૃથ્વી બળી જતાં પણ એક મારો પુત્ર કેમ બચે! ધર્મવાળાં અને રૂપયૌવનથી શોભિતાં દ્રૌપદીને સભામાં આવેલાં જોઈ, ગાંધારી સાથે બેઠેલી સર્વ કૌરવોની સ્ત્રીયોએ હાહાકાર કરી મેલ્યો હતો, અને હજી સઘળી પ્રજાની સાથે તેઓ શોક કર્યા કરે છે. ક્રોધ પામેલા બ્રાહ્મણો અગ્નિમાં હોમ કરતા નથી. જે વખત દ્રૌપદીનાં વસ્ત્રો ખેંચાયાં તે વખતે મહા ભયંકર વજ્રના સરખો શબ્દ થયો, આકાશમાંથી તારા પડવા લાગ્યા, પ્રજાને ભય ઉત્પન્ન કરનાર પર્વણી વિના સૂર્ય રાહુનું ગ્રહણ થવા લાગ્યું, તેમજ રથશાળામાં આગ લાગવા માંડી, દુર્યોધનના અગ્નિહોત્ર તરફ શિયાળ બોલવા લાગ્યાં, ગધેડાઓ ચોતરફ ભૂંકવા લાગ્યાં, અને ભરતકુળના માઠા પરિણામ બતાવવાને, ધજાઓ પણ પડવા લાગી. હે સંજય!

આ વખતે ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, સોમદત્ત, બાલ્હિક, એ બધા ત્યાંથી ઉઠી ગયા ત્યારે વિદુરજીની પ્રેરણાથી મેં કહ્યું કે, " જે જે વરદાન દ્રૌપદી માગે, તે હું આપું છું. એવાં મારાં વચનો ઉપરથી દ્રૌપદીએ પોતાના પતિઓનું દાસપણું છોડાવવાનું માગ્યું, અને તેથી મેં પણ તેને રથ અને સમૃદ્ધિ લઇ જવાને આજ્ઞા આપી. ત્યાર પછી સર્વ ધર્મને જાણનાર વિદુરજીએ કહ્યું કે, " દ્રૌપદીનું સભામાં આવવું થયું, તે ભરત કુળને નાશ કરનારૂં છે. પંચાળ દેશના રાજાની પુત્રી, લક્ષ્મી સરખી દ્રૌપદી, પાંડવોની પછવાડે જાય છે, તેનો કલેશ તેઓ કદી સાંખી રહેનાર નથી. મોટા બળવાળા યાદવો, અને પંચાળ દેશના રાજાઓ, વાસુદેવ ભગવાનની ઓથમાં રહી સઘળા પાંડવો સાથે આવશે; તેમાં પંચાળ રાજાથી વિંટાયેલા મહા બળવાન ભીમસેન, કાળ આવે તેમ ગદા ઉછાળતા આવશે. તે વખતે અર્જુનના ધનુષ્યનો ટંકાર અને ભીમસેનની ગદાને કોઇ રાજાઓ સહન કરી શકનાર નથી; માટે મને લાગે છે કે, તેઓની સાથે, કજીઓ ન કરતાં સલાહ કરી લેવી, એ સારી છે; કારણ કે કૌરવ કુળમાં પાંડવો બળવાન છે. મહા બળિયા જરાસંધ રાજાને એક હાથના પ્રહારથીજ ભીમે રણસંગ્રામમાં મારી નાંખ્યો માટે એ તરફથી સંધી કરવી એ ઘણું સારૂં છે, માટે તેમ થવું જોઇએ. હે ધૃતરાષ્ટ્ર! આમ થવાથીજ તમે કલ્યાણને પામશો." હે સંજય ! આવી રીતનું તેનું બોલવું મેં મારા પુત્ર દુર્યોધનના હિતને માટે માન્ય કર્યું.

**एवं गावल्गणेक्षत्ता धर्मार्थसहितं वचः**
**उक्तवान्नगृहीतं वै मया पुत्रहितैषिणा**

**इति श्रीमहाभारते शतसाहस्र्यां संहितायांवैयासिक्यां सभापर्वणि अनुद्यूतपर्वणि धृतराष्ट्रसंजयसंवादे गुर्जरभाषायामेकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥**

**॥ सभापर्व समाप्तं ॥**